નિવૃત્તિ પછી
વિદ્યાનગરનો કાર્યભાર વહેનાર
શ્રી એચ. એમ. પટેલને

## મેં ભાઈકાકાનું જીવનચરિત્ર કેમ લખ્યું?

મારું આ ચાલીસમું પુસ્તક પ્રસિદ્ધ થાય છે, પણ જીવન-ચરિત્રનું પહેલું જ પુસ્તક છે. એ વખતે સહેજે સવાલ થાય કે મેં કોઈનું નહિ અને મુ. ભાઈકાકાનું જ જીવનચરિત્ર કેમ લખ્યું? જેમનું જીવનચરિત્ર લખવું જોઈએ તેમ મને વસ્યું હોય તેવા પુરુષો-માંથી ભાઈકાકાના પરિચયમાં આવવાનું સૌથી વધુ બન્યું છે. સન ૧૯૪૪માં હું આણંદમાં વસતો થયો તે જ અરસામાં વિદ્યા-નગરની પ્રવૃત્તિના મંડાણ શરૂ થયાં હતાં. ભાઈકાકા આણંદમાં ચરોતર એજ્યુકેશન સોસાયટીના અતિથિગૃહમાં રહેતા હતા. કોઈ નાના બાળકને આપણી નજર તળે જોતજોતામાં મોટા થતો જોઈએ અને તે નામના કાઢે ત્યારે એના પ્રત્યે સવિશેષ આત્મીયતા બંધાય છે. વિદ્યાનગરને એ રીતે વિકસતું, ફૂલ્યુંફાલ્યું પ્રત્યક્ષ જોવા મળ્યું તેથી એના સર્જક—વિશ્વકર્મા પ્રત્યે આદરભાવ જન્મ્યો.

જીવનચરિત્ર લખવાની પ્રેરણા જાગી એમના વાનપ્રસ્થી તરીકેના સેવાના પાસાથી. જુદા જુદા પુરુષોનાં ચરિત્રો જુદી જુદી પ્રેરણા આપે છે. મહાત્માજીનું ચરિત્ર ભવ્ય છે, તો જવાહરલાલજીનું મહાન છે. છતાં એ બંનેનાં ચરિત્રોને પૂર્વ ભૂમિકા છે. મહાત્માજીના પિતા રાજકોટના દીવાન હતા. એ બૅરિસ્ટરના અભ્યાસ માટે ઇંગ્લૅન્ડ ગયા તે કુટુંબના પ્રતાપે. જવાહરલાલજી મહાન પિતાના મહાન પુત્ર છે. અતિ સામાન્ય કુટુંબમાંથી આવેલા મહર્ષિ ધોંડો કેશવ કર્વેના જીવન-ચરિત્રે મને વધુ પ્રભાવિત કર્યો છે. ભાઈકાકાનું જીવન મને એ કારણે પ્રભાવિત કરી ગયું છે કે ૫૨ વર્ષની ઉંમર સુધી એ કેવળ સરકારી

અમલદાર હતા. સેવા કરવાની નિવૃત્તાવસ્થાની યોજના પ્રમાણે એમણે સરકારી નોકરીમાંથી વહેલા નિવૃત્ત થઈ વાનપ્રસ્થાશ્રમને અનોખી રીતે શોભાવ્યો છે.

સરકારી નોકરીમાં રહીને બે સેવકો ચિર સુવાસ મૂકી ગયાના દાખલા મોજુદ છે. એક સ્વ. મોતીભાઈ અમીનનો અને બીજો સ્વ. પ્રોફેસર જયશંકર ત્રિવેદી ( જે. પી. ત્રિવેદી )નો. પરંતુ એ બંને સરકારી નોકરી સાથે પહેલેથી સેવાભાવને વર્યા હતા. ભાઈકાકાની બાબતમાં એવું ન કહી શકાય. આ કારણે એમનું અજાણ્યું પૂર્વજીવન જાણવાની ઉત્સુકતા થાય તે સ્વાભાવિક છે. આવી ઉત્સુકતાને વશ થઈ મેં એમનું જીવનચરિત્ર લખવાની '૫૦ના જાનેવારીમાં શરૂઆત કરી હતી.

ભાઈકાકા સાથે છૂટક છૂટક એમના જીવનના પ્રસંગોની વાતો નીકળતી હતી. તેમની અદ્ભુત યાદશક્તિ અને સળંગ રજૂઆત કરવાની કુશળતા એવી હતી કે એમનું જીવનચરિત્ર લખવું તે માખણનું ઘી કરવા જેવું સહેલું હતું. એ લખાવે અને મારે લખી લેવું તે સગવડ ન હોત તો ધૂળધોયાનું કામ કરવાની હિંમત મેં ભીડી ન હોત. એ અર્થમાં, આ જીવનચરિત્ર હોવા છતાં આત્મકથા છે તેમ કહેવું ન્યાયોચિત ગણાશે. મહાભારત માટે જેમ કહેવાય છે કે વ્યાસજી લખાવતા અને ગણપતિ લખતા, મહાભારતના ભગીરથ કાર્ય સાથે આની કોઈ રીતે સરખામણી થઈ શકે નહિ અને તે કરવાનો અહીં હેતુ પણ નથી, પરંતુ બંને વચ્ચેની સ્થૂલ સરખામણી કરી મારું આમાં ખાસ કર્તૃત્વ નથી તે સ્પષ્ટ કરવા ઉદ્દેશ છે. છતાં જો કંઈ કર્તૃત્વ હોય તો એ ચરિત્રને જોઈએ તેટલો ન્યાય ન આપી શકાયો હોય તો એ મારી મર્યાદાનો દોષ છે — ભાઈકાકાની રજૂઆત કરવાની શક્તિનો નહિ.

આ જીવનચરિત્ર '૫૦ના જાન્યુઆરીના અંકથી 'પાટીદાર' માસિકમાં શરૂ થઈ, દર અંકે એક પ્રકરણ પ્રગટ થઈ બરાબર બે વર્ષે

ધરાવતા સહિષ્ણુ કહી શકાય, છતાં સરદાર સાહેબ તરફ એ કેટલા અનુદાર અને અસહિષ્ણુ હતા? સરદાર સાહેબ વિરોધીઓને એવા ડંખ મારતા કે ઘડીમાં હનો ન હતો થઈ જતો. આ દાખલા આપીને ભાઈકાકાની વિરોધીઓ પ્રત્યેની અસહિષ્ણુતાનો બચાવ કરવાનો હેતુ નથી, પરંતુ પ્રજા તરીકે આપણે સહિષ્ણુતાનો ગુણ કેળવવાનો કેટલો બાકી છે તે જ એમાથી જોવાનું રહે છે.

આ ઉપરાંત, હાથ નીચેના માણસો ઉપર વિશ્વાસ મૂકવાનો અને જવાબદારી સોંપવાનો ગુણ જેનામાં હોય છે, તેની સાથે સાથે એવા માણસોથી દોરવાઈ જવાના અવગુણથી ભાગ્યે કોઈ મુક્ત હોય છે. ગુણના પડછાયા સમ જ એ અવગુણ છે. કોઈનો એ પડછાયો નાનો હોય છે, તો કોઈનો મોટો હોય છે એટલું જ, બાકી સંત પણ એનાથી સાવ મુક્ત હોઈ શકતા નથી. ભાઈકાકાના પ્રશં-સકોને એમની અનુદારતા ખૂંચે છે તેમ એમની ઓછાવત્તા પ્રમાણમાં દોરવાઈ જવાની મનોવૃત્તિ પણ ખૂંચે છે. એ દોરવાઈ જવાના અવગુણને લીધે, વિરોધીઓ ઉપર એ જે દોષ બદલ પ્રહાર કરે છે તેવી જ ધરતી એમના પગ નીચે છે તેનો એમને ખ્યાલ આવતો નથી.

પરંતુ આ એમના અવગુણોનો પડછાયો એટલો નાનો છે કે એમાં એમની કાયા દબાઈ જતી નથી. સરદાર સાહેબ વધુમાં વધુ વિરોધીઓ પ્રત્યે અનુદાર હતા, છતાં એમની લોકપ્રિયતાને ઊની આંચ આવી નથી. આજે એ હયાત નથી ત્યારે પણ લોકો દેશ ઉપર કંઈ આફત – મુશ્કેલી આવતાં એમને યાદ કરે છે — સરદાર હોત તો ચીનથી છેતરાત નહિ! એનો અર્થ માણસ વહાલો નથી, એનું કામ વહાલું છે. આઝાદી પછી ગુજરાતના ફલક ઉપર ભાઈકાકાએ નવરચનાનું જે કામ કર્યું છે તેવું મોટું બીજું કાર્ય ખાસ જોવા મળતું નથી. વળી સૈનિક સ્વભાવને લીધે વિદ્યાનગરના સર્જનનું યુદ્ધ ઓછું થતાં, આરામથી કામ કરવાનો વખત આવ્યો ત્યારે યુદ્ધ વિના સુખ ન હોય તેમ એ રાજકારણમાં કૂદી પડ્યા. 'પરની

ચૂંટણી વખતે ૬૫ વર્ષની ઉંમરે, વિદ્યાનગરના સર્જક તરીકે વધુમાં વધુ કીર્તિમાન હતા ત્યારે એ હાર્યા. એ હારને એમણે જે રીતે જીરવી છે તે નજરે જોનારને ખાતરી થાય કે એ સાચા સૈનિક છે. હારથી એ નાસીપાસ થયા નથી. એક દસકા પછી, ૭૪ વર્ષની વૃદ્ધ ઉંમરે એમણે બીજી વખત ચૂંટણીમાં સેનાપતિ તરીકે ઝંપલાવ્યું અને સ્વતંત્ર પક્ષને ગુજરાતમા વિરોધપક્ષ તરીકે સફળતાપૂર્વક બહાર લાવ્યા. રાજકારણ એ વિવાદાસ્પદ ક્ષેત્ર છે એટલે એમનું પગલું જનતામા વિવાદાસ્પદ રહે તેમાં નવાઈ નથી. પરંતુ જે બીનરાજકીય વર્ગ માને છે કે એમણે રાજકારણમાં નહોતું પડવું જોઈતું તે ય સ્વીકારે છે કે લોકલાગણીને એ વાચા આપે છે. એમના જેવા વિરોધ-પક્ષમાં હોય તે જરૂરી છે. વળી એમણે ૭૬મું વર્ષ બેસતા પહેલાં જાહેર કરી દીધું કે હવે તે જીવનની ચોથી અવસ્થા – સંન્યસ્તમાં પ્રવેશે છે એટલે સક્રિય રાજકારણમાંથી નિવૃત્ત થશે. ગુજરાત સ્વતંત્ર પક્ષના પ્રમુખસ્થાનેથી એપ્રિલ '૬૪માં ભરાનાર વાર્ષિક અધિવેશન વખતે એ નિવૃત્ત થવાના છે. ધારાસભાની '૬૭ની નવી ચૂંટણી વખતે તે ઊભા રહેશે નહિ. આર્ય સંસ્કૃતિએ ચોથી અવસ્થામાં શક્તિશાળી વ્યક્તિઓને પણ જાહેરક્ષેત્રથી નિવૃત્ત થવાનું યોગ્યું છે. જો એ નિવૃત્ત ન થાય તો બીજા માણસોની જવાબદારી ઉપાડવાની શક્તિ કેળવાય નહિ અને શ્રદ્ધા પેદા ન થાય. રાજાજીની જેમ એ સ્વતંત્ર પક્ષને જરૂર હશે તો સલાહ-દોરવણી આપવાનું ચાલુ રાખશે. બાકી, મુખ્યત્વે એ ચિંતન, લેખન તથા પ્રાર્થનામાં સમય ગાળશે.

એમની રાજસી પ્રકૃતિને પીછાનતા સૌને સંન્યસ્તની સાત્વિકતા એ સાધ્ય કરી શકશે કે કેમ તે સવાલ છે. એનો પ્રત્યુત્તર ભવિષ્ય આપશે, પરંતુ એમનામાં દૃઢ મનોબળ છે અને જે ક્ષેત્રમાં પડે તે ક્ષેત્રમાં સોંસરા નીકળી જવાની તાકાત એમણે આજ સુધી બતાવેલી છે, તે જોતાં એમને માટે એ અશક્ય નથી. આ ગુણો

બીજા પુરુષોમાં ય જોવા મળે છે, પરંતુ લોકશાહી સમાજવાદમાં અનુભવી અને નિઃસ્વાર્થી લોકસેવકો માટે ભાઈકાકાની માફક વાનપ્રસ્થ અવસ્થા સ્વીકારી પ્રજાસેવક બનવા તરફ સમાજજીવનનો પ્રવાહ વળવો જોઈએ.

વિનોબાજી આ પરિસ્થિતિ ઉપર જ ભાર મૂકે છે. ઉત્તર પ્રદેશની યાત્રામાં એક ભાઈએ એમને સવાલ પૂછ્યો હતો : ' માણસે ગૃહસ્થાશ્રમમાંથી ક્યારે નિવૃત્ત થવું જોઈએ અને પોતાનો સમય સેવામાં ગાળવો જોઈએ ? ' એનો જવાબ વિનોબાજીએ તા. ૩જી નવેમ્બર '૫૧ના ' હરિજન બંધુ 'માં નીચે પ્રમાણે આપેલો છે : ' તમારે જો કેળવાયેલા, તાલીમ પામેલા, અનુભવી, સંયમી અને નિઃસ્વાર્થી સમાજસેવકો લાખોની સંખ્યામાં જોઈતા હોય તો તમારે આશ્રમ ધર્મની જીવનપદ્ધતિ પાછી સજીવન કરવી પડશે. પ્રાચીન કાળના લોકો ઘરની જવાબદારી પોતાનાં સંતાનોને સોંપીને તપ એટલે સમાજહિતના પ્રયોગો કરતા હતા. આજે તો બ્રાહ્મણો પણ એ વ્યવસ્થા ભૂલી ગયા છે. પુત્ર, પિતા, પિતામહ બધા જ સાથે અદાલતમાં વકીલાત કરે એ કેવું હાસ્યાસ્પદ છે ! જાણે તેમની પાસે બીજું કશું કરવાનું જ ન હોય અને મરણ જ તેમની પાસેથી તેમનો ધંધો છોડાવી શકે એમ હોય ! કુટુંબજીવનમાંથી નિવૃત્ત થઈને વાનપ્રસ્થ થવાની બાબતમાં લોકમત કેળવવો જોઈએ. નિઃસ્વાર્થ કાર્યકર્તાઓ પેદા કરવા માટેની એ ચાવી છે.'

આઝાદીના સંગ્રામમાં દેશનાં હોનહાર અને તેજસ્વી સ્ત્રી-પુરુષોએ કુટુંબની જવાબદારીને અને અંગત કારકિર્દીને હડસેલી દઈને ઝંપલાવ્યું હતું. યુદ્ધ વખતે નાગરિકોની પ્રથમ ફરજ જુદા જુદા મોરચો સંભાળી લેવાની હોય છે. પરંતુ યુદ્ધ ન હોય ત્યારે નાગરિક જીવન સ્વાભાવિક વહેતું રહે છે. સ્વરાજ્ય પછી આપણે જોઈએ છીએ કે જુદા જુદા ક્ષેત્રના શક્તિશાળી માણસો રાજકારણમાં સક્રિય ભાગ લેતા નથી. કોંગ્રેસ જેવા મુખ્ય પક્ષ પાસે સત્તા

હોવા છતાં એમાં બીજા ક્ષેત્રે કારકિર્દી કાઢી હોય કે કાઢી શકે તેવા તેજસ્વી પુરુષોની કેટલી ભરતી થઈ? આજે કોંગ્રેસથી માંડી બધા રાજકીય પક્ષોને મોટામાં મોટી ખોટ હોય તો શક્તિશાળી અને નિઃસ્વાર્થી કાર્યકર્તાઓની. એવાં સ્ત્રી-પુરુષો આજે નથી શું? છે જ, પરંતુ યુદ્ધ ન હોય ત્યારે સાધુના ત્યાગની પ્રેરણા મોટા ભાગમાં ક્યાંથી પ્રગટે? વિજ્ઞાનના નિયમ પ્રમાણે કોઈ સ્થાન ખાલી-ખમ (વેક્યુમ) રહી શકતું નથી. એથી રાજકારણમાં ઓછી શક્તિ-વાળા, સ્વાર્થી અને તકસાધુઓ ભરાતા જતા જોવા મળે છે. પશ્ચિ-મમાં ધંધાદારી રાજકારણીઓનો વર્ગ પેદા થયો છે. જેમ માણસ ધંધા તરીકે વેપારમાં પડે છે, તેમ રાજકારણમાં પડે છે. રાજ્યવહી-વટ ચાલવો તો જોઈશે જ. કાં સેવાભાવિ સેવકો દ્વારા ચાલે, કાં ધંધાદારી રાજકારણીઓ દ્વારા ચાલે. ઇંગ્લેન્ડના જનસમાજમાં નાગ-રિક ભાવના સારી રીતે ખીલેલી છે એટલે ધંધાદારી રાજકારણી-ઓમાં પણ અમુક ઊંચું આચારધોરણ જોવા મળે છે. જ્યાં એવું નથી ત્યાં, પાડોસના ફ્રાન્સમાં લોકશાહીના ભૂંડા હાલ થયા છે. આપણે ત્યાં આચારનું પ્રજાકીય ધોરણ નીચું છે તે સંજોગોમાં રાજ્યવહીવટ ધંધાદારી રાજકારણીઓના હાથમાં પડશે તો કેવા હાલ થશે તેની કલ્પના આપોઆપ આવી જાય છે. એમાંથી જો ઊગરવું હોય તો સમાજમાં નિઃસ્વાર્થી અનુભવી સેવકો હોવા જોઈએ. એવો ત્યાગ યુદ્ધ ન હોય ત્યારે લોકો જુવાનીમાં બતાવે તેમ બનવાનું નથી, તે સ્વરાજ્ય પછીનો અનુભવ કહે છે. એનો એક જ ઉપાય, ગુરુ ચાણી, વિનોબાજી કહે છે તે અને ભાઈકાકાના જીવન દ્વારા પ્રત્યક્ષ જોવા મળે છે તે વાનપ્રસ્થાશ્રમમાં સમાજહિત ખાતર પુરુષોએ કુટુંબની બહાર નીકળવું જોઈએ.

ઇંગ્લેન્ડમાં હાઈકોર્ટના ન્યાયાધીશો માટે આ પરિપાટી છે. જેણે વકીલાતમાં નામના કાઢી હોય અને પ્રૌઢ ઉંમરે પહોંચી કમાઈ લીધું હોય તેને રાજા ન્યાયાધીશ બનવા આમંત્રણ આપે છે. કમાણીના

દૃષ્ટિએ એ ખોટનો ધંધો છે. વકીલાતમાં એ જેટલું કમાતો હોય છે તેના કરતાં ન્યાયાધીશનો પગાર ઓછો મળે છે. પરંતુ રાજ્યના આમંત્રણને કોઈ પાછું ઠેલતું નથી. એને માન ગણવામાં આવે છે. દેશ એની સેવા માગે છે એટલે તે આપવાની એ ફરજ ગણે છે. આથી હાઈકોર્ટના ન્યાયનું ધોરણ ઊંચું રહે છે અને તેના ચુકાદા અંગે પક્ષપાતનું આરોપણ થતું નથી. આપણે ત્યાં જો રાજકારણનું અને બીજી જાહેર સેવાની સંસ્થાઓનું ધોરણ ઊંચું રાખવું હોય તો ભાઈકાકાની માફક તેજસ્વી પુરુષોએ ધંધામાંથી નિવૃત્તિ સ્વીકારી સેવા ધર્મ સ્વીકારવો રહ્યો.

આ દૃષ્ટિએ ભાઈકાકાનું જીવન વિવિધ શક્તિઓ સાથે અમુક મર્યાદાઓવાળું હોવા છતાં પ્રેરણારૂપ છે. ગુજરાતના ફલક ઉપર વાનપ્રસ્થીની આ પ્રકારની એમની સેવા સૌથી વધુ પ્રકાશે છે. એથી પ્રેરાઈને બાર વર્ષ ઉપર મેં તેમનું પૂર્વજીવન લખ્યું હતું. તે પછીનાં વર્ષોએ એમણે જે સેવાકૃત્ય કરી છે તેથી એ સવિશેષ પ્રેરણારૂપ બન્યું છે. એ સંન્યસ્તની ચોથી અવસ્થામાં પ્રવેશે છે તે વખતે લાભે ગાજે પુસ્તક પ્રગટ થવાનો યોગ પ્રાપ્ત થાય છે તેમાં વિધિનો શો સંકેત હશે તેની કંઈ ખબર નથી. પરંતુ આ પ્રસંગે હું કૃતાર્થતા અનુભવું છું અને અંતરથી એમને વંદન કરી વિરમું છું.

તા. ૨૬-૧-'૬૪
પંચશીલ સોસાયટી
અમદાવાદ-૧૩

ઈશ્વર પેટલીકર

# અ•નુ•ક્ર•મ

૧

## પુત્રનાં લક્ષણ પારણામાં

સોજીત્રાના સાંઢ એટલા જાણીતા હતા કે સન ૧૯૨૧માં બ્રાઝીલની સરકારે ૨૬૦૦ રૂપિયામાં એક સાંઢ ખરીદ્યો હતો. આમ સોજીત્રા એના સાંઢ માટે ગૌરવ લઈ શકતું તેમ એનું દુઃખ પણ ભોગવતું. એ માતેલા સાંઢ ખેતરમાં પેસી જઈ નુકસાન પણ ઘણું કરતા.

સંવત ૧૯૩૩નું ઔડિયું પડયું અને વરસ જેમતેમ ખેંચી કાઢવા ખેડૂતોએ શિયાળુપાક કૂવે કર્યો ત્યારે આ સાંઢનો ત્રાસ ઘણો વધી પડયો હતો. આઠ વીઘાંના ખરવાડ ખેતરમાં ખેડૂતના હૈયાને ડોલાવે તેવા લીલાછમ ઘઉં લહેરાં લેઈ રહ્યા હતા. પરંતુ એ ડોલતા ખેડૂતના હૈયાને એક સાંઢ છૂંદી નાખતો હતો. એ એવો પેધ્યો હતો કે રાત્રે એ ખેતરમાં પેસી જાય. ખેડૂતની સામો થાય અને પાક ભેલાડે.

એની ફરિયાદ લેઈ ખેડૂત જમીનમાલિક પાસે આવ્યો. હકીકત કહી. ઘાભાઈએ પોતાના ભાઈ (કાકાના દીકરા) ચતુરભાઈ સામે નજર કરી. બંનેએ એકમત થઈ સાંઢની ખો ભુલાવવાનો નિર્ણય કર્યો. રાત્રે બંને ભાઈઓ ડાંગ લઈને ખરવાડ ખેતરમાં ગયા. સાંઢભાઈ તો રોજની ટેવ પ્રમાણે પેઠા ખેતરમાં. એને ચોડે અંદર આવવા દેઈ બંને ભાઈઓએ હુમલો શરૂ કર્યો. એકે પૂંઠે ડંડાટવા માંડયો. માતેલો સાંઢ માંથું વીંઝવા અવળો ફરે ત્યાં એનાથી સવાઈ ઝડપે બીજા ભાઈ દોડી જઈને એની પડે પહોંચી જાય અને ફટકા

ચાલુ રાખે. ડંડા પડતા જાય તેમ સાંઢ વધુ ફૂંફાડા ચાલુ રાખે. પૂંઠ ઉપર બેસીને કોઈ ફટકારતું હોય તેમ ડંડા એની પૂંઠે ચાલુ પડયા જ કરે.

સાંઢ વીરની માફક કાયરની માફક ભાગી જવાનો રસ્તો ન લેતાં સામનો કરવાનો પ્રયત્ન કરતો હતો. પરંતુ એનો ગજ ન વાગ્યો અને લોથ થઈને ભોંયે પડયો. બંને ભાઈઓએ સામસામું જોયું. પડયા ઉપર પાટું મારવાનો અર્થ ન હતો. પરંતુ સાંઢને આ ખેતરની હદ બરાબર બતાવવી જોઈએ કે ફરી એમાં પગ ન મૂકે એમ માની બંનેએ એનું પૂંછડું પકડયું અને આઠ વીઘાંના એ ખેતરના શેઢાની ત્રણ વખત પ્રદક્ષિણા કરાવી. છેલ્લે, જો ફરીથી આ ખેતર સામું જોયું છે તો, એવી કડક ચેતવણી આપી ઝાંપલી બહાર એને ઘસડીને મૂકી દીધો!

એ ઘાભાઈ તે ભાઈલાલભાઈના પિતા. કાકાના દીકરા ચતુરભાઈ તે જાણીતા કોંગ્રેસી સદ્‌ગત રાવજીભાઈ મણિભાઈ પટેલના દાદા.

ઘામાં આટલી શક્તિ હતી એટલું જ નહિ પણ ઊંડી ભાવના પણ હતી. એક દિવસ બે રૂપિયાનું ઘી એમણે આણેલું તે એમનાં પત્નીએ પવાલીમાં ગરમ કરવા ચૂલા ઉપર મૂકેલું. એક સમડીની એની ઉપર નજર પડી. અગાસિયામાં મનુષ્યપ્રાણીની ગેરહાજરી જોઈ સમડીએ લાગ સાધ્યો. ઝડપ મારી એણે પવાલી પગમાં પકડીને ઊંચકી–ઊડવા પ્રયત્ન કર્યો. પરંતુ પવાલી વધારે ગરમ હતી એટલે એના પગ દાઝયા અને એણે ઊંચેથી પવાલી પડતી મૂકી... ઘી ઢોળાઈ ગયું. એ ખબર ઘાને પડતાં એ હસીને બોલ્યા: 'ઠીક થયું.

પત્નીએ પૂછયું: કેમ એવું બોલ્યા?'

ઘા: 'ગરીબનું મફતનું ન પચે એટલે ભગવાને તે ઘી ઢોળાવી નંખાવ્યું.'

બે કણબીઓ વચ્ચે ઝઘડો ચાલતો હતો. એનો નિકાલ કરવા ઘાને બોલાવેલા. ઘાએ જે તોડ કાઢયો તેથી બંનેને સંતોષ થયો

અને બંનેએ એક એક રૂપિયો ખુશાલીનો આપ્યો. ઘા નહોતા લેતાં પરંતુ બંનેએ આગ્રહ કરીને આપ્યો. એ બે રૂપિયાનું દશ શેર ઘી આવ્યું તે આમ ઢોળાઈ ગયું.

સોજીત્રામાં નાનીબાની ધર્મશાળા છે. એ નાનીબાને મોટી મિલકત એટલે પુત્ર દત્તક લેવો હતો. એમની નજર ઘાના દીકરા ભાઈલાલ ઉપર ઠરેલી. એ અંગે વાતાવરણ શરૂ થયેલું. ત્યાં ઘા ગુજરી ગયા એટલે સવાલ જીબાબા પાસે આવ્યો. દીકરો દત્તક જાય તો મોટી મિલકત મળે એવી હતી. એ મિલકત પિત્રાઈ કાકાની હતી એટલે દત્તક આપવામાં દીકરાને કુટુંબ બહાર દેશવટો દેવાનો પણ ન હતો. પરંતુ મોટી મિલકત હોય ત્યાં એને માટે તકરાર હોય છે તેમ આમાં પણ હતું. જીબાબાએ છેવટ કહ્યું: 'કુટુંબમાં ઝઘડો છે એટલે દીકરાનો કંઈક જીવ જાય. એના નસીબમાં હશે તો કમાશે અને ભોગવશે—મારે દત્તક નથી આપવો.'

આવાં પતિપત્નીને ઘેર સં. ૧૯૪૪ના વૈશાખ વદ ૧૩ની પ્રાતઃકાળે સાત વાગે એક પુત્રનો જન્મ (મોસાળ સારસામાં) થાય છે. તે અગાઉ એ દંપતીને આંગણે એક પુત્ર અને એક પુત્રી અવતરી ચૂક્યાં હોય છે. આ પુત્રના જન્મ પછી ય એક પુત્ર ઉછરે છે. પરંતુ આ દંપતીનું ત્રીજું સંતાન, રોજ જેમ બાળકો જન્મે છે, જીવે છે, અને મરે છે તેમ અજાણ્યું જન્મીને મરવા સર્જાયું ન હતું અને એ કારણે જ જ્યારે ત્રણ સહોદર નાની વયમાં અવસાન પામે છે ત્યારે એ ત્રીજું સંતાન, ૬૦મે વર્ષે ચરોતરમાં સરસ્વતીની ભાગિરથી ઉતારે છે! માની કૂખ અને પિતાની પેઢીને ઉજાળે છે.

વહુનાં લક્ષણ બારણામાં અને પુત્રનાં લક્ષણ પારણામાં, એ કહેવત પ્રમાણે ભાઈલાલ પાંચમા વર્ષે ભણવા બેસે છે ત્યારથી એની તેજસ્વીતા દેખાઈ આવે છે. પહેલી ચોપડીમાં એ પહેલા નંબરે પાસ થાય છે. બીજી ચોપડીમાં જે વિદ્યાર્થી હોશિયાર ન હોય એણે પણ ફરજિયાત હોશિયાર થવું પડે તેવા મોતીભાઈ માસ્તરના હાથ નીચે

આવે છે. વળી બીજી ચોપડીમાં તે વખતે બીજી અને ત્રીજી ચોપડીનો ભેગો અભ્યાસ ચાલતો. એથી વિદ્યાર્થીઓનો બે ચોપડીનો અભ્યાસ એ માસ્તર પાસે બરાબર પાકો થતો.

કવિઓ, લેખકો, ચિત્રકારો, ટૂંકમાં કલાકારો ધૂની હોય છે. પરંતુ શિક્ષકો ધૂની હોય છે તેવું કહેવાતું નથી. શિક્ષકો વેદિયા મનાય છે ખરા. પરંતુ મોતીભાઈ માસ્તર કવિના જેવા ધૂની હતા. નિશાળનો સરકારી વખત ગમે તે હોય, પરંતુ એમના બીજા ધોરણના વર્ગનો સમય સ્પેશિયલ હતો. સવારમાં મોંસૂઝણું થાય ત્યારથી એમના વર્ગના વિદ્યાર્થીઓને નિશાળમાં પહોંચી જવું પડતું, તે સાંજે રૂમમાં અંધારું થાય એટલે વર્ગ વરંડામાં લે, વરંડામાં અંધારું થાય એટલે કમ્પાઉન્ડમાં વર્ગ લેવા માંડે અને ત્યાં પણ દેખાતું બંધ થાય એટલે વર્ગને છૂટી! ૧૧ વાગે જમવા જવા, બે વાગે ચવાણું લેવા અને વચ્ચે વચ્ચે રમવા માટે છૂટી મળતી. આ એમની નિશાળ રવિવારે પણ બંધ ન રહેતી અને દિવાળીને દહાડે પણ બંધ ન રહેતી! દિવાળીને દહાડે ફટાકડા લેઈને વિદ્યાર્થીઓને બોલાવે અને નિશાળમાં એ ફોડાવે!

આટલી મહેનત પછી વિદ્યાર્થીને ન આવડે તો મારનો પાર નહિ. હોશિયારી બતાવે તેને મોતીભાઈ માસ્તર પોતાના આઠ રૂપિયાના પગારમાંથી કાગળ, પેન અને પેન્સિલ લાવી રાખ્યાં હોય તેમાંથી પ્રોત્સાહન માટે ઇનામ આપે! ભાઈલાલનો આ ઇનામ જીતવામાં આગળ નંબર જ હોય.

સાતમી ગુજરાતીમાં ભાઈલાલ આવે છે ત્યાં અંગ્રેજી પાંચમી ભણતો વિદ્યાર્થી ગણિતનો હિસાબ ન આવડે તો નાના સરીખડા ભાઈલાલને પૂછે—આટલો હિસાબ જરી કરી આપ ને.

પૂછનાર વિદ્યાર્થી અંગ્રેજીમાં છાપેલો હિસાબ ગુજરાતીમાં સ્લેટમાં લખીને આપે એટલે ભાઈલાલ ફટાફટ આંકડા મૂકી હિસાબ કરી આપે! પેલો વિદ્યાર્થી મોં ફાડીને નાના ભાઈલાલ સામે તાકી

રહે. ભાઈલાલના ભણવામાં વિષયો તો બધા સારા. સ્મરણશક્તિ તીવ્ર, પરંતુ ગણિતનો એ ભારે રસિયો. રમતમાં વિદ્યાર્થીને જેટલો રસ પડે એટલો રસ ભાઈલાલને ગણિતમાં પડે.

અંગ્રેજી બીજામાં આવતાં ભાઈલાલને અંગ્રેજીમાં લખેલા ગણિતના દાખલા સમજતાં આવડી ગયું એટલે એને ગણિતનો એક એક દાખલો ગણવાનો નાદ લાગ્યો. ગોખલેનું ગણિત લે છે અને દાખલા ગણી નાખે છે. એ ગણિત પૂરું થતાં સંતોષ થવાને બદલે વધુ પાનો ચડે છે અને સાધારૃષ્ણનું ગણિત પૂરું કરે છે. તેથી પણ એના ગણિતશોખની તૃષા નથી છીપતી એટલે એ ટેટનું ત્રીજું ગણિત હાથમાં લે છે અને તે ગણી કાઢે છે. આમ અંગ્રેજી ત્રીજીમાં આવતાં નાનો ભાઈલાલ ત્રણ ત્રણ ગણિતના દાખલા જે શિક્ષકોને પણ નાકમાં પાણી આણી દેતા તે ગણી કાઢે છે!

બીજી બાજુ નાથાભાઈ માસ્તર ફળિયામાં રહે તે રોજ રાતે મહાભારત અને રામાયણ વાંચે અને બૈરાં સાંભળતાં તેમાં નાનો ભાઈલાલ જઈને બેસે અને તેના સંસ્કાર મેળવે છે. ઈનામમાં ઇનામ તરીકે મનસુખરામ સૂર્યરામનું 'અભ્યુદય' સંસ્કૃતમય પુસ્તક મળેલું તે અંગ્રેજી બીજીમાં વાંચે છે. ગણિતની જેમ વાંચવાની ભૂખ ઉઘડે છે અને ભાગવત, માર્કંડેય પુરાણ, વનરાજ ચાવડો, કરણઘેલો, સધરા જેસંગ, ચરિત્ર ચંદ્રિકા, ભામિની ભૂષણ, એમ જે પુસ્તકો હાથ ચડવા માંડ્યાં તે ત્રીજી અંગ્રેજીમાં એ વાંચી નાખે છે. તે સાથે દસ અવતારનાં ૧૨૦ પાનનો ગંજીફો આવતો તે રમવા માંડે છે. યાદશક્તિની તેમાં જબરી જરૂર. ત્રણ માણસથી તે રમાય અને છેલ્લે એક એક પાન દરેકના હાથમાં રહે ત્યારે સામાના હાથમાં અડેકું પાન કયું તે કહી શકે તે જીતે! ભાઈલાલ તેમાં પણ યાદશક્તિનું પાણી બતાવવા માંડે છે.

આમ અભ્યાસમાં આગળ વધવાની એનામાં બુદ્ધિ છે, ત્યારે એ બુદ્ધિને રૂંધે તેવી બીજી બાજુથી પરિસ્થિતિ સર્જાય છે. પિતાને

ક્ષયનું દર્દ લાગુ પડે છે એટલે મરતાંજીવતાં ભાઈલાલનું લગ્ન પતાવી દેવા દસમે વર્ષે વિવાહ થાય છે અને લગ્ન પતી જાય છે. મોટાભાઈ અને મોટીબહેનનાં લગ્ન ૮ અને ૭ વર્ષની ઉંમરે પતી ગયાં હોય છે એટલે એ રીતે ભાઈલાલનું લગ્ન મોટી ઉંમરે થયું કહેવાય ! છતાં એ વખતે લગ્નના ફેરા ફેરવાના એટલું જ, કન્યા સાસરે આવતી મોટી થતી ત્યારે. લગ્નને ન તૂટી શકે તેવું વેવિશાળ કહીએ તોપણ ચાલે. વરરાજા માટે સ્પેશિયલ તૈયાર કરાવેલો ...સ, પગમાં સાંકળા અને તોડા, હાથમાં સોનાની કલ્લીઓ, કાનમાં વેળિયા વગેરે સાજ સજી એ ઉંમરે પરણવા ગયેલા ભાઈલાલની આજની પેઢીને તો કલ્પના જ કરવાની રહેશે.

પરંતુ એ ઉંમરે લગ્ન જીવનમાં વિશેષ ભાગ ભજવતું નહિ એટલે તેનો વધારે વિચાર કરવાનો રહેતો નથી. પિતાજીને લાગુ પડેલો ક્ષય ગામના વૈદ્ય અને ખંભાતના વૈદ્યથી મટી શક્યો નહિ અને સં. ૧૯૫૪માં વાઘબારસને દિવસે પિતા દેવ પામ્યા. ભાઈલાલ તે વખતે અગિયારમા વર્ષમાં છે. ગુજરાતી સાત પૂરી કરીને અંગ્રેજીમાં સાત પૂરી કરીને અંગ્રેજીમા દાખલ કરવાના પિતાના આગ્રહને લીધે સાતમી ભણે છે. અને સાથે પહેલી અંગ્રેજીનો અભ્યાસ કરતો હોય છે. પિતાના અગ્નિદાહ વખતે હાથમાં હાંલ્લી લેઈ એને સ્મશાને જવાનું થાય છે. એ કોઈ બાળક આ સ્થિતિમાં મુકાતાં પોક મૂકી દે પણ ભાઈલાલને રડવું આવતું નથી. મનમાં થાય છે પણ ખરું કે, પોતે રડતો નથી એટલે લોકોને કેવું લાગશે —બાપ મરી ગયો છે પણ રડતો ય નથી ! પણ કોણ જાણે શાથી ભાઈલાલને રડવું ન આવ્યું તે ન જ આવ્યું !

મોટાભાઈ—રામભાઈ તે વખતે અંગ્રેજી પાંચ સોજીત્રામાં પૂરી કરી, બીજે નંબરે પાસ થઈ પેટલાદ હાઈસ્કૂલમાં રા રૂપિયાની સ્કોલરશિપ મેળવી ભણતા હોય છે. '૫૪ના વરસમાં ખેતીનો પાક સારો પાક્યો હતો એટલે અગિયાર વરસનો ભાઈલાલ ખભે

ઢેબરાં મૂકી, એની ઉંમરના કાકાના દીકરા, પુરુષોત્તમ સાથે મેથલ-પુર, મધરોલ, ભલાડામાં આવેલી પોતાની જમીનનો પાક લેવા ખેતરે ફરતો હોય છે. રાતવાસા રહેતો હોય છે. અને બાએ બાંધી આપેલાં ઢેબરાં ખાઈ પાણી પીતો હોય છે. ઘરમાં પંદર વર્ષના મોટાભાઈ સિવાય પુરુષવર્ગમાં કોઈ રહ્યું નહિ, અને મોટાભાઈ રહ્યા પેટલાદ એટલે જમીનનો પાક લેવા જનાર અગિયાર વરસનો કરતોકારવતો ભાઈલાલ. બા ઘેર રહ્યાં રહ્યાં સૂચન કરે તે પ્રમાણે એ કામ કરે છે.

પિતાના મૃત્યુ પછી બાનું એ આઘાતથી શરીર સાજુંમાંદું રહેવા લાગ્યું. સવારનાં ચાર વાગ્યેથી શિફી રાતના મોડા સુધી કામ કરનાર સશક્ત બાનું શરીર જોતજોતામાં એ જતાં રહેશે તેવું ગળવા લાગ્યું અને પિતાના મૃત્યુ પછી બરાબર એક વરસે સં. ૧૯૫૫ની ધનતેરસે બા પણ પિતા પાછળ ચાલ્યાં ગયાં. ઘરનું એ છત્ર પણ ગયું. છતાં ભાઈલાલને રડવું ન આવ્યું !

પિતાનો ધંધો ધીરધારનો હતો. પરંતુ એ ધીરધાર ગોલા, મોચી, ઘાંચી, રબારી, ડબગર, વગેરે અર્ધશિક્ષિત વર્ગ પાસે હતી એટલે જરૂર પડે તે વખતે તાકીદે રકમ વસૂલ થાય એવી ન હતી. સામી બાજુ કોઈએ જમા રકમ મૂકી હોય તે માગે એટલે આપવી પડે. આમ પંદર હજારની ઉઘરાણી હતી અને ૧૫૦૦ રૂપિયાની જમે મૂકેલી રકમ ચૂકવવાની હતી છતાં એ મુશ્કેલ કામ હતું. તેમાં એક વરસની અંદર બે બારમાં અને વરસીનું ખર્ચ આવ્યું તે નફામાં. આ બધો વ્યવહાર મોટાભાઈ કરી શકે તેમ ન હતા; પરંતુ એમના સસરાએ આવીને બધી વ્યવસ્થા કરી દીધી. ફોઈનાં દીકરાએ પણ મદદ કરી અને વ્યવહાર પતાવ્યો. પણ હવે ?

આવતું વરસ એ કંઈ સામાન્ય વરસ ન હતું. જેમણે એ વરસ જોયું નથી તેવા આ પેઢીના માણસો પણ 'છપ્પનિયાનો દુકાળ' એ નામ સાંભળતાં ખી જાય છે. બા ગઈ તે ચોમાસામા

વરસાદ પડયો ન હતો એટલે આવતું નવું વરસ દુકાળનું હતું.

સોજીત્રા એટલે વેપારનું મથક. વડોદરા રાજ્યમાં પહેલું ગુજરાતી નિશાળનું સરકારી મકાન વડોદરામાં બંધાયેલું અને તે પછી બીજું મકામ સોજીત્રામાં બંધાયેલું. ખંભાત રેલ્વે લાઈન આવેલી નહિ તે પહેલા પેટલાદ કરતાં સોજીત્રાનું મુખ્ય મહત્ત્વ હતું. સોજીત્રા એટલે ભાલનું બારું, એનું મુખ્ય વેપારી મથક. હજારો મણ ઘઉં એના બજારમા આવી ઠલવાય. કાબરીની દાળ અને તેલ માટે સોજીત્રા જાણીતું. તેલની ૫૦ ઘાણીઓ ગામમા ચાલતી હતી. ખંભાતી તાળા તરીકે જે મજબૂત તાળું વખણાય છે તે સોજીત્રાના લુહારનો ગૃહઉદ્યોગ. ખંભાતના બજારમાં મુખ્યત્વે વેચાતું એટલે એને લોકો ખંભાતી તાળું કહે છે. ખંભાતમાં એને સોજિત્તરિયા તાળા તરીકે ઓળખે છે. ખીલા, ચપ્પુ, છરી પણ વખણાતાં. સોજીત્રાના સાંઢનો પ્રથમ ઉલ્લેખ કર્યો છે. લુહારના જેવા સુતાર પણ એમના ધંધામાં નિપુણ હતા. ઠેઠ રજપૂતાનામાં રથ કરી આપવા માટે રાજામહારાજાઓ અને જાગીરદારો સોજીત્રાથી સુતાર તેડાવતા. સોજીત્રાનો સુંદરપાક જાણીતો, રંગારાનું મોટું મથક. ડબગરોનો ચામડાનો ગૃહઉદ્યોગ પણ મોટો હતો.

આ બધા સોજીત્રાના ગૃહઉદ્યોગ ભાઈલાલે બાળપણમાં જોયેલા. પછી તે ઉદ્યોગોને પરદેશની હરીફાઈમાં સગી આંખે મરતા જોયા. આજે સોજીત્રામાં ઉદ્યોગોના અવશેષો પણ રહેવા પામ્યા નથી. આજે વિદ્યાનગરના વિશ્વકર્મા ગૃહઉદ્યોગને સજીવન કરવાના મનોરથ સેવે છે, તેનું કારણ નાનપણમાં આ ગૃહઉદ્યોગ નજરે જોયેલા અને પ્રજાને સ્વાવલંબી રીતે જીવતાં જોયેલી તે છે.

પરંતુ એ તો આજની વાત છે. સંવત ૧૯૫૬માં એ કુટુંબમાં કટોકટી હતી. ઘરમાં દાદીમા વડીલમાં હતાં. વૃદ્ધ હોવા છતાં જો એ સજાગ હોત તોપણ ઓછી મુશ્કેલી લાગત. પરંતુ દાદીમાનો જમણો હાથ રહી ગયેલો—અપંગ બની ગયેલાં એટલે એમને

સાચવવાનાં. મોટાભાઈ મેટ્રિકમાં એટલે એ સ્થિતિમાં અભ્યાસ મૂકીને ઘેર આવે તે ન બને. ઘરમાં રહ્યાં ત્રણ સહોદર, ચૌદ વર્ષની મોટી બહેન; ૧૨ વરસનો ભાઈલાલ, નાનોભાઈ છોટાભાઈ વળી બંનેથી નાનો.

આ સંજોગોમાં ઘરનું કરતાકારવતા કોણ? મોટી બહેન કે ભાઈલાલ?

ના, એ ઘરમાં પંદર વર્ષની એક વ્યક્તિ હતી. એ વ્યક્તિ કોણ? વળી એ વ્યક્તિ છોકરો ન હતો પણ છોકરી હતી. છોકરી નહિ, ગૃહિણી હતી. પારકે ઘેરથી આ ઘેર આવી હતી. આ ઘર એનું સાસરું હતું. કોડભરી એ સંસારમાં પગ માંડતી હતી એટલે એને કંઈ સ્વપ્નાં હશે. પહેરવા-ઓઢવાના કોડ હશે. પરંતુ ઘરનાં સાસુસસરો જતાં, અને પડનો દુકાળ આવતાં આટલી નાની ઉંમરે એને ઘરનું સુકાન હાથમાં લેવું પડયું. ભરદરિયે કુશળ નાવિકોની ગેરહાજરીમાં શિખાઉ નાના માછીના હાથમાં હોડીનું સુકાન આવી પડે તેવું આ વ્યક્તિ માટે થયું.

આ વ્યક્તિ મોટાભાઈનાં પત્ની—ગંગાભાભી.

૨

## ગંગાભાભી

૫૫ના જેઠ મહિનામાં ખૂબ વાવાઝોડું, વંટોળ અને વરસાદ થયો હતો. એ વરસાદથી વાવેતર સારી રીતે થઈ ગયાં. પણ તે પછી વરસાદ હાથતાલી આપી ચાલ્યો ગયો. ભૂખ્યું થયેલું વાછરડું ધાવવા ભાંભરે તેમ વાવેતર પાણી માટે ભાંભરી ભાંભરીને મરી ગયાં, પણ વરસાદનું પાષાણુ હૃદય તે સાલ ન પીગળ્યું તે ન પીગળ્યું. ઊગેલું વાવેતર કુમળી વયમાં જ કરમાઈ ગયું એટલે અનાજની બૂમ પડે તે પહેલા ૫૬ની સાલ બેસતાં ઘાસની બૂમ પડવા માંડી.

૫૬ના દુકાળનું તોફાન લોકોને નવું હતું. એ પેઢીએ એવો કોરો દુકાળ પહેલાં જોયો ન હતો. ૩૩ ની સાલમાં ઐંડિયું પડેલું પણ તેમાં સાવ નહિ પાકેલું એવું ન હતું. ૫૬ જેવો કડકડતો દુકાળ સંવત ૧૮૬૭માં પડેલો પરંતુ એ.જૂનો ભૂતકાળ હતો એટલે લોકો પોતાની પેઢીમાં નહિ જોયેલા એવા કારમા દુકાળના તોફાનથી ઉબતાઈ ગયા. અને દુઃખમાં હિંમત હારનાર માણસ જેમ પાયમાલ થઈ જાય તેવું પ્રજાનું થયું.

પ્રજાને જ વરસ પૂરું કરીને જીવવાની જ્યાં આશા દોહીલી હતી ત્યાં ઢોરને જીવાડે શી રીતે ! છતાં લોકો એમ ઢોરને મરવા પણ શી રીતે દે ? ઘાસ થઈ રહ્યું તે પછી લોકોએ ઝાડનાં પાન, વાડના વેલા, કંથારનાં ડાંખળાં વગેરેનો ભેગો ફટો કરીને ઢોરને મૂકવા માંડ્યો. કાંટા પ્રથમ બાળી દીધા પછી થોરના ટુકડા કરી તે

ઢોરને ખવડાવતા. કણજાના પાનની ગંધ દેખી ભેંસ ભડકે અને તેને મોં નજીક પણ ન લાવે, તે ગંધાતા પાન પણ ભેંસોએ ખાવા માંડયાં. પરિણામ એટલે સુધી આવ્યું કે ઝાડ ઉપર હાથની ચપટીમાં પકડાય તેટલું પાન ફૂટે કે લોકો ચૂંટી લે. એથી ઝાડને પાન વાટે શ્વાસ લેવાની ક્રિયા રુંધાઈ ગઈ અને તેથી લાખો ઝાડો સુકાઈ ગયાં. તળાવ અને સરોવરની પાળો લીલોતરી ઝાડ અને તે ઉપર કલરવ કરતા પક્ષી વિના સૂની પડી. કોઈનો સીમમા કળાઉ આખો પણ સહીસલામત રહી શકયો ન હતો. સિવાય કે, ખેડૂત એ ઝાડની નીચે છાપરું નાખી, ધારિયું હાથમાં લેઈ ચોકી કરતો ત્યાં હાજર રહ્યો હોય!

મહાભારતના યુદ્ધમા જેમ ભીષ્મ જેવા મહારથીઓથી માડી અદના સૈનિક સુધીનાનો ખોરો નીકળી ગયો હતો તેમ પડના જ્વાળામુખીમાં આ ઝાડો હોમાઈ ગયાં. ભલાડા નજીક ઝીલોડીનો વડ ૨૦ એકર જમીનમા એની વિશાળ કાય પાથરીને વૃક્ષોમાં ભીષ્મ પિતાનું સ્થાન ભોગવતો પથરાયેલો હતો તે પણ પડમાં હણાયો. એની ડાળે ડાળે અને પાંદડે પાંદડે ખેડૂતનાં બાળ એનાં ટળવળતાં ઢોર માટે પાંદડું ઊગતા સમું ચૂંટી લેતાં હતાં. અને એ કૂમળું પાન ઢોરના મોમાં મૂકવાને બદલે પોતાના મોમાં પણ મૂકી દેતાં હતાં. જિલ્લાના કલેક્ટર અને બીજા અધિકારીઓ એ વડ નીચે મુકામ નાખી શિકાર ખેલતા હતા તેનું ઉઠમણું. નજીકમાં પરીએજના તળાવમાંથી બતકનો શિકાર થતો. સીમમાંથી તેતરનો શિકાર થતો. શિકાર બંધ થતાં બીજી રીતે લોકોને આશીર્વાદ જેવું પણ લાગ્યું.

પરંતુ આમ હાથ માટે ઓછું પેટ ભરાય છે? ઢોર ભૂખનાં માર્યાં મરવા માંડયાં. અશક્તિ આવી જતાં ઢોર રસ્તામાં પ્રથમ આડું પડી જાય. ધણી મરતાં સુધી એને પોતાને ખીલે રાખતાં જ કંપે એટલે છેવટ એના હાથ હેઠા પડે ત્યારે એ પોતાને ખીલેથી એને છોડી મૂકે. આમ રખડતાં ઢોર રસ્તા વચ્ચે આડાં પડે કે કાગડા

એમને ઠોચવાની શરૂઆત કરે. જીવતા જીવને શી વેદના ન થતી હોય? પરંતુ પૂછડું ઊંચું કરી પક્ષીને ઉડાડવા જેટલી શક્તિ ગુમાવી બેઠેલું ઢોર કરુણ આંખે નિઃશ્વાસ નાખતું નજરે પડતું. કાગડાઓએ જ્યાં એના શરીર ઉપર ચાંદાં પાડ્યાં કે ગીધો આવી પહોંચે. પક્ષીઓ ઉજાણી ઉજવતાં હોય ત્યાં ઢોર રામશરણ થાય. સોજીત્રાના રસ્તા ઉપર ઢોરની થયેલી આ સ્થિતિ નિશાળે જતાં બાર વર્ષના ભાઈલાલે નજરોનજર જોયેલી, અને બીજા વિદ્યાર્થીઓ સાથે એણે પણ ઢોરની દયા ખાઈને પક્ષીઓને ઉડાડવા પ્રયત્ન કરેલો, પણ એમ મરેલા ઢોર ઉપર તૂટી પડેલાં ગીધને કેવળ કાંકરા મારી ઉડાડી મૂકવાં એ દુર્લભ છે એમ અનુભવ થતા વિદ્યાર્થીઓ પોતાને રસ્તે ચાલ્યા જતા.

આ ઢોર કરતાં માણસની સ્થિતિ સારી હતી એમ માનવાનું નથી. એ પેઢીએ દુકાળ નહિ જોયેલો એટલે લોકો હેબતાઈ ગયા હતા. એની સૌથી મોટી અસર એ થઈ કે ધીરધાર બંધ થઈ ગઈ. આજના જેવી અનાજની તંગીનો સવાલ ઊભો થયો ન હતો. વરસ પાક્યું ન હતું એટલે અનાજના ભાવ મોંઘા થયા હતા એ ખરું. પરંતુ ૫૪ની સાલ બહુ સારી પાકી હતી એટલે તે વખતે એક રૂપિયે મણ બાજરી. ૮–૧૦ આને મણ કોદરા. ૧૦–૧૨ આને મણ ગવાર. ૨ા રૂપિયે મણ તલ. રૂપિયાનું ૫૨ શેર દૂધ. જ્યારે ૫૬માં ૨ા રૂપિયે મણ ઘઉં. ચાર રૂપિયે મણ બાજરી. બર્માથી પહેલવહેલા આવેલા હલવાના ચોખા (ચૂનો ચોપડેલા) ૨ા રૂપિયે મણ. રૂ.નું ૧ા શેર ઘી. રૂ. નું ૧૬ શેર દૂધ. આ ભાવ બાબાશાહી રૂપિયાના હતા. રેલ્વેના વ્યવહાર સિવાય બીજે બધે બાબાશાહી નાણું ચાલુ હતું. ૫૮ની સાલમાં કલદાર નાણું બધા ક્ષેત્રમાં ફરજિયાત દાખલ થયું.

બાજરીના ભાવ સૌથી ઊંચા ગયા હતા. બીજા ભાવ મધ્યમ હતા. પૈસા હોય તો અનાજ મળી રહેતું. પરંતુ પૈસો હડતાઈ ગયો

હતો. ગરીબ અને મધ્યમ વર્ગ પાસે પૈસો શિલક હોતો નથી. ગરીબ વર્ગ મજૂરી ઉપર જીવે છે. મધ્યમ વર્ગ મજરી અને શાખ ઉપર જીવે છે. પરંતુ ધીરધાર બંધ થઈ એટલે જેની પાસે પૈસો હતો સે ફરતો અટકી ગયો. મજરી મુદ્દલ ન હતી. કડિયા–સુતારનો રોજ ચાર આના અને મજૂરનો રોજ ત્રણ પૈસા હતો. છતા એ રોજે કામ ન હતું!

સરકાર પણ તે વખતે હાલી ન હતી. આવો ભયંકર દુકાળ હતો છતા જાણે એમાં સરકારની કંઈ ફરજ ન હોય તેમ એણે આ સ્થિતિ અંગે લક્ષ આપ્યું ન હતું. લોકોને રોજી આપવા સરકારે કામ કાઢવાં જોઈએ એવો વિચાર કરવામાં આવ્યો ન હતો. પરિણામે ગરીબ વર્ગે ઘરના વાસણ, નળિયા, વળિયો, કમાડ, ચોકઠા, સાળેલા, ઘંટીઓ વેચી દીધી અને એનું જે કંઈ ઉપજ્યું તેમા તેણે દહાડા કાઢવા પ્રયત્ન કર્યો. ૭ ૭ રૂપિયે બળદ કસાઈવાડે વેચાયા હતા. આજુબાજુનું સોજીત્રા મોટું બજાર એટલે આ બધી ચીજો ત્યાં વેચાવા આવતી. સોજીત્રામા ખાટકીના એકબે ઘર હતા. એ લોકો ઢોરને મુંબઈ મોકલતા. મધ્યમ વર્ગે દરદાગીના જે હશે તે વેચી દીધા. છતાં લોકો જીવી શકયા નહિ.

શિયાળામા જ લોકોના ટોળેટોળા સોજીત્રામા ભીખ માગતા રખડવા લાગ્યાં. પોતાને પણ ખાવા પૂરતું ન હોય ત્યા ટોળેટોળાને લોકો ભીખ પણ શું આપે? બે જગાએ ભિખારીઓને માટે અન્નક્ષેત્ર ખોલ્યું હતું. એક જગાએ વાડકી વાડકી રાંધેલું અનાજ આપવામાં આવતું અને બીજી જગાએ મુઠ્ઠી મુઠ્ઠી ચણા આપવામા આવતા. એકનો એક ફરી ન લેઈ જાય તે માટે, અમુક વખત થાય એટલે બધાને ખડકીની અંદર દાખલ કરી દેવામાં આવે. અને દરેકને આપીને પાછળથી કાઢવામાં આવે. પરંતુ ભીખની હાલ્લી શીંકે ચડી સાંભળી છે? ભૂખના ગાર્યા લોકોએ દોઢબે રૂપિયે વેશ્યાને ઘેર છોડીઓ વેશ્યાના પ્રસંગો સોજીત્રામા પણ બન્યા.

સોજીત્રામાં વેશ્યાનાં ઘર ત્રણ હતાં. તે ઘર એ છોડીઓને વડોદરા મોકલતાં. એટલી હદે અપવાદરૂપ દાખલા બન્યા કહેવાય. પરંતુ મોટી સંખ્યામાં ગરીબ અને ખેડૂત વર્ગે બોરસદ અને આણંદના મિશનોમાં છોકરાં આપી દીધાં. મિશનોએ ઇંગ્લેન્ડ અને આયર્લેન્ડથી રૂપિયા મંગાવ્યા અને પ્રચારની જે તક મળી તે ઝડપી લીધી. લોકો પણ એ સંજોગોમાં ખ્રિસ્તી થઈ જીવ બચાવવા તરફ વળ્યા. ત્યાં રહેવાનું આપે, ખાવા આપે અને કામ લે.

બીજી બાજુ સ્વામીનારાયણ અને વૈષ્ણવાચાર્યનું રુંવાડું સરખું પણ ફરક્યું નહિ. લાખોની પ્રજાની મિલકત ભેગી થયેલી હોવા છતાં અન્નક્ષેત્ર ખોલી મદદ કરવાનું પગલું ભર્યું નહિ. છતાં એમને થોડો લાભ એ થયો કે ભૂખના માર્યા થોડા સ્વામીનારાયણના પાળા વધ્યા!

ઉનાળો આવ્યો એટલે લોકો મરવા માંડયા. જેમ શિયાળામાં નિશાળે જતાં ભાઈલાલને ઢોરનાં મડદાં જોવામાં આવતાં, તેમ ઉનાળામાં માણસનાં મડદાં જોવામાં આવવા લાગ્યાં. ભંગીઓ એ મડદાંને ઢસરડીને લેઈ જાય. કણભાઈની ભાગોળે એક અવડ, જૂનો કૂવો હતો તેમાં એ મડદાં ભંગીઓ નાખી દે. ઉપર માટી પણ નાખવામાં આવતી નહિ. થોડા વખતમાં મડદાંથી કૂવો ભરાઈ જતો!

કેટલાંક મડદાંને ખેતરમાં રખડતાં નાખી દેવામાં આવતાં. શિયાળ અને કૂતરાં ખેંચાખેંચ કરતાં. ગીધો કૂવા આગળથી ઉઠ્યાં જ ન હતાં. દોઢ વરસ સુધી એ કૂવા આગળ થઈને જનારને ગંધ મારતી છતાં એ કૂવો પૂરી દેવાનું કોઈને સૂઝયું નહિ. દોઢ વર્ષ પછી તે કૂવો પૂરી દેવામાં આવ્યો.

છપ્પાનિયાનાં સ્મરણોમાં લોકોએ કવિતાઓ જોડી—

કંઠી વેચી, તુલસી વેચી, વેચી કરની ચૂડી,
છતે ધણીએ સૌભાગ્ય વેચ્યું, બની આવાની ભૂંડી,

મુંબઈથી એક શેઠિયો આવ્યો, તેણે વહેંચી ધાણી,
નાનાં છૈયાં રોતાં રહ્યાં અને મોટાં લઈ ગયા તાણી,
છપ્પનિયો કાળ કહેવાયો

આ કાળમાં ૧૬ વર્ષનાં ગંગાભાભીને આબરૂદાર કુટુંબનું ઘર ચલાવવાની જવાબદારી માથે આવી. ઘર આબરૂદાર એટલે અણિ-રમાં વરસ કાઢવાનું. કુટુંબમાં કંકાસ એટલે કોઈ આ છત્ર વગરનાં નાની વયનાં સગીરની ઓથ કરનાર નહિ. જે ઘેર ઘા જીવતાં લોકોની ભાંજગડો થતી, ધીરધાર થતી, એઠકઊઠક રહેતી, તે ઘર તરફ આજે એમના જતાં કોઈ ઢૂંકનાર ન હતું કે એમના છોકરા કેમ દહાડા કાઢે છે!

પહેલેથી ઘર ખાતુંપીતું એટલે ઘરમાં વરસ નીકળી જાય એટલું આછુંપાતળું અનાજ હતું. કરકસર કરીને કુટુંબ ચલાવે તેવાં ગંગાભાભી હતાં. રેશનિંગ તો આજે આવ્યું, ચોખા ન મળે તો બીજું અનાજ ખાતાં શીખો, નવી વાનીએ બનાવતા શીખો, એમ શિખામણ અપાય છે, પરંતુ આજથી સાઠ વર્ષ ઉપર, ૧૬ વર્ષનાં ગંગાભાભી ચોખા થોડા હતા એટલે બાજરી અને રાતડિયાની ખીચડી રાંધતાં હતાં. અનાજના કણે કણનો ઉપયોગ કરતાં એટલું જ નહિ, પણ ઓસાણનો પણ ઉપયોગ કરતાં હતાં.

જે ઘરમાથી વહુએ દરરોજ ૧૦–૧૫ બ્રાહ્મણોને 'વિદ્યાર્થીના આશીર્વાદ'ની ટહેલ પડતા વાટકી વાટકી લોટ સાસુસસરાના રાજ્યમાં આપ્યો હતો, તે ઘેરથી ભૂખે મરતા લોકો ખાલી હાથે જાય એ વહુમાંથી ગૃહિણી બનેલ ગંગાભાભીથી કેમ ખમાય? અને ઘરમા પોતાના કુટુંબ માટે જ આબરૂભેર દહાડા કાઢવા પરાણે અનાજ હતું ત્યાં એ આપે ય શું? ખાતાં વધ્યું હોય તે જુદું રાખી મૂકે. એઠાં વાસણ બધાં ધોઈ નાખી તેનું પાણી ભેગું કરે. ઓસામણ, કઢી વગેરે ભેગું કરે. એક દાણો કમજરે ન જવા દેતાં આ બધું ભેગું કરી જે પાણી થયું હોય તે ભીખ માગનારને વાડકી વાડકી

આપે. એઠું ન અપાય તેવો વિચાર જ તે દિવસે અસ્થાને હતો. કૂતરાની ચાટમાંથી પણ લોકો ખાઈ જતા ત્યાં આવું એઠું વાડકી પાણી પણ કીમતી ગણાતું.

અનાજની જ આવી કરકસર ગંગાભાભી કરતાં એટલું જ નહિ, પણ લાકડાંની પણ એટલી જ કસર કરતાં. ચૂલામાં બે લાકડાથી ત્રીજું મૂકતાં નહિ અને એ લાકડાંના બે છેડા બળતાં જેવો અંગારો છૂટો પડી ચૂલામાં પડે કે ચપ દઈને ચીપિયા વતી ઝાલીને એને માટલીમા મૂકી દેઈ એના કોલસા કરતાં. સોની એ કોલસા વેચાતા લેઈ જતા. એ વખતે ભાઈલાલની અંગ્રેજી વર્ગની ફી માસિક છ આના હતી તે ભરવી પણ મુશ્કેલ હતી. મોટાભાઈ પેટલાદ એટલે એ ખર્ચ એથી વિશેષ. છતા ગંગાભાભીને ઘરની આબરૂ વહાલી. માફીમાં કેમ ભણાય? એટલે એ વરસ અને તે પછી પણ એમણે ખર્ચ પેટે પોતાની જણશો વેચીને ભણતાં પતિને અને દિયરને અભ્યાસમાં મદદ કરી હતી.

ગુજરાતની ગુણસુંદરીને શબ્દદેહે પ્રજા સમક્ષ ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રમાં પ્રથમ આલેખી ત્યારથી પ્રજા એ ગુણસુંદરી ઉપર મુગ્ધ થયેલી છે. આજે પણ એટલી જ મુગ્ધ છે. એવી ગુણસુંદરીઓ એક યા બીજા રૂપે ગુજરાતનાં ઘરોમાં છે. અને એ ગુણસુંદરીઓ બીજાના સુખનો એટલો બધો વિચાર કરતી હોય છે કે એ પોતાનું સુખ તો સાવ વીસરી જાય છે.

એવી જ ગુણસુંદરી ગંગાભાભી હતાં. સોળ વર્ષની ઉંમરે જ્યારે સંસારને ઉંબરે પગ મૂકી એ મહાલવાનાં સ્વપ્ન સેવતાં હતાં ત્યારે એમણે મહાલવામાં મુખ્ય શણગાર ગણાતી જણશોનો મોહ ત્યજી દીધો. પતિનો અભ્યાસ મુકાવી ન દીધો એટલું જ નહિ, પણ માફીમાં ન ભણાય તેવી કુટુંબની આબરૂ જાળવીને દિયરને પણ ટટ્ટાર રાખ્યો. વળી એટલાથી એમને સંતોષ ન હોય તેમ એક દિવસ ખરે બપોરે ઉનાળામાં દિયર ઉઘાડા પગે, દઝાતો–ચંપાતો, અને તાપથી

મો લાલ લાલ થઈ ગયેલો, સીમમાંથી આવ્યો ત્યારે એને જોઈને ભાભીને ઓછું આવ્યું. આપ ભીની થઈ. ઘા જીવતા હોત તો દિયરની આ સ્થિતિ ન હોત એ કારણે એમનું હૈયું રડી રહ્યું. પોતે ગૃહિણી તરીકે દિયરને લાડ નથી લડાવી શકતી એથી દિયરના દઝાતા પગ અને લાલ તપેલું મોં ન જોઈ શકાયું અમે નિઃશ્વાસ નંખાઈ જતા દિયરને સંબોધીને બોલ્યા : 'શું કરું ભાઈ, કરમ કઠણ અને કાયા સુંવાળી એવું તમારું છે ભાઈ!'

એ કરમ પિતા વારસામાં જમીન મૂકી ગયા હતા એટલે સારાં વર્ષોમાં સુધરે એવું હતું. પરંતુ ૫૬મા દુકાળ હતો એટલે બ્રિટિશ સરકારે જમીનમહેસૂલ માફ કરવા જેટલી ઉદારતા બતાવી હતી, પરંતુ ગાયકવાડ સરકારે તે મોકૂફ રાખ્યું હતું. અને ૫૭ની સાલમા બને વરસનું ભેગું લેવાનો હુકમ કર્યો હતો. ૫૬ના ચોમાસામાં વરસાદ સારો થયો હતો પરંતુ ખેડૂતો જ્યા રખડી ગયા હતા, ઢોર મરી ગયા હતા ત્યાં ખેતી કરવાનું સાધન શું હતું? ખેડૂત, બળદ અને બીજાં સાધનોના અભાવે હજારો એકર જમીન પડતર રહી. તે ઠેઠ સન ૧૯૧૭માં લડાઈ વખતે અનાજ કપાસના ભાવ વધ્યા ત્યારે લોકોએ સરકાર પાસેથી નજીવી રકમે એ ખેડવા લીધી. જંગલો તોડયા બાવળીઓ કાપી. રહુથી કનીજ સુધીનો વાટ તે આવી રીતે પડતર થયેલી જમીનનો.

આમ જ્યા ખેડૂતના અભાવે કે સાધનના અભાવે જમીનો પડતર રહેલી કે ખેતી કરવા છતા એમાં બરકત આવેલી નહિ ત્યાં બે વરસનું ભેગું જમીનમહેસૂલ લોકો ભરે કયાંથી? સોજીત્રાનું મહેસૂલ સખતાઈ થઈ એટલે ગમે તેમ કરીને ભર્યું પણ ગામડાની જમીનનું ન ભરાયું. ૫૮ ની સાલમા દાની મઘરોલ ગામની જમીનો નજીવી રકમે હરાજ થઈ ગઈ.

પણ હરાજ થઈ જવાથી જ આ કામ પતી ગયું નહિ. સર-

કારને ચોપડે એ વરસનું જમીનમહેસૂલનું લહેણું નીકળતું હતું એ લહેણા પેટે સરકારે જમીનની હરાજી કરી. પરંતુ જમીન પાણીના મૂલે વેચાઈ ગઈ એટલે એ હરાજીની રકમ જમા કરતાં મહેસૂલના રૂા. ૪૫૦ ખાતામાં બાકી પડતા હતા. એ લહેણા પેટે છેવટ સરકારે આઠમે વર્ષે— ૬૪ની સાલમાં, ભાઈલાલભાઈના કાકાના દીકરા, ડાહ્યાભાઈને મઘરોલના ચોરામાં પકડીને બેસાડ્યા!

ડાહ્યાભાઈએ કહ્યું : મારે એ જમીન સાથે કંઈ લાગતુંવળગતું નથી.

સરકાર: ભલે તમારે લાગતું વળતું ન હોય, પરંતુ તમે એ લોકોનો વહીવટ કરો છો માટે એમના વતી તમે રૂપિયા ભરી દેશો તો જ છોડવામાં આવશે.

ડાહ્યાભાઈએ કોઈને ત્યાથી વ્યાજે લાવીને તે રકમ ભાઈલાલભાઈના વતી ભરી દીધી અને ખાતર કેડે દીવેલની માફક બેનગામની જમીન જવા ઉપરાંત ૪૫૦ રૂપિયા દંડ ભરવો પડ્યો!

આ વખતે ઘાના વખતના બે ખેડૂતોએ માણસાઈ બતાવી કુટુંબની બને તેટલી સેવા કરી હતી. એ બે જણ સોજીત્રાના શંકરભાઈ પટેલ અને મેઘલપુરના ખોડાભાઈ બારૈયા.

૫૬ની સાલમાં એમની દશા કઠણ હોય ત્યાં શું મદદ કરે? પણ તે પછીના વરસમાં શંકરભાઈ સોજીત્રાની ભાગોળનું પાંચ વીઘાંનું ઘાનું ખેતર ખેડતા તેમાં પોતાની બીજી ખેતી કરતાં વધારે કાળજી રાખતા. વધારે પાકે તો એ કુટુંબને વધારે અનાજ મળે એ દષ્ટિએ. અને પોતાની બીજી ખેતીમાંથી સાંઠીઓ, બોયાં, લાકડાં નાખી જતા. લીંપવાની માટી નાખી જાય. ગામતરે જવું હોય તો બળદ આપે. એમણે કહી રાખેલું કે કંઈ કામ પડે તો મને કહેવું. એ રીતે એમણે વર્ષો સુધી દેખભાળ રાખેલી અને તે ય નિષ્કામ ભાવે. ..

ખોડા ભાઈ બારૈયા મેઘલપુરની જમીન હરાજ થઈ ત્યારે એ ખેડતા હતા તે જમીનનું ગહેસૂલ એમણે ભરી ખેતર હરાજ થવા દીધેલું નહિ અને તે માલિકને એમણે પાછું સોંપેલું. દર અઠવાડિયે તે પાશેર ઘી આપતા. ઘાનાં સૌ બાળકો ઉપર ખોડાભાઈની બાની માયા હતી એ આજે પણ ભાઈલાલભાઈ ભૂલ્યા નથી.

૩

## મોટાભાઈનું સ્વપ્ન

દેશ ઉપર પડેલો છપ્પનિયો પૂરો થયો, પણ પિતાના મૃત્યુથી પડેલો ભાઈલાલભાઈના કુટુંબ ઉપરનો છપ્પનિયો એક વરસ પૂરતો ન હતો. એ તો એનો કરાલ પંજો હજુ લંબાવ્યે જતો હતો. ૫૮ ની સાલના પ્લેગમાં બહેન—કાશીબહેન ગુજરી ગયાં. ૫૯ની સાલમાં ભાભીનો એક વરસનો દીકરો ગુજરી ગયો. અને એથી કુદરતને સંતોષ ન થયો હોય તેમ ૭ મહિના પછી ૬૦ની સાલમાં જે ભાભી કુટુંબનું નાવ દક્ષતાપૂર્વક સંભાળી રહ્યાં હતાં તે ગંગાભાભીને પણ મૃત્યુએ ઉપાડી લીધાં।

જોકે આમ જુવાન બહેન અને ભાભીનાં મૃત્યુ થયાં તે પહેલાંથી ઘરની જવાબદારી એ ઉંમરમાં નાના ભાઈલાલ ઉપર આવી ગઈ હતી. બહેન સાસરે જતી થઈ હતી. ભાભી પ્રસૂતિ ઉપર પિયર ગયાં એટલે ૧૪ વરસની ઉંમરે ભાઈલાલ જાતે રસોઈ કરે છે, નાના ભાઈ છોટાભાઈનું વાલીપણું કરે છે, અપંગ દાદીમાની ચાકરી કરે છે, અને વાસણ માંજવાથી માંડી ઘરનું નાનુંમોટું કામ કરી અભ્યાસ કરે છે. હદ તો ત્યાં થાય છે કે એ ઉંમરે એને મોટા–ઊંચા–ઘરનું છાપરું સંચારવાનું કામ પણ કરવું પડે છે. બજેટમાં એવી કોઈ ફાજલ રકમ નથી કે એ કામ એ મજૂર મારફત કરાવી લે. ત્રણ-ચાર દહાડે એ પોતે છાપરાનું કામ પૂરું કરે છે. આમ પાંચ-૭ વરસ સુધી ભાઈલાલભાઈએ એ ઉંમરમાં છાપરું સંચારવાનું કામ કરેલું. પોતાના વંશવારસોના સુખ માટે પિતાએ મોટું

ઘર વસાવેલું ત્યારે એમને શી ખબર કે પોતાના મૃત્યુ પછી થોડા વખતમાં જ દીકરાઓ આવી કરુણતામા મુકાઈ જશે!

આટલું હજી અધૂરું હોય તેમ અંગ્રેજી ચોથામાં બીજી ટર્મમાં ભાઈલાલભાઈ પોતે માદા પડે છે. માદગી ચાર-પાચ મહિના લંબાય છે. ઘરમા ઉપર કહ્યું તેમ નાનો ભાઈ અને અપંગ દાદીમા. દવાઓ ખાજના જેવી ત્યારે ન હતી. વૈદ્યે લખી આપેલો કાઢો ઉકાળીને પીધા કરે છે. કુટુબ ઉપર જે આપત્તિ ઊતર્યા કરતી તે જોતા એ ણુ આ માદગીમા ચાલ્યા જશે કે શુ એમ ઘડીભર શંકા આવે. ણ પ્રભુએ એમના હાથે ભાવિમા ઉજ્જ્વળ કાર્ય કરાવવાનું નિર્મ્યું તું એટલે એ માદગીથી બચ્યા, પણ એમનું એ વરસ અભ્યાસમાં ગડ્યુ. ચોથા ધોરણમા બીજું વરસ રહેવું પડ્યું. પરંતુ ચોથા ારણની પરીક્ષા પાસ કરતા પહેલા એમને અભ્યાસ છોડી નોક- ીએ લાગી જવાનો વિચાર આવવો શરૂ થયો.

તે વખતે રેલ્વેમા ભરતી થતી હતી. ઉમેદવારોની પરીક્ષામાં ંગ્રેજી શ્રુતલેખન અને ગણિતના વિષયો હતા. ભાઈલાલભાઈના ેક વિષય સારા હતા એટલે નપાસ થવાની બીક ન હતી. એમની ાગળ ભણતા બે વિદ્યાર્થીઓ એ પરીક્ષા પાસ કરી અજમેર ણ મહિનાની તારની તાલીમ લેવા ગયા હતા. પંદર રૂપિયા ઉમેદ- રને પગાર મળતો હતો. રેલ્વેમા દાખલ થઈ જવું એમ ભાઈલાલ- ઈએ વિચાર્યું.

મોટાભાઈ પેટલાદથી મેટ્રિકની પ્રિલિમિનરી પરીક્ષા આપીને આવ્યા ત્યારે ભાઈલાલભાઈએ પોતાનો વિચાર એમને જણાવ્યો: ટાભાઈએ એ વાતની ના પાડી.

ભાઈલાલભાઈએ પોતાના પક્ષે દલીલ કરી: "આપણી આર્થિક ્થિતિ એવી નથી કે આપણે બને કોલેજમાં ભણવા જઈ શકીએ. જણે ભણવાનું છોડી દેવું જોઈએ. જો બેઉ ચાલુ રાખીશું એકે ય પૂરું નહિ કરી શકે અને બનેને અધવચ છોડી દેવું

પડશે. એના કરતાં એક જણ ગ્રેજ્યુએટ થઈ જાય એ ઓછું નથી. તમે મેટ્રિક સુધી પહોંચી ગયા છો. ગ્રેજ્યુએટ થાઓ અને હું છોડી દઈ ને નોકરીમાં દાખલ થઈ જાઉં.'

મોટાભાઈ છેવટ કબૂલ થયા. કહ્યું : 'જવું હોય તો આવતી સાલ જજે. આ સાલ પરીક્ષા નજીક આવી છે એટલે પાસ કરી દે.'

ભાઈલાલભાઈએ પરીક્ષા આપી. ચોથામાં પહેલા નંબરે પાસ થયા. આગળ અભ્યાસ કરે તો એમની આગળ ઊજળું ભવિષ્ય હતું. પરંતુ કુટુંબના ભવિષ્યને ઊજળું કરવા એમણે પોતાના ભવિષ્યનો વિચાર છોડી દીધો હતો. નક્કી કર્યા પ્રમાણે એમણે પાંચમીનો અભ્યાસ ચાલુ કર્યો છતાં બીજી બાજુ રેલ્વેમા દાખલ થવા અજમેર અરજી પણ કરી દીધી.

સરકારી તંત્રની ગોકળગાયની ગતિ એ કાળે પણ એટલી જ જાણીતી હતી. ફક્ત લોકોમાં જાગ્રતિ નહિ એટલે એ ગતિ અંગે લોકોમાં અસંતોષ ન હતો. અને હોય તો વ્યક્ત થતો ન હતો. પાંચમા ધોરણની પહેલી ટર્મ પૂરી થવા આવી ત્યારે અજમેરથી જવાબ આવ્યો — હમણાં ઉમેદવારોની ભરતી કરવાની નથી એટલે પરીક્ષા બંધ રાખી છે. ૭ મહિના પછી ફરીથી અરજી કરવી.

આપણી કહેવત પ્રમાણે—અણી ચૂક્યો સો વરસ જીવે તેમ ભાઈલાલભાઈની અભ્યાસ છોડવાની અણી આમ અચાનક ચુકાઈ ગઈ. એ અભ્યાસ પૂરો કરી શક્યા!

૭ મહિના પછી પરીક્ષા આપી. એમાં પહેલે નંબર પાસ થયા. અંગ્રેજી ધોરણ સોજીત્રામાં પૂરું થયું. રા રૂપિયાની સ્કોલરશીપ મળી. મોટાભાઈએ પોતાના વિચારો બદલીને લખ્યું—હવે તારે અભ્યાસ છોડવાનો નથી, તું વડોદરા આવી જા.

એક વરસમાં મોટાભાઈની દુનિયા પણ મોટી થઈ હતી. એ પેટલાદ છોડી વડોદરા કૉલેજમાં દાખલ થયા હતા. રામજીમંદિરમાં રહેતા હતા. એમણે આવતી ધાડે વખ ખાવાની ઉતાવળ ન કરતાં,

પડશે એવા દેવાશે એમ વિચારી ભાઈને વડોદરા બોલાવી લીધો. ગણિતમાં સોમાં સો માર્ક આવ્યા હતા. જે મોટાભાઈએ અભ્યાસ છોડી નોકરીએ જોડાઈ જવાની સંમતિ આપી હતી તે હવે નાનાભાઈને એન્જિનિયર બનાવવાનાં સ્વપ્ન સેવવા લાગી ગયા હતા, પરંતુ એ સ્વપ્નાં એમણે મનમાં સંઘર્યાં હતાં, નાનાભાઈ આગળ વ્યક્ત કર્યાં ન હતાં.

મોટાભાઈનો હુકમ આવ્યો એટલે ભાઈલાલભાઈ વડોદરા ઊપડ્યા. મનમાં એની એ ભાંજગડ કે બેઉ જણ ભણી શી રીતે શકીશું? ખર્ચનું શું?

વડોદરા જતાં એમણે ભાઈને એ સવાલ કર્યો. ભાઈએ કહ્યું: 'એ બધું થઈ રહેશે. જ્યારે નહિ પહોંચી શકાય ત્યારે તું ઊઠી જજે. એક વરસ તો તું અહીં રહે.'

આમ મોટાભાઈએ 'એ બધું થઈ રહેશે' એમ કહીને તે દિવસથી જે જવાબદારી અદા કરી તે ભાઈલાલભાઈ પોતાનો અભ્યાસ પૂરો કરી રહ્યા ત્યાં સુધી મોટાભાઈએ એ બધું શી રીતે થયું તેનો ખ્યાલ એમને આવવા દીધો નહિ.

ભાઈલાલભાઈ કોઈ કોઈ વખત એ જાણવા સવાલ કરે ત્યારે એ એક જ જવાબ આપે: 'તારે એની ચિંતા ન કરવી. એ બધું કશી મુશ્કેલી વગર ચાલ્યા કરે છે. આમ મોટાભાઈએ વડીલ તરીકે પોતાની જવાબદારી મૂગે મોઢે અદા કરી, અને જે જમાનામાં ઘર સંભારવાના પૈસા પણ ખર્ચવાનું બજેટ ન હતું તે જમાનામાં કોઈના સાથ વગર બંને ભાઈઓ કૉલેજમાં ભણવા લાગ્યા.

આજે પણ ભાઈલાલભાઈ કહી શકે તેમ નથી કે ભાઈએ એ વખતે શું કર્યું હતું. મોટાભાઈ પાંચ વરસે મોટા. મર્યાદા પણ એવી કે જરૂરના કામકાજ વગર વધારાની વાતો, મિત્રની માફક ભાઈઓ વચ્ચે કરવાની ન હોય એટલે એ જાણી શકાયું જ નહિ. મોટાભાઈએ મિલકત વેચી ન હતી. એમણે દેવું કર્યું હતું અને

તે એમણે જાતે અદા કર્યું હતું.

મોટાભાઈએ ભાઈલાલભાઈને વડોદરા બોલાવ્યા તો ખરા, પણ રામજી મંદિરમાં જગા ન હતી એટલે મામાની પોળમાં આઠ આનાની માસિક ભાડે ઓરડી રાખીને ત્રણ જણને સાથે રાખ્યા. ભાડાના જેટલું આઠ આના દિવેલનું ખર્ચ આવતું હતું. વીજળીના દીવાની હરીફાઈમાં આજે ફાનસે શહેરમાથી વિદાય લીધી છે, પણ એ વખતે દિવેલના દીવાની જગાએ ફાનસે પણ ઘરમાં પગપેસારો કર્યો ન હતો. ભાઈલાલભાઈએ ઇન્ટર સુધી ફાનસ નહિ વાપરેલું. દિવેલનો દીવો અને મીણબત્તી એ બે વપરાતાં. પીશી બિલ ઘી-દૂધ વગર માસિક રૂપિયા ચાર હતું. એક રૂપિયાનું ઘી અને એક રૂપિયાનું દૂધ મળી છ રૂપિયા ભોજનખર્ચ. નિશાળની ફી રૂ. ૧॥. તે વખતે આખા વડોદરા પ્રાંતમાં બરોડા હાઈસ્કૂલ એ એક જ હાઈસ્કૂલ હતી. બરોડા કૉલેજમાં નીચે હાઈસ્કૂલ અને ઉપર કૉલેજ.

આમ છટ્ઠાની પહેલી ટર્મ પૂરી કરી અને બીજી ટર્મમાં રામજી મંદિરમાં જગા થતાં મોટાભાઈએ ભાઈલાલભાઈને ત્યાં બોલાવી લીધા. મોટાભાઈનું સ્વપ્ન ભાઈને એન્જિનિયર બનાવવાનું એટલે એ પોતાના મનમાં એની કલ્પનાઓ ઘડયા કરે. એન્જિનિયર થવું એ સહેલી વાત ન હતી. પૈસા હતા નહિ. અને પૂના જેવા દૂરના સ્થળે, ગુજરાતના વાતાવરણથી દૂર જવાનું, આ સંજોગોમાં એ સાહસ જ કહેવાય. છતાં મોટાભાઈને એમ કે ગણિતમાં હોશિયાર ભાઈ કોઈ રીતે એન્જિનિયર થાય તો કુટુંબનું ભવિષ્ય ઊજળું થાય, સારું કમાય.

એ વખતે વડોદરા રાજ્ય તરફથી એક સ્કોલરશીપ, રાજ્યના વતનીને એ માટે મળતી હતી. એકને એ સ્કોલરશીપ મળે પછી તે પાસ થઈ જાય એટલે બીજાને એ મળે. એ કૉલેજમાં દાખલ થવા પ્રિવિયસ પાસ થઈને જઈ શકાતું, દાખલ ન થઈ શકેલા ઉમેદવારો ઇન્ટર અને બી. એસસી. પાસ થયેલા પણ આવતા; દરેકની

પ્રવેશ પરીક્ષા લેવાતી. ૨૦૦ જેટલા વિદ્યાર્થીઓ એ પરીક્ષામાં બેસતા તેમાંથી ૪૦ લેવાના રહેતા. એટલે એમાં દાખલ થવું એ સાધારણ ન હતું. છતાં મોટાભાઈને શ્રદ્ધા હતી કે ભાઈલાલ પ્રવેશ પરીક્ષામાં તો પાસ થઈ શકે. પણ સ્કોલરશીપનું શું?

સને ૧૯૦૭ના જાનેવારીમા વડોદરા રાજ્યવાળી સ્કોલરશીપ ખાલી પડતી હતી. તે વરસે ભાઈલાલભાઈ પ્રિવિયસમાં આવતા હતા: પહેલે નંબરે એ પાસ થાય તોપણ અર્થ ન હતો. કારણ કે ૧૯૦૭માં જેને સ્કોલરશીપ મળી તે એલ.સી.ઈ. પાસ થઈને નીકળે નહિ ત્યાં સુધી બીજાને એ મળવાનો સંભવ ન હતો.

મોટાભાઈની મૂંઝવણ વધી પડી. હવે શું? જો સ્કોલરશીપ ન મળે તો નાનાભાઈને એન્જિનિયર બનાવવાનું સ્વપ્ન સફળ કરવું શક્ય લાગતું ન હતું અને સ્કોલરશીપ મેળવવા માટે નાનો ભાઈ એક વરસ મોડો પડતો હતો.

મોટાભાઈને એમાથી એક રસ્તો જડયો. તે દિવસે સન ૧૯૦૫ના જૂનની ૨૭મી તારીખ હતી. મોટાભાઈએ ભાઈલાલને બોલાવ્યો. મોટાભાઈ સાથે કામ સિવાયની વાત કરવાની છૂટ હતી નહિ, એટલે નાનાભાઈએ માન્યું કે કંઈ કામ હશે. મોટાભાઈએ પોતાની પાસે ભાઈલાલને બેસાડી પોતાના સ્વપ્નની વાત કરી. મોટી મુશ્કેલી હતી એક વરસની. એનો એક જ રસ્તો હતો—આ સાલ ભાઈલાલ છઠ્ઠાની પરીક્ષા આપવાને બદલે મેટ્રિકની પરીક્ષા આપે તો એક વરસનું અંતર ભાંગી જાય!

મોટાભાઈએ પૂછ્યું : 'છે હિંમત?'

ભાઈલાલભાઈએ પણ તરત સામો મોટાભાઈને હિંમત આવે તેવો જવાબ આપ્યો: 'બેસું ત્યારે પરીક્ષામાં?'

તે વખતે કોઈ પણ બહારના વિદ્યાર્થી તરીકે ૧૨ રૂપિયા ભરીને પરીક્ષામાં બેસવાનો વાંધો ન હતો. પરંતુ મુશ્કેલી હતી પૈસાની. છાપરું સંચારવાનું જે ઘરમા બજેટ ન હતું ત્યાં મેટ્રિકની

પરીક્ષામાં બેસીને નપાસ થવાય તો ૧૨ રૂપિયાનું ખર્ચ વ્યર્થ જાય તે પોષાય તેમ ન હતું.

મોટાભાઈએ કહ્યું : 'બેસે તો ખરો, પણ નપાસ થઈને બાર રૂપિયા બગાડે તો ?'

ભાઈલાલભાઈ : 'પાસ થવાની ખાતરી હું કેવી રીતે આપી શકું ?'

મોટાભાઈ : 'જો, સપ્ટેમ્બરની ૯ મીએ પ્રિલિમિનરી પરીક્ષા છે. તેમા દોઢ રૂપિયો આપીને બેસ. પાસ થાય અને ફોર્મ મળે તો મેટ્રિકની પરીક્ષામાં બેસવાનું, બાકી ૧૨ રૂપિયા બગાડવાના નથી !'

ભાઈલાલભાઈએ તરત એનો સ્વીકાર કરતાં કહ્યું : 'કબૂલ.'

છઠ્ઠા ધોરણના એ વિદ્યાર્થી પાસે મેટ્રિકનો અભ્યાસ કરવા માટે ૨ માસ અને ૧૨ દિવસનો સમય હતો ! આટલી મૂડીમાંથી ઉડાઉગીર ભાઈલાલે ખારસા ૭ દિવસ બીજામાં ખર્ચી નાખ્યા, ક્રિકેટ મેચનો એટલો રસ કે પોતાના ભાવિનો સવાલ હતો છતાં અમદાવાદ અને કરાંચી કૉલેજની બરોડા સાથેની મેચ જોવામાં ચાર દિવસ ખર્ચી નાખ્યા. અને મહેમાનો આવેલા તેમની સાથે વડોદરાના રાજમહેલો અને જોવા જેવાં સ્થળ જોવા-બતાવવામાં બે દિવસ ખર્ચી નાખ્યા. અને બાકીના બે માસ અને ૭ દિવસની મૂડી ઉપર મેટ્રિકની પરીક્ષાનો વેપાર માંડ્યો.

તા. ૨૮ મી જૂને ભાઈલાલભાઈએ અભ્યાસને પહોંચી વળવું તેનું ટાઈમ ટેબલ બનાવી દીધું. હાઈસ્કૂલમાં હાજરી પુરાવીને ચાલ્યા આવવાનું ગોઠવ્યું. બે-ચાર દિવસમાં જ શિક્ષકે આ છોકરાને નાસી જતો પકડી પાડ્યો. તે વખતે આજની જેમ શિક્ષકો પિરિયડ પ્રમાણે બદલાતા નહિ. ગુજરાતી શાળાઓમાં આજે છે તેમ એક જ વર્ગશિક્ષક બધા પિરિયડો ભણાવતા. પહેલી ટર્મના વર્ગશિક્ષક —જાણીતા માસ્તર શ્રી વાડિયા બીજી ટર્મમાં બદલાઈને મેટ્રિકના

વર્ગશિક્ષક થયા હતા, અને છટ્ઠામાં નવા માસ્તર આવ્યા હતા. એમને ખબર નહિ કે આ વિદ્યાર્થી હોશિયાર છે અને વધુ અભ્યાસ માટે ચાલ્યો જાય છે.

એટલે નાસી જવાના કારણમા ભાઈલાલભાઈએ કહ્યું કે હું મૅટ્રિકનો અભ્યાસ કરું છું ત્યારે એમના માન્યામાં ન આવ્યું. ખાતરી કરવા એમણે પરીક્ષા લેઈ જોઈ. ગણિતમાં ૫૦ માં ૪૯ માર્ક આવ્યા એટલે એમને વાત વ્યાજબી લાગી. પછી હોશિયાર વિદ્યાર્થી તરીકે હાજરી પુરાવી ચાલ્યા જવાની છૂટ આપી. હાજરી પુરાવવાનું કારણ ૨॥ રૂપિયા માસિક સ્કોલરશીપ મળતી તે.

અભ્યાસમાં જોમેટ્રીનો સવાલ ગૂંચવણભર્યો હતો. છટ્ઠામાં નવા કોર્સ પ્રમાણે એ ગોડફે સાયમનની ટેકસ ભણતા હતા ત્યારે મૅટ્રિકની આ વરસની પરીક્ષામાં જૂના કોર્સ પ્રમાણે યુકલીડનો અભ્યાસ હતો. યુકલીડની ચારે ય ચોપડીઓ નવેસરથી તૈયાર કરવાની હતી.

આ ટૂંકા વખતમાં નિરાંતનો અભ્યાસ કરવાનો વખત ન હતો. જોમેટ્રીની આ ચારે ય ચોપડીઓ વાંચવાની જગ્યાએ ભાઈલાલભાઈએ ગખી મૂકી હતી. જ્યારે પેશાબ કરવા જવાનું થાય ત્યારે એમાથી એક થિયરમ વાચી લે. જતાઆવતાં એના ઉપર વિચાર કરે. અને જાજરૂની લાબી રજા મળે ત્યારે ઉકેલી નાખે. આમ પેશાબ અને જાજરૂના સમયમાં જૂના કોર્સની જોમેટ્રી તૈયાર કરેલી એમ આજે માનતાં પણ આપણે અચકાઈએ એવી આ વાત છે. પરંતુ જગતમાં કલ્પના કરતાં સત્ય આગળ જાય છે એવા પ્રસંગો બનતા જ હોય છે. સાતસો પાનની ચોપડી એક પણ ભૂલ વગર ગોખલે રેકર્ડની માફક બોલી જતા એ પણ ક્યાં માની શકાય એવું છે?

હજી આટલું ઓછું હોય તેમ મોટાભાઈએ બીજી સૂચના કરી કે એન્જિનિયરીંગ કોલેજમાં દાખલ થનારનું ડ્રોઇંગ સારું જોઈએ

માટે તું ફર્સ્ટ ગ્રેડની પરીક્ષા પાસ કરે તો સારું. એની જરૂર તાત્કાલિક ન હતી. પરંતુ કૉલેજના પહેલા વર્ષમાં વખત મળ્યો કે ન મળ્યો માની એ પરીક્ષા પણ ઑગસ્ટમાં આવતી હતી એટલે આપી દેવાનું ગોઠવ્યું અને એ પાસ કરી.

અભ્યાસના ટાઈમ ટેબલમાં અંગ્રેજી વિષયને અર્ધોઅર્ધ વખત આપવો પડતો હતો. કારણ, તે વખતે એવો નિયમ હતો કે જે વિદ્યાર્થી અંગ્રેજીના પેપરમાં પાસ થાય તેના જ બીજા પેપરો જોવામાં આવતા. બાકી જે અંગ્રેજીમાં નપાસ થાય તેના બીજા વિષયો ગમે તેટલાં સારા હોય પણ જોવાની કોઈ વ્યર્થ મહેનત લેતું નહિ! એવો વહીવટ હતો એટલે સ્વાભાવિક રીતે અંગ્રેજી ઉપર જ મુખ્ય ધોરણ રહેતું.

ભાઈલાલભાઈ પોતાની ગણતરી પ્રમાણે અને યોજના મુજબ વિષયો તૈયાર કરે. ન સમજાય ત્યાં જાતે મહેનત કરી તૈયાર થાય. મોટાભાઈની મદદની પણ આશા ન રાખે. છતાં મોટાભાઈને ચિંતા રહ્યા કરે કે એ નપાસ થશે તો સ્વપ્ન રોળાઈ જશે. ચિંતા કરવાનું કારણ ભાઈલાલભાઈની ઊંઘ હતી. રાત્રે જમીને, મોટાભાઈ અને એમના એક મિત્ર કૉલેજના હૉલમાં વાંચવા જાય. સાથે ભાઈલાલભાઈને પણ લઈ જાય. દસ સાડાદસે ભાઈલાલભાઈને ઊંઘ ચડે જ્યારે મોટાભાઈ તો રાત્રે એક સુધી વાંચવાવાળા. ત્યાં એ જ બેંચ પર સૂઈ જાય. અભ્યાસ માટે આમ રાતનું તપ કરનાર અને પથારી વગર ઊંઘનાર મોટાભાઈને નાનો ભાઈ દસ વાગ્યે ઊંઘવા માંડે, તેથી ચિંતા થાય કે આ શું ધોળશે?

દિવસે પણ ભાઈલાલભાઈ બાગમાં વાંચવા ગયા હોય ત્યાં એ છાની વિઝીટ કરી આવે. ગુલમહોર નીચે જ મુકામ કાયમ રહેતો એટલે બાગમાં એ ક્યાં બેઠો હશે તે શોધવાનો સવાલ ન હતો. કોઈ વખતે બપોરે ઊંઘ આવી ગઈ હોય અને પુસ્તકોનું ઓસીકું કરીને ઊંઘી ગયેલા ભાઈલાલભાઈ ઝડપાઈ જાય!

મોટાભાઈની આ એક જ ફરિયાદ : 'તું આટલું ઊંઘે છે પછી શી રીતે પાસ થઈશ ?'

ભાઈલાલનો એક જ જવાબ : 'નપાસ થાઉં તો કે'જે ને !'

અને ભાઈલાલભાઈ સાચા પડ્યા. પ્રિલિમિનરીમાં એ પાસ થયા. મૅટ્રિકનું ફૉર્મ મળ્યું. મોટાભાઈના પગમાં જોર આવ્યું.

તે વખતે મૅટ્રિકની પરીક્ષાનું સેન્ટર વડોદરા ન હતું. મુંબઈ અને અમદાવાદ બે જગ્યાએ પરીક્ષા થતી હતી એટલે પરીક્ષા સુધી વડોદરામાં ખાલી ભોજન ખર્ચ ન ચડાવવાં ભાઈલાલભાઈ સોજીત્રા આવ્યા. અભ્યાસનું પુનરાવર્તન કરવા માડયું અને ઠરેલી તારીખે અમદાવાદ જઈ પરીક્ષા આપી આવ્યા. પાંચમી પાસ કરી સોજીત્રા છોડી વડોદરા રહ્યા ત્યાંથી માંડી મૅટ્રિકની પરીક્ષા આપી ઘેર આવ્યા ત્યાં સુધીનું કુલ ખર્ચ ૮૪ રૂપિયા થયેલું.

ઊંચાં સ્વપ્નાં અને હોંશથી પરીક્ષા આપી હોય એટલે જે દિવસે એનું પરિણામ આવવાનું હોય ત્યારે કેટલી ઈંતેજારી હોય ? આજે તો આવો પ્રસંગ હોય તો એક્સપ્રેસ તાર છૂટે. પાર્ટી માગવા મિત્રો તૈયાર હોય. પરંતુ તે દિવસે એને બદલે મેઘલપુરથી ખોડાભાઈ બારૈયા આવીને ઊભા રહ્યા. બોલ્યા : 'હેંડો ભઈ ખેતરે, આજ બાજરી વઢાવવાની છે !'

ખોડાભાઈએ બાજરી વાઢીને આઘો કરી મૂકયો હતો તે આજે ઠેઠ નવેમ્બરમાં વટાવવાનો આ શુભ દિવસ જોઈને નવરાશ કાઢી હતી. ભાઈલાલભાઈને ઘડીભર એમ કહેવાનું મન થયું કે આજને બદલે કાલે રાખજે. પણ બીજે વિચાર આવ્યો કે એણે પરાણે માગીને પારકા બળદનો તાછ (રાગ) કર્યો હશે ત્યાં એને હું કયાં ધક્કો ખવરાવું ? પરિણામ બપોરે જાણીશ કે સાંજે જાણીશ, પાસ થયો હોઈશ તો નપાસ થવાનો નથી. નપાસ થવાનો તો મનમા વિચાર જ આવતો ન હતો એટલે બપોરનું ભાથું ખભે મૂકી ખોડાભાઈ સાથે ભાઈલાલભાઈએ મેઘલપુરનો રસ્તો પકડયો.

ખોડાભાઈ રસ્તામાં પૂછે : 'ભઈ! હજુ તમે કેટલુંક ભણવા કરશો? મોટા ભઈ કેટલાં વરસથી ભણે છે પણ એમનું ભણતરે ય પૂરું થતું નથી. હું તો ભગવાનને માથે રાખી ખેતીનો પાક આપી જાઉં છું, પણ બધા સરખા ના હોય. તમે હવે ભણવાનું છોડી ખેતીની દેખરેખ રાખો તો સારું!' ભાઈલાલભાઈ પોતાનાં અને મોટાભાઈનાં સ્વપ્નાં ખેડૂતને શી રીતે વર્ણવી બતાવે?

રાત્રે દસ વાગ્યે બાજરી લેઈને ગાડામાં બેસી ભાઈલાલભાઈ ઘેર આવ્યા ત્યારે એમને ખબર પડી કે પોતે મૅટ્રિકમાં પાસ થયા છે!

૪

## કાંકરીએ ઘડો ફોડચો

કાંકરી ઘડો ફોડે, એ જાણીતી કહેવત છે. અને કાંકરીથી ઘડો ફૂટી જાય એમાં નવાઈ નથી. પરંતુ ભાઈલાલભાઈનો રીઢો થયેલો ઘડો એકાએક એકાદ કાંકરીથી ભાંગી જશે એમ એમણે કલ્પ્યું ય ન હતું અને સાચે જ એ ફૂટી ગયો!

એ ઘડો તે સ્વામીનારાયણ ધર્મ પરની આસ્થા. ઘરનો ધર્મ સ્વામીનારાયણનો એટલે બાળપણથી એ સંસ્કાર એમના પર સીંચાયેલા. મૂર્તિને ધરાવવામાં આવતું નૈવેદ્ય દેવે આરોગ્યું હોય તેવું સાંભળ્યું નથી. છતાં આ નૈવેદ્ય એળે જતું નથી. એને આરોગવા બાલદેવો દરેક ઠેકાણે ટાંપીને બેઠા હોય છે. પ્રસાદનું આકર્ષણ બાળકો માટે સ્વર્ગ કરતાં વિશેષ હોય છે.

એ કારણે મોટા કાકા પૂજા કરતા ત્યારે નાનપણમાં, ભાઈલાલ પ્રસાદની લાલચમાં ડાહ્યો થઈને, પલાંઠીવાળીને કાકાની બાજુમાં ચૂપચાપ બેસી જતો. તેથી કાકા થોડો વધારે પ્રસાદ આપતા. કાકા સાથે મંદિરે નિયમિત જવામાં આ જ મુખ્ય લાલચ હતી. આમ આડકતરી રીતે સ્વામીનારાયણ ધર્મના સંસ્કાર નાના ભાઈલાલ ઉપર સીંચાતા હતા.

તેમાં વળી એની યાદદાસ્ત શક્તિ તીવ્ર એટલે મંદિરમાં અવારનવાર આવતા વડતાલના મહારાજોની એની ઉપર કૃપા ઊતરતી. બોચાસણની ગાદીવાળા સદ્‌ગત પૂજ્ય શાસ્ત્રીજીની મમતા ભાઈલાલ ઉપર સવિશેષ હતી. તે વખતે એ વડતાલના મંદિરમાં હતા

અને યજ્ઞપુરુષદાસજી મહારાજથી ઓળખાતા. યજ્ઞપુરુષદાસજીની કથાવાર્તા કરવાની શૈલી શ્રોતાઓને ડોલાવે તેવી અને વિદ્વાન પણ મોટા એટલે સોજીત્રામાં બબ્બે મહિના એમનો મુકામ રહે ત્યારે મંદિર સત્સંગીઓથી ઉભરાઈ જતું. સત્સંગીઓ એમનાં મુક્તકંઠે વખાણ કરે ત્યારે મહારાજ ભાઈલાલનાં વખાણ કરે ! આથી ભાઈલાલના આનંદની શી રીતે સીમા રહે !

મહારાજ વચનામૃત વાંચી જાય. પછી ભાઈલાલને કહે, બોલી જા. અને ભાઈલાલ ગ્રામોફોનની રેકર્ડ મૂકી હોય તેમ કડેડાટ બોલી જાય. મહારાજ વાહ વાહ કરે ત્યાં શ્રોતાઓ પણ વાહ વાહ પોકારે.

મહારાજ કહે: નિષ્કુળાનંદનું ભજન ગા જોઈ.

ભાઈલાલ ગાવા માંડે : જનની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગ જી.

એ પૂરું થાય એટલે બીજું : ત્યાગ ન ટકે રે વૈરાગ વિના, કરીએ કોટિ ઉપાય જી.

લોકો વખાણ કરે : મોરનાં ઈંડાંને કંઈ ચિતરવાં પડતાં હશે! સોજીત્રામાં સ્વામીનારાયણ ધર્મનો પાયો નંખાવનાર ઘરમાં આવો છોકરો પાકે એમાં શી નવાઈ!

સોજીત્રા આ ધર્મનો વિરોધ કરનાર ગામ. સોજીત્રા જ શું કામ? ગુજરાત આખું એનો વિરોધ કરતું હતું. કાઠિયાવાડમાંથી ગુજરાતમાં સ્વામીનારાયણને લાવનાર કોઈ ધર્મી માણસ ન હતો, પરંતુ અધર્મી ને લૂંટારા જોબન વડતાલાએ સ્વામીનારાયણને ગુજરાતમાં ગાદી સ્થાપવાનું આમંત્રણ આપ્યું. એ જોગનના ગામ વડતાલમાં પહેલવહેલું અને મુખ્ય સ્વામીનારાયણનું મંદિર સ્થાપવામાં આવ્યું.

જોબન વડતાલો લૂંટવા ગયો હતો સ્વામીનારાયણને, પણ લૂંટાઈને આવ્યો એ જાતે! સ્વામીનારાયણ પોતે એના કરતાં મોટા લૂંટારા નીકળ્યા અને એનો મેલ, કૂડકપટ એમણે લૂંટી

મુક્તાનંદ મહારાજ એ સભામાં ગયા. વાદવિવાદ થયો. રાજાને ખાતરી થઈ કે ધર્મ સાચો છે. પરિણામે, રાજ્યમાં પ્રવેશબંધી તો ક્યાં ગઈ પણ સ્વામીનારાયણને વડોદરા પધારવાનું આમંત્રણ આપ્યું ! અને સ્વામી વડોદરા ગયા ત્યારે રાજા પોતે એમને લેવા છાણી ગામ સુધી સામા ગયા. અને પોતાના હાથી ઉપર બેસાડી માન સાથે શહેરમાં તેડી લાવ્યા !

પ્રેમાનંદ નામના એમના એક સાધુએ એ પ્રસંગનું કાવ્ય કર્યું છે:

પધારે વટપત્તન સ્વામી રે, પધારે વટપત્તન સ્વામી,
સહજાનંદ મહારાજ પુરણ પુરુષોત્તમ બહુ નામી;
ચલે વડતાલસે અવિનાશી રે, ચલે વડતાલસે અવિનાશી,
આમ કીયે મુકામ ગામ શાંકર સુખરાશી.
આયે ગામ છાણી ગિરધારી રે, આયે ગામ છાણી ગિરધારી,
પ્રેમાનંદ કહે સન્મુખ આઈ નૃપ કી અસવારી.

આમ વડોદરા જવા ગઢડાથી વડતાલ સ્વામી જતા હતા ત્યારે સોજીત્રાને રસ્તે આવવાનું થયું. એમની મંડળી સોજીત્રાને ધૂળિયા ગામથી ઓળખતી હતી એટલે ગાડા ગામથી એમની મંડળી ઊપડી તે સોજીત્રામાં ઘોડાં દોડાવીને તરમોવાડ નજીક સીમમાં કૂઈ હતી ત્યાં મુકામ કર્યો. એ મુકામવાળું ખેતર ભાઈલાલભાઈનું હતું. ભાઈલાલભાઈ તો તે વખતે જન્મ્યા પણ નહોતા, એમના દાદાનું ખેતર હતું. દાદા કાળીદાસ, એમના મોટાભાઈ ગોકળભાઈ. આ ગોકળભાઈ સ્વામીનો મુકામ પોતાના ખેતરમાં હતો એટલે સહજ સ્વભાવે એમનાં દર્શન કરવા ગયા, પગે લાગ્યા, બેઠા, એમા થયા એમના ભગત !

ઘેર આવીને વાત કરી. સ્વામીમાં અજબ મોહિની હોય તેમ ભાઈઓ પણ મોટાભાઈ સાથે સહમત થયા અને આમ છએ જણ વડતાલ દર્શન કરવા ગયા. સ્વામીને સોજીત્રામાં પધારવાનું આમંત્રણ આપ્યું.

મુક્તાનંદ મહારાજ એ સભામાં ગયા. વાદવિવાદ થયો. રાજાને ખાતરી થઈ કે ધર્મ સાચો છે. પરિણામે, રાજ્યમાં પ્રવેશબંધી તો કયા ગઈ પણ સ્વામીનારાયણને વડોદરા પધારવાનું આમંત્રણ આપ્યું ! અને સ્વામી વડોદરા ગયા ત્યારે રાજા પોતે એમને લેવા છાણી ગામ સુધી સામા ગયા. અને પોતાના હાથી ઉપર બેસાડી માન સાથે શહેરમાં તેડી લાવ્યા !

પ્રેમાનંદ નામના એમના એક સાધુએ એ પ્રસંગનું કાવ્ય કર્યું છે:

> પધારે વટપત્તન સ્વામી રે, પધારે વટપત્તન સ્વામી,
> સહજાનંદ મહારાજ પુરણ પુરષોત્તમ બહુ નામી,
> ચઢે વડતાલસે અવિનાશી રે, ચઢે વડતાલસે અવિનાશી,
> આમ કીયે મુકામ ગામ શાંકર સુખરાશી.
> આયે ગામ છાણી ગિરધારી રે, આયે ગામ છાણી ગિરધારી,
> પ્રેમાનંદ કહે સન્મુખ આઈ નૃપ કી અસવારી

આમ વડોદરા જવા ગઢડાથી વડતાલ સ્વામી જતા હતા ત્યારે સોજીત્રાને રસ્તે આવવાનું થયું. એમની મંડળી સોજીત્રાને ધૂળિયા ગામથી ઓળખતી હતી એટલે ગાડા ગામથી એમની મંડળી ઊપડી તે સોજીત્રામાં ઘોડાં દોડાવીને તરમોવાડ નજીક સીમમાં ઢૂંઈ હતી ત્યાં મુકામ કર્યો. એ મુકામવાળું ખેતર ભાઈલાલભાઈનું હતું. ભાઈ-લાલભાઈ તો તે વખતે જન્મ્યા પણ નહોતા, એમના દાદાનું ખેતર હતું. દાદા કાળીદાસ, એમના મોટાભાઈ ગોકળભાઈ. આ ગોકળ-ભાઈ સ્વામીનો મુકામ પોતાના ખેતરમાં હતો એટલે સહજ સ્વભાવે એમનાં દર્શન કરવા ગયા, પગે લાગ્યા, બેહા, એમાં થયા એમના ભગત !

ઘેર આવીને વાત કરી. સ્વામીમાં અજબ મોહિની હોય તેમ ભાઈઓ પણ મોટાભાઈ સાથે સહમત થયા અને આમ છએ જણ વડતાલ દર્શન કરવા ગયા. સ્વામીને સોજીત્રામાં પધારવાનું આમં-ત્રણ આપ્યું.

હતો. ગામમાં સ્વામીનારાયણની સવારી આવી ત્યારે વૈષ્ણવ મહારાજોના વિરોધના પ્રચારને લીધે લોકોએ એની ઉપર ધૂળ ઉડાડી ...પાછાં જતાં પણ સવારીને એ જ અનુભવ થયો. બીજી વખત ત્યાં થઈને જવાનો પ્રસંગ આવ્યો ત્યારે એ ધૂળિયા ગામની પજવણીથી બચવા ઘોડાઓને ઝડપથી દોડાવી મૂકેલા. સોજીત્રાના લોકો પજવણીનો આનંદ લેવા તલપી રહેલા તે એથી નિરાશ થયેલા.

વડતાલમાં મંદિર બંધાય તે વૈષ્ણવોના મહારાજોને ગમે નહિ. એમના શિષ્યમંડળને ઉશ્કેરે પણ ખરા. પરંતુ જોબન પગીથી તો બધા ધ્રૂજે એટલે વડતાલમાં મંદિર બંધાય તેનો વિરોધ કરવાની કોણ હિંમત કરે? એને તોડી પાડવાનો કોણ હુમલો કરી શકે?

એમણે એક રસ્તો શોધી કાઢ્યો. વૈષ્ણવો, શૈવો, બાવાઓ ગાયકવાડ સરકાર આગળ ફરિયાદ લઈ ગયા. સયાજીરાવ બીજા તે વખતે ગાદી ઉપર હતા. ફરિયાદ કરી—સ્વામીનારાયણ પાખંડ ધર્મ ચલાવે છે. વેદધર્મની વિરુદ્ધનો પ્રચાર કરે છે માટે તમારા રાજ્યમાં બંધી ફરમાવો. ગુજરાતમાં તમારું રાજ્ય મોટું એટલે એની છાપ બીજે પડીને એ પ્રચાર બંધ થશે.

ગાયકવાડે કહ્યું : એક સભા રાખીએ. સ્વામીનારાયણને ખબર આપવામાં આવે કે તમારો પ્રચાર હિંદુધર્મ પ્રમાણે છે કે નહિ તે નિર્ણય કરવા એક સભા મળવાની છે તેમાં તમારો પ્રતિનિધિ મોકલી આપો.

સ્વામીનારાયણને એ પ્રમાણે કહેણ મળ્યું. એમણે મુક્તાનંદ સ્વામીને વડોદરા પ્રતિનિધિ તરીકે મોકલવા પસંદ કર્યા. ખરી રીતે, મુક્તાનંદ કરતાં વધુ વિદ્વાન હતા ગોપાળાનંદ અને નિત્યાનંદ મહારાજ. મુક્તાનંદે કહ્યું, મારા કરતાં આ બેમાંથી કોઈને મોકલો તો આપણું કામ વધારે સફળ થાય.

સ્વામીએ કહ્યું : મારામાં તમને શ્રદ્ધા છે કે નહિ? કોણ જાય તો વધારે સફળ થાય એ હું જાણું કે તમે? -

મુક્તાનંદ મહારાજ એ સભામા ગયા. વાદવિવાદ થયો. રાજાને ખાતરી થઈ કે ધર્મ સાચો છે. પરિણામે, રાજ્યમા પ્રવેશબંધી તો કયા ગઈ પણ સ્વામીનારાયણને વડોદરા પધારવાનુ આમ ત્રણ આપ્યુ ! અને સ્વામી વડોદરા ગયા ત્યારે રાજા પોતે એમને લેવા છાણી ગામ સુધી સામા ગયા. અને પોતાના હાથી ઉપર બેસાડી માન સાથે શહેરમાં તેડી લાવ્યા !

પ્રેમાનંદ નામના એમના એક સાધુએ એ પ્રસંગનું કાવ્ય કર્યું છે:

પધારે વટપત્તન સ્વામી રે, પધારે વટપત્તન સ્વામી,
સહજાનંદ મહારાજ પુરણ પુરુષોત્તમ બહુ નામી,
ચલે વડતાલસે અવિનાશી રે, ચલે વડતાલસે અવિનાશી,
આમ કીયે મુકામ ગામ શાકર સુખરાશી
આયે ગામ છાણી ગિરધારી રે, આયે ગામ છાણી ગિરધારી,
પ્રેમાનંદ કહે સન્મુખ આઈ નૃપ કી અસવારી

આમ વડોદરા જવા ગઢડાથી વડતાલ સ્વામી જતા હતા ત્યારે સોજીત્રાને રસ્તે આવવાનું થયું. એમની મંડળી સોજીત્રાને ધૂળિયા ગામથી ઓળખતી હતી એટલે ગાડા ગામથી એમની મંડળી ઊપડી તે સોજીત્રામાં થોડા દોડાવીને તરમોવાડ નજીક સીમમા ફૂઈ હતી ત્યાં મુકામ કર્યો. એ મુકામવાળું ખેતર ભાઈલાલભાઈનું હતું. ભાઈલાલભાઈ તો તે વખતે જન્મ્યા પણ નહોતા, એમના દાદાનું ખેતર હતું. દાદા કાળીદાસ, એમના મોટાભાઈ ગોકળભાઈ. આ ગોકળભાઈ સ્વામીનો મુકામ પોતાના ખેતરમા હતો એટલે સહજ સ્વભાવે એમનાં દર્શન કરવા ગયા, પગે લાગ્યા, બેઠા, એમા થયા એમના ભગત !

ઘેર આવીને વાત કરી સ્વામીમાં અજબ મોહિની હોય તેમ ભાઈઓ પણ મોટાભાઈ સાથે સહમત થયા અને આમ છએ જણ વડતાલ દર્શન કરવા ગયા. સ્વામીને સોજીત્રામા પધારવાનુ આમંત્રણ આપ્યું.

સાથે બેઠેલા સાધુએ સવાલ કર્યો: 'તમારા ગામની ભાગોળે થઈને જવામાં લોકો ધૂળ ઉડાડે છે તો ગામમાં મુકામ કરીએ તો શું ના કરે?'

ગોકળભાઈ: 'પહેલાં ગમે તે થયું હશે. હવે ધૂળ તો શું, કોઈ આંગળી ઊંચી કરે તો કહેજો.'

સાધુ: 'એનું કારણ?'

ગોકળભાઈ: 'અમે છ ભાઈઓ કેડે તરવાર બાંધી આગળ ચાલતા હોઈશું, પછી કોની મગદૂર છે કે અડપલું કરવાનો ચાળો કરે!'

અને બન્યું પણ એમ. સ્વામીનારાયણની ગોકળભાઈના ઘરમાં પધરામણી થઈ ત્યારે સહેજ પણ તોફાન ન થયું. ગામના આગેવાન ગણાતા ઘરોમાંના એક ઘરના જમ જેવા છ ભાઈઓ સામે ઊભા હોય ત્યાં પેટ ચોળીને શળ કોણ ઊભું કરે? આમ સોજીત્રામાં સ્વામીનારાયણને તેડી લાવવાની કીર્તિ ગોકળભાઈને ફાળે ગઈ. સ્વામીએ છએ ભાઈના ઘરમાં જઈને પગલાં પાડચાં. એ પગલાં આજે પણ તમના વારસો પાસે મોજૂદ છે. અને તે પ્રસંગની યાદમાં તરમોવાડવાળું ખેતર મંદિરને ધર્માદા સોંપી દીધું.

એ વખતે સ્વામીનારાયણ પગલાં કેવી રીતે પાડતા એ વિધિ પણ જાણવા જેવો છે. કથરોટમાં કંકુવાળું પાણી કરવામાં આવતું. સ્વામીનારાયણ પોતે હિંચકો બાંધવાનું કડું હોય તેને બે હાથે ઝાલી અધ્ધર ઊંચકાતા અને પાટલા ઉપર કંકુવાળી કથરોટ હોય તેમાં પગ મૂકતા. ફરી એ કડે ઊંચકાતા અને પાટલા ઉપરની કથરોટ લેઈ લઈ, તે જગાએ અમદાવાદી હાથણનાવટનો જાડો કાગળ મૂકવામાં આવતો, શરીરને નીચે લાવી કાગળ ઉપર કંકુવાળા પગ મૂકતા.

આ રીતે સ્વામીનારાયણે છએ ભાઈઓના જુદા જુદા ઘેર જઈ પગલાં પાડેલાં. શાર્દૂલાલભાઈના દાદાને ઘેર તો બે વખત કાગળ મૂકી પગલાં પાડેલાં. પહેલા વખતે વધારે કંકુવાળા પગ હતા તેથી રેખાઓ સ્પષ્ટ પડી ન હતી.

ગોકળભાઈ અને તેમના ભાઈઓ આ સ્વામીની પધરામણી કરીને જ સંતોષાયા નહિ પણ ખડકી વચ્ચે વીસ ઓરડાની જમીન હતી ત્યાં મંદિર ઊભું કરવાની તૈયાર કરી સ્વામીની પધરામણી કરી ત્યાં સુધી લોકો શાંતિ જાળવી રહ્યા, પરંતુ ગામ વચ્ચે, ખડકી વચ્ચે મંદિરની વાત આવી એટલે વિરોધ ઊભો થયો

જમીન મોટા ભાગે પોતાની હતી થોડી બીજાઓની પણ હતી પરંતુ સ્વાર્થ વખતે જેમ માણસ બીજાને અન્યાય કરે છે, તેમ ધર્મના કામમાં પણ તે કંઈ જોવામાં આવે છે મારે ક્યાં માગ સ્વાર્થ ખાતર કંઈ કરવું છે, એમ માની એ અન્યાય કરવાનો ધર્મ માની લે છે શું ગોકળભાઈના વખતમાં કે શું આજે પણ એટલે જેમની જમીન દબાતી હતી તે વિરોધ કરતા, તેમ જ બીજા પણ કરતા કે, અહીં ગામ વચ્ચે મંદિરની ધમાલ શી? ગામ બહાર જે કરવું હોય તે કરો

પંથ ધર્મઝનૂનમાં આવેલો માણસ દારૂડિયાની માફક ભાન ભૂલી ઝૂઝે છે મંદિરના પાયા ખોદાવતી વખતે તરવાર ખેંચીને છએ ભાઈઓ ઊભા રહ્યા—જેને વિરોધ કરવો હોય તે આવી જાય મેદાનમાં! જેટલાને ઝપટે કરીશું એટલા રોડા ઓછા શોધવા પડશે!

ગોકળભાઈ તે પછી ભગત થઈ ગયા મંદિરમાં બધો વખત રહે સાંજે વાળુ કરીને સીધા મંદિરમાં એક વખત રાત્રે મંદિરમાં જતા હશે અને સાપ કરડ્યો બીજા સત્સંગીઓએ સાપ ઉતારવાની વાત કરી ગોકળભાઈને સ્વામીનારાયણ ઉપર એટલી બધી શ્રદ્ધા ચોંટી કે એમણે ઉતારવાની વાત સ્વીકારી નહિ કહ્યું—સ્વામીનારાયણને મંદિરે જતા સાપ કરડે અને હું મરી જાઉં તો પછી ધર્મને માનશે કોણ? ઉતારવો હોય તો સ્વામીનારાયણ એની મેળે ઉતારે અને મરવા દેવો હોય તો ય એ જાણે!

અને સત્સંગીઓ સાથે રોજની જેમ ગોકળભાઈ ધૂનમાં લાગી

ગયા. સ્વામીનારાયણ, સ્વામીનારાયણ એમ આખી રાત ધૂન ચાલી અને સવારમાં એ ઘેર ગયા! બધા સાપ ઝેરી હોતા નથી. મોટા ભાગનાં મૃત્યુ ઝેરની બીકથી નીપજે છે એમ આજે આપણે સમજતા થયા છીએ. ગોકળભાઈને કરડેલો સાપ ઝેરી નહિ હોય એટલે ઝેર નહિ ચડયું હોય તેમ આપણે માની લઈએ. પણ તે દિવસે તો આખા ગામમા ડંકો વાગી ગયો કે ગોકળભાઈનું ઝેર સ્વામીનારાયણે અંતરિક્ષ રહીને ચૂસી લીધું!

આમ ભાઈલાલભાઈના કુટુંબમા સ્વામીનારાયણ ધર્મ ચુસ્ત રીતે પળાતો. એનું ગૌરવ પણ ખરું. સ્વામીનારાયણે પોતે પગલાં પાડયાં હતાં એ શ્રદ્ધાળુ માટે ઓછા ગૌરવની વાત ન કહેવાય. આજે પણ એવું ગૌરવ કયાં નથી લેવાતું? સ્વામીનારાયણને બદલે ગાંધીજીનું નામ વપરાય છે એટલું જ. ગાંધીજીના અંતેવાસી, ગાંધીજીએ આ ક્ષેત્રમાં નિષ્ણાત માનેલા, ગાંધીજીએ આશીર્વાદ આપેલા, ગાંધીજીએ દાંડી જતાં આ ઘેર મુકામ કરેલો, આવાં આવાં ઘણાં ઘણાં ગૌરવ લેવાનાં સાધનો આજના લોકો પાસે છે. ધાર્મિક પુરુષોને બદલે રાજકારણી પુરુષો આજે ગૌરવ લેવા લાયક મનાય છે. રૂપ બદલાયું છે, હેત તો એનું એ જ છે.

આવા વાતાવરણમાં હોવા છતાં દાદાભાઈ પૂજા કે મંદિર જવાની વાત કરતા નહિ. એ તો એમનો ધીરધારનો ધંધો ભલો, લોકોની ભાંજગડ ભલી અને ખેતરના આંટાફેરા ભલા.

એક વખત વડતાલના ગાદીપતિ વિહારીલાલ મહારાજનો સોજીત્રામાં મુકામ આવેલો. દાદાભાઈએ ઘરનો ધર્મ એટલે મહારાજની ઘેર પધરામણી કરાવી. મહારાજે દાદાને પૂછયું: 'મંદિરે રોજ જાઓ છો કે?'

દાદાભાઈએ મનમાં હતું તે સ્પષ્ટ કહી દીધું: 'મહારાજ, હું કાંધાપાંજરાનો ધંધો કરું છું. પછી નાહકનાં મંદિરનાં પગથિયાં શું કામ ઘસું? મંદિરે જાઉં તેથી લોકો છેતરાય, કંઈ ભગવાન

ઓછા છેતરાવાનો છે ? જ્યારે આ ધંધો છોડીશ ત્યારે મંદિરે જઈશ !'

છતાં ભાઈલાલભાઈ ઉપર પિતાની અસર નહિ થયેલી પણ મોટા કાકાની ધાર્મિક અસર પ્રબળ થયેલી. સ્વામીનારાયણના સાધુઓનાં ભજનો ખાસ મોઢે કરેલાં. નિષ્કુળાનંદ અને દેવાનંદનાં ભજનો ઘણાં પ્રિય હતાં. આમ મેટ્રિક સુધીમાં ભાઈલાલભાઈ સ્વામીનારાયણના ચુસ્ત અનુયાયી. ધર્મનો એમનો ઘડો કાંકરીથી ન ફૂટવો જોઈએ એવો રીઢો થઈ ગયો હતો.

છતાં પ્રિવિયસમાં આવતા એક કાંકરીએ ઘડો ફોડી નાખ્યો. એ કાંકરી તે, ભર્તૃહરિના નીતિશતકનો પહેલો શ્લોક. એ વરસના અભ્યાસક્રમમાં નીતિશતક ટેક્સ તરીકે ભણવાનું હતું. એ કાકરી તે આ :

दिक्कालद्यनवच्छिन्ना नन्तचिन्मात्र मूर्तये।
स्वानुभूत्येकमानाय नमः शान्ताय तेजसे॥

જૂની રીતિ પ્રમાણે, પ્રભુની પ્રાર્થના કરીને લેખનનો આરંભ કરવામાં આવતો. નીતિશતક શરૂ કરતા પહેલાં આ પ્રથમ શ્લોકમાં પ્રાર્થના કરવામાં આવી છે.

દિશા અને કાળથી પણ જેને માપી શકાય તેમ નથી, જે અનંત છે અને જેની ચૈતન્ય (જ્ઞાન) એ જ મૂર્તિ છે; જે અનુભવથી અનુભવાય છે, મતલબ કે પોતાનો અનુભવ એ જ જેનું પ્રમાણ છે એવા શાન્ત તેજને નમસ્કાર.

આ કાંકરી ભાઈલાલભાઈના વિચારજળમાં પડી એટલે એણે કુંડાળા ઉપર કુંડાળાં રચવા માંડયાં. એ તો બાળપણથી એમ માનતા હતા કે સહજાનંદ સ્વામી એ જ પુરણ પુરુષોત્તમ છે. અને એ જ જાતનું રટણ કર્યું હતું— સહજાનંદ મહારાજ પુરણ પુરષોત્તમ બહુનામી. એમનો જ એ પ્રભુ માનતા હતા. જ્યારે નીતિશતકનો પહેલો શ્લોક કહેતો હતો કે પ્રભુ તો અનંત છે. જ્ઞાન એ જ એની મૂર્તિ

છે. તો પછી સહજાનંદ પ્રભુ શી રીતે હોઈ શકે, પુરણ પુરુષોત્તમ પણ શી રીતે હોઈ શકે?

બીજો સવાલ એ થયો કે ભર્તૃહરિ સાચો હશે તેનું ય શું પ્રમાણ? ભર્તૃહરિનું પ્રમાણ તો ન જડયું, પણ સહજાનંદ પ્રભુ નથી, પુરણ પુરુષોત્તમ નથી એનું પ્રમાણ જડી ગયું. વચનામૃતમાં સ્વામીજીએ સૂર્ય ફરે છે એમ કહ્યું છે જ્યારે વાસ્તવમાં પૃથ્વી ફરે છે. જો એ પુરણ પુરુષોત્તમ કે પ્રભુ હોય તો આ વસ્તુ એમની જાણ બહાર કયાંથી હોય? અને એ સાથે સહજાનંદ સ્વામીની પૂજા છૂટી ગઈ! બાકી હતું તે મોટો ફટકો માર્યો—વડતાલના સાધુઓની વર્તણૂકે.

એ વરસમાં, રામનવમીનો સમૈયો હતો. વડતાલમાં યજ્ઞપુરુષદાસજી મહારાજ કથા કરતા હતા અને સત્સંગીઓની ઠઠ જામી હતી. યજ્ઞપુરુષદાસજીનું પ્રજામાં જે માન હતું તેની બીજા સાધુઓ અદેખાઈ કરતા હતા. તેમને મારી નાખવા સુધીનાં કાવતરાં રચાતાં હતાં તેવી લોકોમાં વાતો ઊડતી હતી. એમાં કેટલું સત્ય તે તો પ્રભુ જાણે, પણ આ સમૈયા વખતે સભામાં ભંગાણ પાડવા બીજા સાધુઓએ મરચાં બાળ્યાં એ ખુદ ભાઈલાલભાઈએ નજરોનજર જોયું અને અનુભવ્યું.

યજ્ઞપુરુષદાસજી મહારાજ તરફ જેમને પૂજ્યભાવ હતો તેવા સત્સંગીઓએ આ પ્રસંગે કહ્યું : 'મહારાજ! હવે તમે આ સ્થળ છોડી દો. સાધુઓ તહેવારના દિવસે ઉઘાડેછોગે આવી નફ્ફટ વર્તણૂક ચલાવે, પછી એમનો વિશ્વાસ શો?'

તે પછી સોજીત્રાના ઝવેરભાઈ વિઠ્ઠલભાઈ, પ્રભુદાસ વકીલ અને જીવાભાઈ વકીલ, ત્રણ જણ મહારાજને વડતાલથી સોજીત્રા તેડી ગયા. થોડો વખત ત્યાં રહ્યા. સત્સંગીઓએ ફંડ કર્યું. નવા મંદિરની તૈયારી કરી. અને એ રીતે બોચાસણ મંદિરની સ્થાપના થઈ.'

આમ સાધુઓમાં પણ સંસારીઓ જેવો વેરભાવ અને અદેખાઈ જોતાં ભાઈલાલભાઈની સાધુઓ ઉપરની શ્રદ્ધા ઊઠી ગઈ. સહજાનંદ મહારાજની મૂર્તિ અને મંદિર એમ બંને એ રીતે છૂટી ગયાં.

આમ કાંકરીએ એમના આચાર ધર્મનો ઘડો ફોડી નાખ્યો, છતાં ધર્મનો આત્મા સચવાઈ રહ્યો હતો. દેહ નાશવંત છે, આત્મા શાશ્વત છે. ધર્મનો વિધિનિષેધ રૂપી આચાર એ દેહ છે, પણ એનું તત્ત્વજ્ઞાન આત્મા છે. એટલે બાળપણથી નીતિ વિષે જે સંસ્કાર પડચા હતા તે કાયમ રહ્યા. અને તેનું વાતાવરણ પણ ઘરમાં કાયમ રાખ્યું. રાત્રે વાળુ પછી ઘરમાં કલાક અર્ધોકલાક કિર્તન, ભજન કે વાચન ચાલુ રહેતું. ધર્મનો એ સાર કાઢચો કે ભગવાનની પૂજા કરવી હોય તો જડ મૂર્તિની પૂજા નહિ, પણ ભગવાને સર્જેલી જીવતી સૃષ્ટિની પૂજા કરવી.

આમ સ્વામીનારાયણ ધર્મ છોડીને ભાઈલાલભાઈએ સેવાધર્મ સ્વીકાર્યો, છતાં એમનાં પત્ની ગંગાબા દેહ સુધી વૈષ્ણવ જ રહ્યાં! એમને બાળપણમાં માબાપ તરફથી વૈષ્ણવના જે સંસ્કારનો પાસ બેઠો હતો તે ભાઈલાલભાઈના સહવાસથી ય ન ઊડી ગયો. શ્રીનાથજીની પૂજા અને તારાસ્નાન એ એમનું મરતાં સુધીનું જીવનવ્રત રહ્યું. સવારમાં ઊઠીને તારાનું દર્શન કરવું એનું નામ તારાસ્નાન. કોઈ વખત ઊઠવામાં મોડું થઈ ગયું હોય અને તારા અદૃશ્ય થઈ ગયા હોય તો તે દિવસે અપવાસ કરી નાખે!

એટલે ભાઈલાલભાઈનો ઘડો એક કાંકરીએ ભાંગી નાખ્યો, છતાં ગંગાબાનો એવો ઘડો ભાઈલાલભાઈ જેવા વજ્રથી પણ ન ભાંગ્યો!

# ૫

## આશ્રમજીવન

હે દેવના પણ દેવ તું, તતખેવ દિલમાં ધર દયા,
જે રાણીજીના રાજ્યમાં, સ્થિર થઈ અમે સુખિયા થયા;
તું આપ નિત્યે નવીન, વધતું તેજ તેના તાજમાં,
સુખમાં સદા વિક્ટોરિયાને, રાખ પ્રભુ આ રાજ્યમાં!

અંગ્રેજોનું રાજ્ય સારું હતું, એમ કહેનાર વર્ગ આજે પણ હિંદુસ્તાનમાં છે. એ પોષણ અંગ્રેજોએ પ્રજાને એક દિશાથી નહિ પણ ચોમેરથી આપ્યું હતું. અંગ્રેજોનું રાજ્ય સારું છે તેવા સંસ્કાર નાનપણથી શાળાઓમા ઉપર પ્રમાણેની પ્રાર્થના ગવડાવીને આપવામાં આવતા હતા. ભાઈલાલભાઈના વખતમાં ગુજરાતી શાળામાં આ પ્રાર્થના ગવડાવવામાં આવતી હતી. કવિ દલપતરામની 'હરખ હવે તું હિંદુસ્તાન' એ રાજ્યભક્તિની કવિતા પાઠ્યપુસ્તકમાં ચાલતી હતી. ઇતિહાસ પણ એવું શિક્ષણ આપતો હતો.

આમ કેળવણીખાતાનો ઉપયોગ પોતાના રાજ્યનાં ગુણગાનની છાપ ઊગતાં બાળકો ઉપર મૂકવામાં સરકાર ચૂકી ન હતી. અંગ્રેજી કેળવણીએ ગુલામી જડ કરવામાં ભાગ ભજવ્યો છે તે કરતાં પ્રાથમિક શાળાના વાતાવરણે ઓછો નથી ભજવ્યો. પરંતુ હિંદ દેશમાં મૂળથી કેળવણી ઓછી હતી એટલે ધર્મ દ્વારા એ પ્રચાર કરવાનું પણ અંગ્રેજ સરકાર ચૂકી નથી. ધર્મની અંદર ડખલ ન કરવી, સર્વ ધર્મ પ્રત્યે નિષ્ઠા બતાવવાના નિમિત્તે દરેક માણસો અંગ્રેજ સરકાર સારી છે એવો પ્રચાર કરતા થઈ જાય તેવી ચાણક્યબુદ્ધિ

હતી. ભાઈલાલભાઈ સ્વામીનારાયણ સંપ્રદાયના વાતાવરણમાં ઊછરતા હતા એટલે ઉપરની પ્રાર્થના શાળામાં ગાતા થયા તે સાથે ધર્મની વાતોમાં પણ અંગ્રેજ સરકાર સારી છે તેવા સંસ્કારો એમને મળ્યા હતા.

સન ૧૮૧૬-૧૭ના અરસામાં ગઢડાથી સ્વામીનારાયણના સાધુઓ અમદાવાદમાં આવેલા. ગુજરાતમાં એ ધર્મનો પ્રચાર થાય તેની વિરુદ્ધ વૈષ્ણવો અને શૈવો હતા એ તો જાણીતી વાત છે. આ સાધુઓ શહેરમાં ભિક્ષા માગવા નીકળેલા તે વખતે લેલંગર બાવાના મહંના સાધુઓએ તેમને માર્યા. કંઠીઓ તોડી નાખી. લાલજી ખૂંચવી લીધા. આ કારણે સ્વામીનારાયણના સાધુઓએ પેશ્વાના સૂબા પાસે દાદ માગી. એની ખબર લેલંગર બાવાને પડી એટલે એ પણ સૂબાને મળ્યો. સૂબાના લોહીમાં હિંદુ ધર્મનાં સંસ્કાર હતા. બંને પક્ષ સાધુઓનો હતો. ન્યાય કરવા જાય તો એક પક્ષને શિક્ષા કરવી પડે. વળી સાધુઓને શિક્ષા કરવી તે પાપમાં પડવા જેવું તેવા સંસ્કાર. એણે તત્ત્વજ્ઞાનની રીતે ચુકાદો આપ્યો : 'ગાયો અંદર અંદર લડી તેમાં હું કોને શિક્ષા કરું ? અને ગાયોને શિક્ષા કરવી એ મારો ધર્મ કહેવાય ?'

સ્વામીનારાયણના સાધુઓએ સૂબાના તત્ત્વજ્ઞાનનો વિચાર ન કર્યો, પણ પોતાને અન્યાય થયો છતાં ન્યાય ન મળ્યો તે રીતે સૂબાની કિંમત આંકી. સાધુઓ અમદાવાદ છોડી ગઢડા ગયા. સ્વામી આગળ સૂબાની ફરિયાદ કરી. સ્વામીએ કહ્યું : 'સૂબાની સત્તા હવે થોડા દિવસની છે. પછી ટોપીવાળાનું રાજ્ય સ્થપાવાનું છે, તેમાં પૂરતો ન્યાય મળશે અને વાઘબકરી એક આરે પાણી પીશે.'

બીજે વર્ષે સૂબાની સત્તા અસ્ત પામી. અંગ્રેજોએ શહેરનો કબજો લીધો. કલેક્ટરે સ્વામીનારાયણને આમંત્રણ આપ્યું. મંદિર બાંધવાની જમીન આપી. જેથી ગુજરાતમાં કહેવત પડી કે, ટોપી અને તૂમડું સાથે આવ્યું અને સાથે જશે. ટોપી ગઈ, તૂમડું રહ્યું

છે, પણ એનો પ્રાણ ઊડી ગયો છે. આ ચાલતી વાતને લીધે સ્વામીનારાયણ સંપ્રદાયના માણસો ઉપર અંધશ્રદ્ધાના એવા સંસ્કારો પડતા કે, ગુરુના વચનથી અંગ્રેજો આપણને સુખી કરવા આવ્યા છે!

ભાઈલાલભાઈને અંગ્રેજ ભક્તિના આ સંસ્કાર જેમ સ્વામીનારાયણ સંપ્રદાયમાંથી મળ્યા હતા, તેમ રામાયણની કથા જોડે પણ આવી વાતો જોડાયેલી હતી. રાવણે સીતામાતાનું હરણ કરી એમને અશોક વાટિકામા રાખ્યાં હતાં. એમની સેવામાં ત્રિજટા નામની રાક્ષસી મૂકી હતી. સીતામાતા ઉપર ત્રાસ ગુજારીને એમનું મન રામમાથી બદલીને રાવણ તરફ વાળવાનું એને કામ સોંપાયેલું હતું. પરંતુ એ રાક્ષસીએ સીતામાતા સાથે સારો વર્તાવ રાખ્યો હતો, ત્રાસ ગુજાર્યો ન હતો. એ કારણે જ્યારે સીતામાતા મુક્ત થઈ રામ સાથે વિદાય થયાં ત્યારે એમણે એ રાક્ષસીને વરદાન આપ્યું કે, 'તારો જન્મ કળિયુગમાં થશે ત્યારે તું ભારત દેશની મહારાણી થશે. તું રાક્ષસી છે એટલે તારો જન્મ થશે રાક્ષસભૂમિ(વિલાયત–પશ્ચિમ)માં, પણ તને ભારતનું રાજ્ય મળશે.' એ રાક્ષસી તે વિક્ટોરિયા રાણી! સીતામાતાના વરદાનથી જેને આ રાજ્ય મળ્યું છે! નાનપણમાં ૯૦–૯૨ વર્ષની ઉંમરનાં પાડોશનાં માજી પાસેથી આ સંસ્કાર ભાઈલાલભાઈને મળેલા.

શીખોમાં પણ આવી કથા છે. શીખ ગુરુ અર્જુનદેવને ઔરંગઝેબે કેદ કર્યા હતા. એક દિવસ કિલ્લાની દક્ષિણ તરફની બારી ભણી એ જોતા હતા. એને મોટો ગુનો ગણી એમને બાદશાહ પાસે રજૂ કરવામાં આવ્યા. દક્ષિણ ભણી ઔરંગઝેબનો જનાનો હતો. અર્જુનદેવે રાણીવાસ તરફ જોવાની ધૃષ્ટતા કરી, જનાનાનું ભયંકર અપમાન કર્યું! એમને આવી બેઅદબી કરવાનું કારણ પૂછ્યું ત્યારે અર્જુનદેવે કહ્યું: 'બાદશાહ! તારા જનાનાની મને કંઈ પડી નથી. હું તો તારા રાજ્યનો નાશ કરનારી ગોરી પ્રજાને દક્ષિણ તરફથી આવતી જોઈ રહ્યો હતો. એ પૂર ઝડપે આવી રહી છે, તારા રાજ્ય

ઉપર ગધેડાનું હળ ફેરવાને છ પેઢી તાગે જનાનો રહેવાનો છે જ ક્યાં ?' ગુસ્સે થઈ ને બાદશાહે અર્જુનદેવની કતલ કરાવી

આ વાતાવરણને લીધે અંગ્રેજોનું રાજ્ય થયું ત્યારે શીખો આનંદમાં આવ્યા ૧૮૫૭ના પ્રજાકીય યુદ્ધ વખતે હિંદની ઘણી ખરી પલટણો અંગ્રેજ સત્તા સામે થઈ ત્યારે એક પણ શીખ બચ્ચો એમાં સામેલ ન થયો।

આમ ચોમેરથી ભાઈલાલભાઈ ઉપર અંગ્રેજ સરકારના સદ્-ગુણના સંસ્કાર નાનપણમાં પડ્યા હતા કેવળ, કોઈને મોઢે એમણે એનું ભૂંડું બોલતા સાભળ્યું હોય તો એમના દાદીમા એકલા દાદીમા અંગ્રેજ સરકારની વાત આવે કે 'રનેરુ' કહીને ગાળ ભાંડતા અને વધુ ઉગ્ર બને તો 'એનો ગજિયો ગાય' એમ કહીને તિરસ્કાર વ્યક્ત કરતા કારણમાં એમના એક મામાને ૧૮૫૭ના યુદ્ધમાં ભાગ લેવા માટે ફાંસીએ ચઢાવવામાં આવ્યા હતા પરંતુ દાદીમાને એ અંગત કારણ વગર બીજું કોઈ એ તંત્રની વિરુદ્ધમાં કહેવાનું ન હતું એટલે એમના તિરસ્કારની અસર ભાઈલાલભાઈ ઉપર થયેલી નહિ ગોરાઓ રાજ્ય કરવા જન્મ્યા છે, કાળા લોકો એમની તોલે ન આવે, આ લઘુગ્રંથિ ઊગતી પ્રજામાં પોષાતી જતી હતી

ભાઈલાલભાઈ પાસે પણ આવી જ લઘુગ્રંથિ હતી એમાં ચિનગારી મુકાવા માંડી રુસોજાપાન યુદ્ધના ઇતિહાસે જાપાન જેવું એશિયાનું રાજ્ય, ગોરી રશિયન પ્રજા સામે બાથ ભીડે એ સમાચાર જ હિંદના લોકો માટે નવીન હતા વળી એ જીતે એવું સ્વપ્ન સેવનાર જૂજ હશે એ સંજોગોમાં જાપાનના યુદ્ધની ગૌરવકથા પોતાની જ હોય તેમ હિંદની પ્રજા ગૌરવ લેવા લાગી ચરોતરને ગામડે ગામડે રુસોજાપાનના યુદ્ધની કવિતાઓ ગવાતી હતી વીર-સદના કાશીભાઈ ઝવેરભાઈ અમીન તે યુદ્ધના સમાચાર આવે તેમ તેમ કવિતાની કડીઓ રચતા જાય અને લલકારતા જાય તે કેવળ વીરસદમાં જ નહિ, પણ ચરોતરના બીજા ગામડે પણ કંઠોપકંઠ

નાનપણમા ભાઈલાલભાઈમા અગ્રેજ ભક્તિના સસ્કાર હાઈ સ્કૂલના ઉપલા ધોરણમા રૂસોજાપાન યુદ્ધ અને બગભગનો ઇતિહાસ તે સાથે વડોદરા કૉલેજમા પ્રવેશ તે વખતની વડોદરા કોલેજ એટલે નવજુવાનોને 'સ્વપ્નદ્રષ્ટા' બનાવતી શ્રી કનૈયાલાલ મુનશીની કાલેજ.

પ્રો અરવિંદ ઘોષ એ કૉલેજિયનોની વીરકથાનો વિષય હતો એમા કેટલુ સત્ય અને કેટલી કલ્પના એવા ભેદનો કોઇને વિચાર આવતો નહિ વાતો પવનવેગે ચાલ્યા કરતી આઈ સી એસ ની પરીક્ષામા પહેલે નબરે પાસ આવેલા, પરતુ ઘોડેસવારીમા અગ્રેજોએ એમને જાણી જોઈ ને કાઢી નાખેલા, એ રોજની વાતનો વિષય ઈંગ્લેન્ડમા લેટીન, ફ્રેન્ચ, ભાષાઓનો પ્રો અરવિંદ ઘોષે અભ્યાસ કરેલો, પરતુ સસ્કૃત વિના સર્વ વ્યર્થ એમ વડોદરા કૉલેજમા જોડાતા એમને ખાતરી થઈ અને થોડા વખતમા એનો અભ્યાસ કરી મહા પડિત થયા !

આવી પ્રેરણામૂર્તિ પ્રોફેસર અરવિદ ભાઈલાલભાઈ ને અગ્રેજી કવિતા શીખવતા વસ્તુ પણ એટલુ જ સ્વદેશાભિમાનવાળુ હતું સ્કોટનુ લે ઓફ ધ લાસ્ટ મીનસ્ટ્રલ (બારોટનુ છેલ્લુ ગીત) શીખવતા એમની વાણી પ્રાણને જાગ્રત કરતી—

ઇઝ ધેર મૅન વીથ સોલ સો ડેડ
હુ નેવર ટુ હીમ સેલ્ફ હૅથ સેઇડ,
ધીસ ઈઝ માય ઓન માય નેટીવ લૅન્ડ

આ જ ગીતના પડઘા બહાર ભાષણોમા પણ સાભળવા મળતા ગલ્લેગ્મા જાણીતા આર્યસમાજી પ મહારાણીશકર શર્મા પ્રચડ વાણીમા ગર્જના કરતા.

છવે શુ હિદમા એવા કો મુડદામા હરામી
ન બોલ્યા મુખ મારો દેશ આ મુજ માતૃભૂમિ

આવુ જ વાચન આપતુ માસિકપત્ર 'ઇન્ડિયન શોશિયો-

લોજી ઇંગ્લેંડથી શામજી કૃષ્ણ વર્મા પ્રસિદ્ધ કરતા અને યુવકોમાં જાગ્રતિ લાવવા કૉલેજમાં કોઈ વિદ્યાર્થીને નામે ફ્રી મોકલવામાં આવતું. જે વાંચવા માટે વિદ્યાર્થીઓ પડાપડી કરતા. એક અંકમાં, દુનિયાના જુદા જુદા દેશોનાં રાષ્ટ્રગીતો આપવામાં આવ્યાં હતાં. હિંદના રાષ્ટ્રગીત તરીકે રોમન લિપિમાં અપાયેલું વંદેમાતરમ્ ભાઈલાલભાઈએ પ્રથમ વાંચ્યું, ગાયું.

બાકી હતું તે, જે પ્રોફેસર વિદ્યાર્થીઓની પ્રેરણામૂર્તિ હતા તે શ્રી અરવિંદ ઘોષે કૉલેજમાથી રાજીનામું આપ્યું. એ જમાનાનામાં ઊંચી અને સારા પગારની ગણાતી એ નોકરી એમણે ફગાવી દીધી. કલકત્તાની રાષ્ટ્રીય કૉલેજમાં પેટપૂરતો પગાર લેઈને દાખલ થવા વિદાય થયા. ભાઈલાલભાઈ કૉલેજના પહેલા વરસમાં હતા. એ વિદાયસમારંભે મોટી અસર એમના ઉપર કરી. જીવનમાં જન્મીને જો રાષ્ટ્રીય કામ ન કર્યું તો અવતાર વ્યર્થ છે એમ જ તમન્ના જાગેલી.

આમ કૉલેજમાં પ્રવેશતાં જ ભાઈલાલભાઈ ઉપર રાષ્ટ્રભાવનાની અસર પ્રબળ પડી હતી, દેશસેવા કરવાની પ્રબળ ઉત્કંઠા જાગ્રત થયેલી હતી, છતાં એ જ ભાઈલાલભાઈ સરકારી નોકરી જિંદગીભર શી રીતે કરી શક્યા? સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા પછી એમને દેશસેવા કરવાનું છેલ્લી અવસ્થામાં ક્યાંથી સૂઝયું? અને દેશસેવા કરવાની અંતરમાં મહેચ્છા હતી તો અત્યાર સુધી મોટા મોટા જંગ હિંદના ઇતિહાસમાંથી આવ્યા અને ગયા, ભલભલાં મડદાં કબરોમાંથી બેઠાં થઈને એમાં ઝંપલાવી બેઠાં, છતાં ભાઈલાલભાઈ કેમ છેક સુધી સરકારી નોકરીને જ વળગી રહ્યા?

આવા વિવિધ સવાલ વિદ્યાનગરના વિશ્વકર્મા તરીકેની એમની સેવા જોનારને સ્વાભાવિક ઊઠે તેવા છે. તેનું કારણ પણ કૉલેજનું પહેલું વર્ષ છે. સ્વામીનારાયણ ધર્મનો ઘડો ભર્તૃહરિના નીતિશતકના પહેલા શ્લોકે ફોડી નાખ્યો, એ જ પ્રમાણે સંસ્કૃતના પાઠ્ય-

પુસ્તક તરીકે પ્રિવિયસમા શાકુંતલ નાટક હતું એ કારણે ભાઈલાલભાઈ મહાભારત વાંચવા પ્રેરાયા. કવિ કાળીદાસે શાકુંતલનું વસ્તુ મહાભારતમાથી લીધું છે એટલે મહાભારતમા મૂળ એ કથા કેવા રૂપમાં છે તેની સરખામણી કરવા તેમણે મહાભારત ઉઘાડયું. અને એ કથા ઉપર તેનું વાચન કર્યું :

એમા વ્યાસ મુનિના ધર્મ અંગેના વિચારોએ ભાઈલાલભાઈ ઉપર મોટી અસર કરી. વ્યાસ : 'હું હાથ ઊંચા કરી કરીને, પોકારી પોકારીને કહું છું કે ધર્મથી જ અર્થ અને કામ સધાશે, માટે એને તજો નહિ.' કૌશિક આખ્યાનમાં દરેક માનવીએ જીવનનાં ચાર આશ્રમો પ્રમાણે પોતાનો ધર્મ બજાવવો જોઈએ તેમ પ્રતિપાદન કર્યું છે. એ રીતે પોતાના આશ્રમની ફરજ બજાવતા ખાટકીને શ્રેષ્ઠ માનવામાં આવ્યો છે

આ જ આશ્રમજીવનની ફરજ અંગે ચાણક્યે કહ્યું છે, 'પહેલી અવસ્થામા જેણે વિદ્યા પ્રાપ્ત ન કરી, બીજી અવસ્થામા જેણે ધન પેદા ન કર્યું, ત્રીજી અવસ્થામાં કીર્તિ (સેવા દ્વારા ભલાઈની સુવાસ) ન મેળવી, તે ચોથી અવસ્થામાં મોક્ષ શી રીતે મેળવવાનો હતો ?'

ભાઈલાલભાઈએ આ વાચનથી સંકલ્પ કરી લીધો કે આશ્રમ પ્રમાણે ફરજ અદા કરવી. પરિણામે વિદ્યાર્થીઅવસ્થામા પૂરેપૂરો અભ્યાસ કર્યો. બીજી અવસ્થામા ધન કમાયા અને ત્રીજી અવસ્થામા પ્રવેશ કરતાં સેવા દ્વારા કીર્તિ મેળવી રહ્યા છે. ચોથી અવસ્થામાં (તા. ૭મી જૂન '૬૩) પ્રવેશ કરતાં એમણે વિદ્યાનગર પછીની શરૂ કરેલી રાજકીય કારકિર્દીમાથી નિવૃત્તિ લેવાની જાહેરાત કરી છે.

## ૬

### याद्दशी भावना ताद्दशी सिद्धिः

ભાઈલાલભાઈ કૉલેજમાં આવ્યા ત્યારે કુટુંબનો જે ઝઘડો હતો તેથી એમનું ઘર એકલવાયું પડી ગયું હતું તેનો અંત આવ્યો. એ ઝઘડાને વરસ વીત્યાં એટલે વેરની તીવ્રતા આપોઆપ ઘસાઈને ઓછી થઈ. બંને ભાઈઓ કૉલેજમાં ગયા એટલે છોકરાઓ હોશિયાર છે, સીધા છે એવી છાપ કુટુંબ ઉપર પડી. કાકાના દીકરા પુરુષોત્તમ પ્રાગજીભાઈએ એમની સાથે સંબંધ ચાલુ કર્યો તે એટલા સુધી કે એમને દીકરો ન હતો એટલે એમને દીકરાઓ જેવા માન્યા. ઘરનો બધો વહીવટ સંભાળી લીધો. લહેણું હતું તેની ઉઘરાણી કરી વસૂલ કરવા માંડયું. ત્રણ હજાર રૂપિયા એમણે એમના બે વરસના વહીવટમાં પતાવ્યા. બંને ભાઈઓ રજાઓમાં ઘેર જાય ત્યારે રહે પણ પુરુષોત્તમને ઘેર. જાણે એ જ પોતાનું ઘર હોય તેમ બંને ભાઈઓએ પોતાના ઘરને તાળું જ મારી દીધું ! કુટુંબથી એકલવાયા પડી ગયેલા ભાઈઓ પાછા મીઠી હૂંફની વચ્ચે મુકાઈ ગયા.

આમ કૉલેજમાં ભાઈલાલભાઈને કૌટુંબિકરીતે શાંતિનો સમય આવ્યો ત્યારે શારીરિક રીતે માંદગીનો સમય બેઠો. મેટ્રિકની પરીક્ષા આપવા માટે જે બોજો ઉઠાવ્યો હતો તેના પ્રત્યાઘાત તરીકે પ્રિવિયસની શરૂઆતમાં તાવની માંદગી શરૂ થઈ. એ એટલી બધી લંબાઈ કે પહેલી ટર્મની ૬૦ દિવસની હાજરી પૂરી થાય એટલો વખત ન રહ્યો. પ્રિવિયસની પરીક્ષા તે વખતે યુનિવર્સિટીની હતી. ટર્મની

હાજરી ગણાતી એટલે પરીક્ષામાં નહિ બેસી શકાય એ મુશ્કેલી ઊભી થઈ. મેટ્રિકની પરીક્ષા એક વરસ વહેલી પસાર કરી તે મહેનત છૂટી પડે તેમ થયું.

છ માસિક પરીક્ષાનો મહિનો બાકી રહેલો અને ભાઈલાલભાઈને ચિંતા થાય હાજરીની. માંદગીમાંથી માંડ ઉઠાયું ત્યારે ચિંતાની માંદગી શરૂ થઈ. એનો ઉપાય કોઈ દેખાતો ન હતો ત્યાં શહેરમાં પ્લેગનો કેસ થયો. છાપામાં સમાચાર આવ્યા. વિદ્યાર્થીઓ અને તે ય કૉલેજના, આજે શું અને તે દિવસે શું, એકસરખા તોફાની, ધમાલિયા અને ભણવામાંથી છટકવાની યુક્તિઓ કરનારા. પરીક્ષા આવે ત્યાં સુધી વાંચ્યું ન હોય એટલે પરીક્ષા દૂર ઠેલવવાનો મોકો શું કામ ચૂકે ?

હોસ્ટેલના વિદ્યાર્થીઓએ યુક્તિ શોધી કાઢી, એક મરેલો ઉંદર પકડી લાવ્યા, મારીને પકડી લાવ્યાનો પણ સંભવ ખરો. પ્રિન્સિપાલ આગળ તે રજૂ કરી પ્લેગની હોહા કરી મૂકી. આખા ટોળાએ પ્રિન્સિપાલ ક્લાર્કને ઘેરો ઘાલ્યો. એક જ બૂમ કે કૉલેજ બંધ કરો! બંધ કરો! એ ઉંદર પ્લેગથી મર્યો છે કે નહિ તેની તપાસ કર્યા વગર પ્રિન્સિપાલને એ માગણી માન્ય રાખવી પડી. એક મહિનો કૉલેજ વહેલી બંધ કરી. પરીક્ષા બીજી ટર્મની શરૂઆતમાં રાખી. હાજરી ખૂટે તે મંજૂર રાખી. ન રાખે તો એક મહિનો ઓછો થયો એટલે ઘણાંની હાજરી ખૂટી પડે. ભાઈલાલભાઈ આમ હાજરીની મુશ્કેલીમાંથી બચી ગયા. પ્લેગ અને ઉંદર વહારે ધાયાં!

પરંતુ તાવે હજુ ભાઈલાલભાઈનો પીછો છોડયો ન હતો. પ્રિવિયસની પ્રિલિમિનરી પરીક્ષા આપી એ સોળત્રા મયા હતા. યુનિ.ની પરીક્ષા આપવાની પૂરી તૈયારી કરી હતી. એક અઠવાડિયુ પરીક્ષાનું બાકી રહ્યું ને તાવ શરૂ થયો. પાંચ ડીગ્રી તાવ. એ વખતે થર્મોમિટરથી ડીગ્રી માપવામાં નહોતી આવતી. ડીગ્રીમાં તો કોઈ સમજતું પણ નહિ. કૉલેજમાં ભણતા ભાઈલાલભાઈ ડીગ્રી તો સમજે પણ

માપે તાવમાં જોઈએ ગોદડાં તે ઉપરથી. પાંચ ગોદડાં ઓઢવાં પડે એટલે પાંચ ડીગ્રી તાવ! બુધવાર સુધી આટલો તાવ રહ્યો. શનિવારે મુંબઈ જવા નીકળવાનું. પરીક્ષાનું સેન્ટર તે વખતે મુંબઈ હતું. હવે કોણ વહારે આવે? પ્લેગ મુંબઈમાં શરૂ થાય અને પરીક્ષા બંધ રહે તો બને. પ્લેગ સાથે ઓળખાણ નહોતું કે એની સિફારસ કરે! ઓળખાણ હતું કુટુંબના વૈદ્ય ચંદુલાલ ત્રિભોવનદાસ સાથે.

વૈદ્યને બોલાવવાના પણ ન હતા. દરરોજ એ ખડકીમાં આવતા. તાવ, ઉધરસ, જુલાબ, વગેરેની ખિસ્સામાં ગોળીઓ રાખતા. જેને દર્દ હોય તેને જુએ, જરૂર પ્રમાણે ગોળીઓ આપે. ખાસ બીજી દવાની જરૂર હોય તો ઘેરથી પડીકાં મોકલે. એમને ખડકી તરફથી પસાયતું (ખેતી અંગેની જમીન) આપેલું એટલે એ પેટે એમને બધાંની દવા કરવાની. ખાસ દર્દ હોય અને મોંઘી દવા વાપરવી પડે એમ હોય તો બેપાંચ રૂપિયા ચાર્જ કરે. તાવની સામાન્ય દવા એ આપતા. પણ ત્રણ દહાડે તાવ ન મટચો એટલે ભાઈલાલભાઈએ પરીક્ષાની મુશ્કેલી કહી.

ચંદુલાલ વૈદ્ય કહે : 'તમારો તાવ ઘર કરી ગયેલો છે. એકદમ મટે એવો નથી; પણ તમારે પરીક્ષાની અડચણ હોય તો અઠવાડિયા દસ દિવસ પૂરતો એને અટકાવી દઉં!'

ભાઈલાલભાઈ : 'મારે એટલી જરૂર છે, પછી એને આવવું હોય તેટલો ભલે આવે!'

ચંદુલાલ : 'હું ૧૬ ગોળીઓ આપું છું. ચાર આજે લેજો. ચાર દહાડે થઈને એ પૂરી કરજો. તાવ આજથી ગયો માનજો.'

અને સાચે જ તાવને વૈદ્યે સાધ્યો હોય તેમ એ તે ઘડીથી જ અટકી ગયો અને ભાઈલાલભાઈ પરીક્ષા આપીને ક્યારે આવે અને ચઢી બેસું એની રાહ જોતો હોય તેમ ઘરનાં બારણાંના ટોલ્લે બેસી રહેલો તાવ એ મુંબઈથી આવ્યા પછી શરૂ થયો!

તે વૈદ્યના કહેવા પ્રમાણે દોઢ મહિને ધરાઈને મહેમાની કરીને વિદાય થયો!

એ માંદગીમાંથી ઊઠીને એમણે એન્જિનિયરીંગ કૉલેજમાં દાખલ થવાની પ્રવેશક પરીક્ષાની તૈયારી કરવા માંડી. જે પરીક્ષામાં વડોદરા કૉલેજના વિદ્યાર્થીઓમાંથી પહેલા આવી એ સ્કોલરશીપ મેળવવાની ઉમેદ રાખતા હતા તેની તૈયારી કેવી કરવાની હોય તે કહેવાની જરૂર નથી. રણમોરચે સૈનિક કટિબદ્ધ થઈને જાય તેમ એ પૂના પ્રવેશક પરીક્ષા આપવા ગયા. ૨૦૦ વિદ્યાર્થીઓ આવ્યા હતા. મુંબઈ ઇલાકામાંથી ૪૦ લેવાના હતા. બીજા ૧૦ પ્રાંત બહારના લેવાના રહેતા. પરીક્ષાના વિષયો બોર્ડ ઉપર વાંચતાં એ ખોચી ખંજોળવા લાગી ગયા. સૈનિક કેડે તરવાર બાંધીને ગયો હોય અને સામેથી બંદૂક છૂટે એટલે એની તલવારનું પાણી ઊતરી જાય એવી એમની સ્થિતિ થઈ. ફીઝીકલ કેમેસ્ટ્રી, જે ઇન્ટરમાં ચાલતી એ પ્રિવિયસમાં ભણેલા નહિ. એ વિષય પરીક્ષામાં હોય છે તેની એમને ખબર પણ નહિ. એટલે યાદીમાં તે વિષય જોતાં પોતે દળી દળીને છેવટે કુલડીમાં વાળ્યું તેમ એ અનુભવી રહ્યા. વિદ્યાર્થીમાં ગમે તેટલી મહત્ત્વાકાંક્ષા હોય, મહેનત કરવાની તૈયારી હોય, હોશિયારી હોય પણ માર્ગદર્શક વ્યક્તિ ન હોય તો કેવો છબરડો વળી જાય તેનો એ અનુભવ કરી રહ્યા. એમને થયા કરતું હતું કે મને જો કોઈએ આ અંગે માર્ગદર્શન આપ્યું હોત તો મારું દળેલું કૂલડીમાં ન વળત!

પણ હવે એનું શું થાય? ફીઝીકલ કેમેસ્ટ્રીના સવાલો પરીક્ષામાં છોડી દેવા પડ્યા. પરીક્ષામાં પ્રથમ ૪૦ લેવાના હતા અને ભાઈલાલભાઈનો નંબર ૪૨ મો આવ્યો. ન સ્કોલરશીપ મળી, ન વગર સ્કોલરશીપે દાખલ થવા સુધીમાં નંબર લાગ્યો. એ વરસની વડોદરાની સ્કોલરશીપ, જે ઈંદ્રનું ઈંદ્રાસન ગણાતું, તેના ઉપર અભિષેક થયો ખંભાતના વતની શ્રી હિંમતલાલ બાપુલાલ પરીખનો.

ભાઈલાલભાઈ હારેલા ઉમેદવાર તરીકે પાછા આવ્યા.

આ સ્વપ્નું રોળાઈ ગયું. પૂનામાં ને પૂનામાં, રૂબરૂમાં જ પરિણામ આપી દીધું હતું એટલે પાછા વળતાં ભાઈલાલભાઈ વડોદરા ઊતર્યા. ઇન્ટરમા હવે દાખલ થવું પડશે માની કૉલેજમાં દાખલ થવાનું ફૉર્મ ભરવા ગયા. હકીકત જાણી હેડ કલાર્કે નવી માહિતી આપતાં કહ્યું : 'પૂના ખેતીવાડી કૉલેજમા મુંબઈ સરકારે ખેડૂતોના દીકરાઓને સ્કૉલરશીપ આપી, વગર ફીએ ભણાવવાનો આ વરસથી નિર્ણય કર્યો છે. એ અંગે જિલ્લાના કલેક્ટરની ભલામણ જોઈએ, એ એક શરત છે.'

ભાઈલાલભાઈએ વિચાર્યું કે, એન્જિનિયરીંગ કૉલેજમાં દાખલ થવાનો પ્રયત્ન સ્કૉલરશીપ માટે જ મુખ્ય હતો, તો એ સ્કૉલરશીપ ન મળી તો ખેતીવાડીમા દાખલ થવું શું ખોટું? અને ખેતીવાડી કૉલેજમાં દાખલ થવાનો એમણે નિર્ણય કર્યો. વડોદરા કૉલેજનું ફૉર્મ ભરવાનું બંધ રાખ્યું. સોજીત્રા આવ્યા. મોટાભાઈ વીરસદ ગયેલા. અમુક તારીખે એ કામના ઉમેદવારોએ ખેડા કલેક્ટરને મળવું તે નક્કી હતું એટલે મોટાભાઈને ટપાલ લખી દીધી કે, ખેતીવાડી કૉલેજ માટે સ્કૉલરશીપ મળે તેવી છે એટલે પૂના ખેતીવાડી કૉલેજમાં દાખલ થવાનો મેં નિર્ણય કર્યો છે. એ માટે કલેક્ટરની ભલામણ જોઈએ એટલે રૂબરૂ મળવા આ તારીખે જાઉં છું.

સોજીત્રાથી એકો ભાડે કરી ભાઈલાલભાઈ ખેડા ગયા ત્યારે મોટાભાઈ વીરસદથી બારોબાર મહેમદાવાદ સ્ટેશને ઊતરી ખેડા આવી પહોંચ્યા હતા. મોટાભાઈએ કહ્યું : 'તારે ખેતીવાડી કૉલેજમાં દાખલ થવાનું નથી. આ વરસે ન બન્યું તો આવતી સાલ, પણ તારે એન્જિનિયરીંગમાં જવાનું છે.'

ભાઈલાલભાઈ : 'એન્જિનિયરીંગમાં આવતી સાલ ઘરના ખર્ચે જવું પડશે. ખેતીવાડીમા સ્કૉલરશીપ મળે તેવી છે તે લાભ

શું કામ જવા દેવો ?'

ગોટાભાઈ: 'એ લાભ પણ જવા દેવો નથી. હું એમાં દાખલ થઈશ.'

અને ભાઈલાલભાઈને બદલે મોટાભાઈ કલેક્ટરને મળ્યા ! સોજીત્રા ગાયકવાડી હતું એટલે ખેડા જિલ્લાના વતની તરીકે લાભ મળી શકે તેમ ન હતો. ઉકેલમા, માતર તાલુકાના ભલાડા ગામમા જમીન હતી એટલે એ વતન તરીકે નોધાવ્યું. એમને સ્કોલરશીપ મળી અને ખેતીવાડી કૉલેજમા દાખલ થયા મોટાભાઈને રુચતો વિષય આમ અચાનક મળી ગયો. મોટાભાઈ પ્રિવિયસ અને ઇન્ટરમા પહેલે વરસે નાપાસ થયા હતા. અંગ્રેજીમાં એમને કૉલેજમા પહેલું ઇનામ મળેલું, પણ સંસ્કૃત, ગણિત વિષય કાચા એટલે એ નપાસ થતા. ખેતીવાડીનો વિષય એમનો હોય તેમ એ કૉલેજમા એમની કારકિર્દી ફર્સ્ટ ક્લાસ રહી.

આમ ભાઈલાલભાઈને ફરજિયાત ઇન્ટરમા વડોદરા કૉલેજમાં રહેવાનું થયું. એ વરસ દરમિયાન ચરોતરના પહેલા જાહેર કાર્યકર્તા અને મૂગા સેવક સ્વ. મોતીભાઈ અમીન સાહેબના પરિચયમાં આવવાનું ભાઈલાલભાઈને બન્યું. અમીન સાહેબ તે વખતે પેટલાદ બૉર્ડિંગમા હતા. પેટલાદ બૉર્ડિંગ એ ચરોતરની જાગ્રતિનું પ્રથમ થાણું હતુ. એની ધૂણી ધખાવી હતી અમીન સાહેબે. એ પોતે કેળવણીને પ્રગતિ માટે મુખ્ય માનતા હતા એટલે બૉર્ડિંગ સ્થાપીને એ વિદ્યાર્થીઓનું ચારિત્ર્ય ઘડી રહ્યા હતા. ગામડાઓમાં કેળવણીની પરબો માડવા એમણે પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ કરી હતી.

આ દેશનો સમગ્ર વિચાર કરવાની આજે પણ પ્રજામા ઓછી દૃષ્ટિ છે. પ્રાંતનું હિત જ મોટો ભાગ જુએ છે અને તેથી કોઈ કાર્યમા દેશની એકસૂત્રતા જળવાતી નથી. વીસમી સદીની શરૂઆતમાં એ દૃષ્ટિ સાવ અવિકસિત હતી. કોઈ કોઈ જાહેર કામ કરતા તો તે પોતાના ગામ પૂરતા કરતા. આખા પ્રદેશ–જિલ્લાને

ધ્યાનમાં લેવાનો ખ્યાલ ઓછો હતો. ચરોતરમાં આ સ્થિતિ ખાસ હતી. અમીન સાહેબ એ રીતે ચરોતરના પહેલા જાહેર કાર્યકર્તા હતા. ચરોતરની કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ એમની તરફ ખેંચાતા હતા. હાઈસ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓ પેટલાદ બોર્ડિંગમાં દાખલ થવાનું મળે તેને અહોભાગ્ય માનતા હતા. આજે પણ એ બોર્ડિંગમાં ભણેલા વિદ્યાર્થીઓનો નાતો એક કુટુંબીજન જેવો જોવામાં આવે છે એ એના સંસ્કારનાં ઊંડાં મૂળનો પ્રતાપ છે.

ઇન્ટરની બીજી ટર્મ પછી રજાઓ પડી એટલે ભાઈલાલભાઈને થયું કે સોજીત્રા જવાથી મેલેરિયાના મહેમાન થવું પડે છે એટલે આ વખતે રજાઓ બીજે ગાળવી. તે સાથે પેટલાદ બોર્ડિંગ યાદ આવી. મોતીભાઈ સાહેબના પરિચયમાં અવાય તે આકર્ષણ હતું. વળી રાવજીભાઈ મણિભાઈ પટેલ એ વખતે પેટલાદ બોર્ડિંગમાં રહી મેટ્રિકનો અભ્યાસ કરતા હતા એટલે એમની દ્વારા ત્યાં રહેવાની મંજૂરી મળી. દોઢએ મહિના પેટલાદ બોર્ડિંગમાં ભાઈલાલભાઈએ ગાળ્યા. અમીન સાહેબનો પ્રથમ પરિચય થયો.

બીજે વર્ષે ઇન્ટર પાસ થઈ એન્જિનિયરીંગ કૉલેજમાં દાખલ થવાનું આવ્યું ત્યારે કૉલેજે પ્રવેશિક પરીક્ષાબંધ કરી ગણિત અને સાયન્સનાં માર્ક્સ જોવાનું રાખ્યું. જે એમાં આગળ હોય તેને લેવાનું નક્કી થયું હતું. ભાઈલાલભાઈનો નંબર આવ્યો અને એ પૂના ગયા.

વડોદરા કરતાં પૂનાનું રાજકીય વાતાવરણ ઘણું જોશભરેલું, હિંદના રાજકારણની નેતાગીરી તે વખતે મહારાષ્ટ્ર પાસે હતી તેથી ત્યાં રાજકીય વાતાવરણ ધોડાપૂર હોય તે સ્વાભાવિક છે. તેમાં ૧૯૦૮ની સાલ એટલે ટિળક ઉપર મંડાયેલા કેસનું વરસ. એ જ વર્ષમાં દારૂનિષેધનું પિકેટિંગ પૂનામાં પ્રથમ શરૂ થયેલું. કેસ લાંબો ચાલેલો. એ સાંભળવા-જોવા જવા માટે વિદ્યાર્થીઓનો પત્તો પણ ન પડે. કેસરીમાં એની ચર્ચાઓ આવે તે કૉલેજમાં વાતાવરણ

ગરમ રાખે મેજિસ્ટ્રેટ મિ. દાવરે ૭ વરસની સજા કરતા કટાક્ષ કરેલો કે, જે દેશને ચાહવાનો મિ ટિળક દાવો કરે છે, તે દેશને એમના જેલમા જવાથી લાભ થશે એમ હુ માનુ છુ'!

અરવિદ ઘોષે કલકત્તાથી એમના પત્ર 'વદેમાતરમ્'મા અગ્રલેખ લખતા લખ્યુ કે, ન્યાયાધીશની ખુરસી ઉપર બેસીને મિ દાવર ગમે તે બોલી શકે છે, પરંતુ વ્યક્તિ તરીકે મિ દાવરની લાયકાત આકવાની હોય તો એ લોકમાન્ય ટિળકના બૂટની દોરી છોડવાને પણ લાયક નથી!

આવા વાતાવરણમા વિદ્યાર્થીઓ શાન્ત શાના બેસી રહે. આ સજાનો વિરોધ પ્રદર્શિત કરવા હડતાલ ઉપર ઊતરવુ એ વાતાવરણ વિદ્યાર્થીઓમા જાગ્યુ પૂનામા રાજકારણ થોડાપૂર વહે જાય અને તેમા ટિળક મહારાજનો સજાનો પ્રસગ. હડતાલ પડે તો શુ કરવુ એ સવાલ ભાઈલાલભાઈ પાસે આવ્યો. ગુજરાતી વિદ્યાર્થીઓ ભેગા થઈ એનો નિર્ણય કરવા બેઠા. ભાઈલાલભાઈએ કહ્યુ: 'ગે તો પ્રિયવિસમા હતો ત્યારથી નિર્ણય કરી દીધો છે. વિદ્યાભ્યાસના ભોગે હુ બીજી કોઈ પ્રવૃત્તિમા પડવાનો નથી દેશભક્તિ તરીકે સ્વદેશી વસ્તુઓ વાપરવાની હુ વડોદરા હતો ત્યારથી શરૂઆત કરી છે. ટિળક તરફ માન નથી એમ પણ નહિ, પરંતુ વિદ્યાર્થી જીવન અભ્યાસ માટે મળ્યુ છે એટલે અભ્યાસ બગડે એવો કોઈ ધર્મ વિદ્યાર્થી માટે હોઈ શકે નહિ'

ગુજરાતી મિત્રોએ એ વિચારસરણીને ટેકો આપ્યો. હડતાલ પડે તો એના સાથ ન આપવો તેમ અદર અદર નક્કી થયુ. મહારાષ્ટ્રી વિદ્યાર્થીઓમા પણ એકમતી ન થઈ શકી એટલે આખી કૉલેજ બધ રહે તેવી સ્થિતિ ઊભી ન થઈ.

પૂનાનુ વાતાવરણ ભાઈલાલભાઈને અભ્યાસ માટે ઘણુ અનુકૂળ આવ્યુ. દક્ષિણીઓની અભ્યાસશીલતાની જાણેઅજાણ્યે અસર થાય એ સ્વાભાવિક હતુ. લાયબ્રેરીની સરસ સગવડ. વળી 'કેસરી'

અને 'ચિત્રમય જગત'ના વાચનથી સીધો મરાઠી ભાષાનો અભ્યાસ થવા માંડ્યો, તેમાથી એ સાહિત્ય તરફ આકર્ષણ વધ્યું. મરાઠી સાહિત્ય સાથે મરાઠી રંગભૂમિએ પણ આકર્ષણ જન્માવ્યું. વડોદરામાં ગુજરાતી નાટકો જોયેલાં, પણ એમાં ખાસ રસ પડેલો નહિ. ચારપાચ જોતાં જ કંટાળો આવી ગયેલો. એને બદલે મરાઠી 'સૌભદ્ર' નાટક સાત વખત જોયું! એ વખતે બાલગંધર્વ નટ એના પૂર બહારમાં હતો. મરાઠી સંગીત વિષે બે મત નથી, તેમાં ઉત્તમ અભિનય એ રંગભૂમિનું આકર્ષણ હતું.

સાથે પૂનાનાં સ્થળોએ રંગ લગાડવા માંડ્યો. સિંહગઢ, ખડકવાસલા, લોહગઢ, કાર્લાની ગુફાઓ, ભાજાની ગુફાઓ, ખંડાલાનો ઘાટ, રવિવર્માનું કાર્લામાંનું પ્રેસ વગેરે પૂનાની નજીકનાં પ્રેરણા સ્થળો ભાઈલાલભાઈએ જોયાં.

એન્જિનિયરીંગ કોલેજના પહેલા વર્ષની પરીક્ષાનું પરિણામ આવતાં ભાઈલાલભાઈ ત્રીજે નંબર પાસ થયેલા જાહેર થયા. કૉલેજની આઠ રૂપિયાની સ્કોલરશીપ મળી. તે વર્ષે વડોદરા સરકારે પણ સ્કોલરશીપોની સંખ્યા વધારી. નડિયાદના શ્રી ચુનીલાલ તારાચંદ દલાલ વડોદરા રાજ્યના ચીફ એન્જિનિયર તરીકે નિમાયા હતા. તેમણે રાજ્યને સારા એન્જિનિયરો મળે તે માટે સ્કોલરશીપની સંખ્યા વધારવી તેવી યોજના તૈયાર કરી. અત્યાર સુધી એક જ જણને એ ભણી રહે ત્યાં સુધી સ્કોલરશીપ મળતી, તેને બદલે દર વર્ષે એ સિવાય બીજા ત્રણ જણને ૨૫ રૂપિયાની સ્કોલરશીપ આપવી તેમ બજેટ પાસ કરાવ્યું. એ રીતે નવા વરસે ત્રણ સ્કોલરશીપો આપવાની જાહેરાત થઈ. શરત એ કે, દસ વર્ષ સુધી વડોદરા રાજ્યની નોકરી કરવી પડે. એનો ભંગ થાય તો રૂપિયા હજાર સરકારને ભરવા પડે. સરકારી નોકરી મેળવવી તે તો એ વખતે આદર્શ હતો એટલે સ્કોલરશીપની શરતનો વાંધો ન હતો.

ભાઈલાલભાઈએ એ સ્કોલરશીપ માટે ઉમેદવારી કરી. ૨૦

રૂપિયાની સ્કોલરશીપ નહોતી મળી, તો એના વ્યાજ સાથે નવી સ્કોલરશીપ રૂપિયા ૨૫ની બીજા વર્ષથી એમને મળી.

જેવી જેની ભાવના તેવી તેને સિદ્ધિ મળે, એ આનું જ નામ ને?

**यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी।**

૭

## આફ્રિકા જનાર પ્રથમ પાટીદાર

ચરોતરના પાટીદારોએ છેલ્લાં ૬૦ વર્ષમાં આર્થિક અને કેળવણીવિષયક જે પ્રગતિ સાધી છે તેમાં આફ્રિકાનો ફાળો મોટો છે. એમાંથી એ સ્થિતિ થઈ કે ચરોતર પાટીદારોનું પિયર, સાસરું આફ્રિકા! પરમીટ પદ્ધતિ દાખલ થવાને લીધે એ કુળવાન સાસરું મળવું દોહ્યલું બની ગયું છે. એ દોહ્યલું સાસરું મેળવવા આફ્રિકામાં જન્મેલી છોકરી સાથે પોતાના દીકરાને પરણાવવાનું અમુક માબાપો ઝંખતાં હોય છે, યુવક પણ ઝંખતો હોય છે. હવે ત્યાં આઝાદીની ઉષા ઊગતાં એ સંજોગો પલટાયાં છે.

જે આફ્રિકા ખંડે આમ પાટીદારોને પરદેશ ખેડવામાં મોહિની સ્વરૂપનો ભાગ ભજવ્યો, અને પાટીદાર જુવાનોને લોભાવ્યા તે હકીકત આજે પ્રત્યક્ષ છે. એટલે સૌ જાણે છે. પરંતુ આફ્રિકાના પ્રેમમાં પ્રથમ પડનાર પાટીદાર કોણ અને એને પ્રેમ કરવા જતાં શું શું વીત્યું એ આજની પેઢી ન જાણે એ સ્વાભાવિક છે.

સન ૧૯૦૮માં ભાઈલાલભાઈને એ પુરુષનો પ્રથમ પરિચય થયો. સ્વ. રાવજીભાઈના પિતા મણિભાઈ એ પહેલા પુરુષ. આ અગાઉ આફ્રિકાથી એ દેશમાં આવેલા પણ તે વખતે ભાઈલાલભાઈ નાના એટલે એમનો પરિચય થયેલો નહિ, પરંતુ ૧૯૦૮માં એ ફરી દેશમાં આવ્યા અને પોતાના કુટુંબી ભાઈલાલભાઈ અને એમના મોટાભાઈ કૉલેજમાં ભણતા જાણી એમને આનંદ થયેલો. અંગ્રેજી કેળવણીની કેટલી કિંમત છે તે એમને દક્ષિણ આફ્રિકામાં સારી

પેઠે સમજાઈ ગયું હતું. બંને ભાઈઓ કૉલેજમાં કેટલી મુશ્કેલી વેઠીને ભણે છે તે એમની જાણમાં આવ્યું ત્યારે એમણે કહેલું, મને શી ખબર કે આ છોકરાઓ આટલા હોશિયાર છે, હું તેમને પૈસા મોકલત!

પરંતુ આર્થિક મુશ્કેલી તો ભાઈલાલભાઈના કુટુંબની પિત્રાઈ–કલેશ દૂર થવાથી ઓછી થઈ હતી. એમને રસ હતો સૌથી પહેલા આફ્રિકા ખેડનાર પુરુષની કથા સાભળવાનો. એ કથા આજની પેઢીને પણ ગમશે.

મણિભાઈ ગુજરાતી અભ્યાસ પૂરો કરીને કેળવણી ખાતામાં દાખલ થયા હતા. નોકરીનું સ્થળ મળ્યું હતું નવસારી જિલ્લો. એ જમાનામાં એટલે દૂર નોકરી મળતાં એમને અને માબાપને ગમ્યું તો શાનું હોય? પરંતુ નોકરીની ગરજે ગયા વગર છૂટકો કયાં થાય? પણ એ સ્થળને કારણે જ એમને આફ્રિકા જવાનું આકર્ષણ થયું.

એ બાજુના અભણ વહોરાઓ દક્ષિણ આફ્રિકામાં ઠીક પ્રમાણમાં હતા. ત્યાંથી સારું કમાઈ લાવતા હતા. એ પરદેશથી આવતા વહોરા અને પૈસા જોઈ મણિભાઈનો જીવ બળી જવા લાગ્યો. આવા અભણ લોકો આટલા પૈસા કમાઈ લાવે છે અને હું ગુજરાતી ભાષાનું સારું જ્ઞાન ધરાવતો માણસ કંગાલ શિક્ષકની નોકરીમાં કુટુંબને માથે દેવું હોવા છતાં પડી રહ્યો છું! જે થવાનું હોય તે થાય પણ એક વખત આફ્રિકા જવું જ. અને સન ૧૮૯૨માં એ દક્ષિણ આફ્રિકામાં, નાતાલમાં ગયા.

વગર મૂડીએ નાનો વેપાર કરવાનો એટલે એમણે ધંધાની શરૂઆત ફળ વેચવાથી કરેલી. દેશમાંથી પોતાના સંબંધીઓને એમણે ત્યાં બોલાવવા માંડયા. એમના ભાઈ ગોરધનભાઈને બોલાવેલા. પાંચ–છ વરસની અંદર પિતાને રૂપિયા પાંચ હજારનું દેવું હતું તે સીડી દીધું. છપ્પનિયા પહેલાંની આ વાત. એવડી મોટી

રકમ કમાવી એટલે શું એ આજના જમાનાના માણસને સમજાય તેવું નથી.

આમ હિંદના લોકોને સોનાની ખાણ થઈ પડેલ દક્ષિણ આફ્રિકામા હિંદીઓને દાખલ થવાની બોઅર યુદ્ધ પછી પ્રવેશબંધી ફરમાવવામાં આવી. છતાં ચોરીછૂપીથી અમુક હિંદીઓ દાખલ થઈ જતા હતા. મણિભાઈને એમના બીજા ભાઈ મગનભાઈને દેશમાંથી તેડાવવા હતા એટલે એમણે રસ્તો શોધી કાઢ્યો. એમનો પોતાનો પાસપોર્ટ એમ.સી. પટેલ (મણિભાઈ ચતુરભાઈ પટેલ) નો હતો તે એમણે સોજીત્રા ભાઈ ઉપર મોકલી આપ્યો. કારણ કે, મગનભાઈનું પણ ટૂંકું નામ એમ.સી. પટેલ જ થતું હતું!

તે વખતે પાસપોર્ટની અંદર આજે ફોટો રાખવામાં આવે છે તેમ વહીવટ ન હતો એટલે મગનભાઈ એ પાસપોર્ટ લઈને આફ્રિકા જવા દેશમાંથી ઊપડયા. પરંતુ નાતાલમાં ઊતરતાં એ પ્રપંચ પકડાઈ ગયો. પાસપોર્ટ તપાસનારને ઉંમરના તફાવત ઉપરથી વહેમ પડયો. મણિભાઈની ઉંમર અને મગનભાઈની ઉંમરમાં ફેર હતો એટલે એ અજાણ્યું ન રહ્યું. બંદર ઉપર મણિભાઈ એમને લેવા આવ્યા હતા પણ શું કરે ? એમણે પાછા જવાના ટિકિટના પૈસા ભર્યા અને રસ્તામાં જોઈતા કરતા પૈસા પણ મગનભાઈને પહોંચાડયા.

આમ નાતાલને બંદરેથી મગનભાઈને પાછા ફરવું પડયું તે એમને કારી ઘા લાગ્યો. પાછા શી રીતે દક્ષિણ આફ્રિકા જવું એના વિચારો મનમાં આવ્યા કરતા હતા. એ તક એમને થોડા વખતમાં મળી પણ ગઈ. મગનભાઈવાળી સ્ટીમર પાછી જતી હતી તે વખતે રસ્તામાં બીજી સ્ટીમર નાતાલ ભણી જતી હતી. એક બંદરે બંને ૭ ફીટને અંતરે ઊભી રહી હતી. મગનભાઈને થયું કે આ સ્ટીમરમાં પાછો નાતાલ જાઉં તો! ચોરીછૂપીથી, રાત્રે દોરડું પકડી કોઈ કોઈ સ્ટીમરમાંથી દરિયામાં ઊતરી જતા અને

ચોકી વટાવી અંદરના ભાગમા ચાલ્યા જતા હિંદીઓની વાતો એમણે સાભળી હતી. પોતે એ રીતે નાતાલમા પ્રવેશ કરે તો! છ ફીટ દૂર ઊભેલી સ્ટીમરમા હવે જવું શી રીતે! કૂદીને પડવાનો એક રસ્તો દેખાયો. અને કૂદી પણ પડયા!

આમ બીજી વખત એ નાતાલ બંદરે આવ્યા. એમણે ચોરી-છૂપીથી સ્ટીમરમાથી ઊતરવાનો પ્રયત્ન કર્યો. બીજા હિંદીઓ એમા ફળીભૂત થયા હશે, પણ મગનભાઈના નસીબે આ વખતે ય યારી ન આપી. એ પકડાઈ ગયા. સત્તાવાળાઓએ આ વખત પાછા લેઈ જવા માટે કેપ્ટનને ખાસ સોપણી કરી. દક્ષિણ આફ્રિકાની સરહદ એ છોડે ત્યા સુધી ચોકી રાખવાનુ કહ્યુ.

આ વાતની મણિભાઈને ખબર નહિ એ તો એમ જ સમજતા કે મગનભાઈ સ્ટીમરમા સીધા દેશ ગયા છે એટલે એમના પહોચ્યાના પત્રની રાહ જુએ. કંઈ જવાબ ન આવ્યો એટલે એમને ચિંતા થવા લાગી. માબાપ પોતાને ઠપકો આપશે કે તે એને બોલાવીને કયા રખડાવી દીધો? મગનભાઈ ઘેર પહોચે તો પત્ર આવ્યા વગર ન રહે. પત્ર નથી એટલે એ ઘેર પહોચ્યા નથી. તો એમનુ થયું શું?

મણિભાઈ ધીરજ રાખી શકયા નહિ આજના જમાના જેવા તે વખતે લોકો પરદેશના મામલાથી ટેવાયેલા ન હતા એટલે કંઈ સમાચાર ન હોય ત્યારે ચિંતા થાય એ સ્વાભાવિક વસ્તી છે. પ્રસંગ એવો બન્યો હતો કે કદાચ મગનભાઈ, પોતાને બધા હસશે—કેમ આફ્રિકા ગયા હતા ને!—એમ માની ઘેર ન ગયા હોય તો? મણિભાઈ તુરત સ્ટીમરમા ચડી બેઠા. આવ્યા ઘેર—સોજિત્રા મગનભાઈ ઘેર પાછા ફર્યા ન હતા! માબાપ તો એમને સરકારે પાછા કાઢચા છે તે જાણતા ન હતા, આ બાજુ એ આવ્યા ન હતા એટલે મણિભાઈએ માન્યું કે પોતે વાત જાહેર કરશે તો પોતા ઉપર પસ્તાળ પડશે—એવું હતુ ત્યારે તેં શું કામ એને બોલાવ્યો? એણે કદાચ

દરિયામાં પડતું નાખ્યું હશે તો ?

એટલે મણિભાઈએ એવું હાંકયું કે મગનભાઈ સુખરૂપ નાતાલમાં છે અને વેપારમાં લાગી ગયા છે! મનની વાત કોઈને કહેવાય નહિ અને મગનભાઈની કયા ભાળ કાઢવી તેની સમજ ન પડે. આમ ભાઈની શોધમાં એ દેશમાં સન ૧૯૦૮માં આવેલા ત્યારે એ પહેલા પરદેશ જનાર પાટીદારનો પરિચય ભાઈલાલભાઈને થયેલો.

પણ એ મૂંઝવણ એમને લાંબો વખત વેઠવી ન પડી. એક મહિના પછી મગનભાઈ આવી પહોંચ્યા. એ વચ્ચે ગોમ્બાસા ઊતરી પડયા હતા એટલે આવતાં વાર લાગી હતી.

મણિભાઈ દેશ આવવા નીકળ્યા ત્યારે એમને ખ્યાલ હતો કે પોતાનો પાસપોર્ટ મગનભાઈ પાસેથી સરકારે જપ્ત કર્યો છે એટલે પોતે પાછા કરશે ત્યારે નાતાલમાં પ્રવેશ કરવો મુશ્કેલ પડશે. પરંતુ એ બીકે ભાઈની તપાસ કરવા ગયા વગર કેમ ચાલે? આફ્રિકાથી હિંદ આવતાં પાસપોર્ટની જરૂર પડતી નહિ એટલે એ દેશ તો આવ્યા પણ પાછા નાતાલ પહોંચ્યા એટલે પાસપોર્ટ માગ્યો. એમણે કહ્યું—મારો પાસપોર્ટ ચોરાઈ ગયો છે. હું અહીંનો રહેવાસી છું તેવો મારી પાસે પત્રવ્યવહાર છે. હું તે અંગે પ્રતિજ્ઞાપૂર્વક લેખિત લખી આપવા તૈયાર છું. સાક્ષી તરીકે શહેરમાં રહેના માણસો છે. જેની પાસેથી પાસપોર્ટ સરકારે જપ્ત કર્યો હતો તે મણિભાઈનો ભાઈ હતો એમ સત્તાવાળા જાણતા ન હતા એટલે મણિભાઈને મુશ્કેલી ન નડી. એમનો પાસપોર્ટ ચોરાઈ ગયો છે તે હકીકત સ્વીકારવામાં આવી અને લેખિત પ્રતિજ્ઞા ઉપર મણિભાઈને ઊતરવા દીધા.

મણિભાઈ સમજ્યા કે પોતે સરકારને છેતરીને આવી શકયા છે, સરકાર સમજી કે એક વખત દેશમાં દાખલ થાય એટલે એની ઉપર પગલાં લેવાં—પાસપોર્ટનો દુરુપયોગ કરવા બદલ. એ નાતાલમાં આવ્યા એટલે સરકારી તંત્રમાં એમના અંગે શી વિચારણા ચાલી

રહી છે તેનો મિત્રોએ ખ્યાલ આપ્યો. હવે શો ઉપાય? એક જ રસ્તો હતો કે દેશ વહેલામાં વહેલી તકે છોડી જવો.

નાતાલથી તરત એ કેપટાઉન ગયા. ત્યાંથી લંડનની સ્ટીમર પકડી. એમને કંઈ લંડન જવું ન હતું, એ અંગ્રેજી જાણતા પણ ન હતા, ફક્ત વેપાર અંગે બે અક્ષર આવડે તે. પરંતુ જો એ વધુ રોકાઈ જાય તો સરકારના કાગળિયાં આવી પહોંચે અને જેલમાં જવું પડે. લંડનમાં ક્યાં જવું એનો સ્ટીમરમાં એમને વિચાર આવ્યા કરે. તેમાંથી 'ઇન્ડિયન ઓપિનિયન' વાચતા જાણવામાં આવ્યું કે લંડનમાં શ્યામજી કૃષ્ણ વર્મા કરીને ગુજરાતી માણસ છે અને તેણે શરૂ કરેલ ઇન્ડિયા હાઉસમાં હિંદીઓ ઊતરે છે–રહે છે. એટલે ક્યાં જવું એની નિરાત વળી.

સ્ટીમર સાઉધામટન બંદરે આવી એટલે મણિભાઈ ઊતર્યા. લંડન જવા રેલ્વે સ્ટેશને ગયા. ટિકિટબારીમાં હાથ ઘાલી પૈસા આપતાં કહ્યું: 'પ્લીઝ, ટિકિટ, લંડન.'

માસ્તરે પૂછ્યું: 'લંડનમાં ઘણાં સ્ટેશનો છે. કયા સ્ટેશનની આપું?'

મણિભાઈને મુંબઈનાં જુદાં જુદા સ્ટેશનોનો ખ્યાલ હતો એટલે સમજમાં આવી ગયું. કહ્યું: 'સ્ટ્રેન્જર આઈ. (અજાણ્યો છું') બીગ મારકેટ નિયર સ્ટેશન (મોટા બજાર આગળ જે સ્ટેશન હોય તેની ટિકિટ આપો.)'

માસ્તરે વૉટરલુ સ્ટેશનની ટિકિટ આપી.

ટિકિટ લેઈ મણિભાઈ ગાડીમાં બેઠા. વિચાર આવતા ટિકિટ ખિસ્સામાંથી કાઢીને જોઈ. એ. બી. સી. ડી. ભાંગીતૂટી ઊકલતી હતી એટલે વાંચતાં ભડક્યા ઓ તારું કાળું થાય, માસ્તર! નેપોલિયનની લડાઈવાળું વૉટરલુ તો બેલજિયમમાં આવ્યું. મારે લંડન જવું અને એ ટિકિટ શા કામની?

જોડે બેઠેલા ઉતારુને ટિકિટ બતાવી મણિભાઈએ એમની રીત

પ્રમાણે કહ્યું : 'સ્ટ્રેન્જર આઈ...'

ઉતારુએ મૂછમાં હસતાં કહ્યું : 'ગભરાઓ નહિ. વૉટરલુ સ્ટેશન લંડનનું છે. હું એ આવશે ત્યારે તમને જણાવીશ.'

મણિભાઈ સ્ટેશન આવતાં ઊતર્યા. ગાડી કરી એ બજારમાં ગયા. એક દુકાનમાં જઈ, 'સ્ટ્રેન્જર આઈ'થી વાર્તા શરૂ કરી ઇન્ડિયા હાઉસ ક્યાં આવ્યું તેમ પૂછ્યું. પેલાએ કાપલી લખી આપી. ગાડીવાળો એ સ્થળે લેઈ ગયો. પરંતુ એ જગાએ તો બૉર્ડ હતું—બ્રિટ ઇન્ડિયા એજન્સી!

એ ઑફિસના મૅનેજરને પોતાના મુશ્કેલી કહી. શિરનામું આપનારે ભૂલ કરી તે જણાવ્યું. અહીંથી નવું શિરનામું મળ્યું એટલે ગાડી ત્યાં હંકાવી. પણ ફરી એ જ સ્થિતિ થઈ. બૉર્ડ હતું—બ્રિટ ઇન્ડિયા હાઉસ!

વળી આ ઑફિસવાળાને કહ્યું. એણે કહ્યું : 'શ્યામજી કૃષ્ણ વર્મા પાસે જવું છે?'

મણિભાઈએ કહ્યું : 'હા, એ જ ઇન્ડિયા હાઉસ હું પૂછું છું અને બીજા સમજફેરથી બીજું બતાવે છે.'

નવું શિરનામું લેઈ ગાડીવાળા પાસે ગયા. ગાડીવાળો સમજ્યો કે કોઈ મૂરખ જેવો માણસ લાગે છે. એને થયું કે કદાચ એની પાસે પૈસા નહિ હોય તો આ લાંબો ટપ્પો મારા માથે પડશે, એટલે એણે કહ્યું—તમારી પાસે કેટલા પૈસા છે?

મણિભાઈએ ખિસ્સામાંથી ગિનીઓ કાઢીને બતાવી એટલે ગાડીવાળાને સંતોષ થયો કે મૂરખ હશે તેની ના નહિ, પણ મુફ્લીસ તો નથી જ!

આટલી મહેનત પછી ઇન્ડિયા હાઉસનો પત્તો પડયો. મણિભાઈને એમાં પ્રવેશતાં સૌથી પહેલો ભેટો થયો બૅરિસ્ટર સાવરકરનો. મણિભાઈ ઇન્ડિયા હાઉસને હિંદીઓને રહેવાની ધર્મશાળા સમજતા હતા, જ્યારે એ હતો ક્રાન્તિકારીઓનો અખાડો. હિંદમાંથી

મારીને કાઢ્યા વગર અંગ્રેજો નીકળવાના નથી માટે સરકારની તાકાત તોડવા ગોરા અધિકારીઓનાં ખૂન કરવાં જોઈએ એમ એ અખાડો વિચાર કરતો હતો. મણિભાઈ માટે એ બધું નવું વાતાવરણ હતું પણ બે પાટીદાર ભાઈઓ તે વખતે ઇન્ડિયા હાઉસમાં હતા અને તે ય એમની સાસરી વીરસદના એટલે એમને અજાણ્યું ન લાગ્યું. પાટીદારનાં સાદા નામ એ ક્રાંતિકારી ભાઈઓને નહિ ગમ્યાં હોય એટલે ચતુરભાઈએ પોતાનું નામ ચત્રભુજ ધારણ કર્યું હતું. ગોવિંદભાઈએ લાલ ગોવિંદ!

મણિભાઈ વરેમાર્ગુ જેવા હતા છતાં એમણે એ પ્રવૃત્તિમાં રસ લીધો. એ એના સભ્ય થયા. સંસ્થા તરફથી રજિસ્ટર્ડ નંબરનો બિલ્લો એમને આપવામા આવ્યો. થોડા દિવસ રહીને એમણે લંડનથી હિંદ પાછા ફરવાનું નક્કી કર્યું. પરંતુ આમે ય લંડન સુધી આવ્યો છું તો ફરતો ફરતો, જોતો જાઉં એમ વિચારી મણિભાઈ પારીસ, રોમ, કેરો, સિલોન થઈ હિંદ આવ્યા.

હવે આફ્રિકા જઈ શકાય તેમ ન હતું એટલે મુંબઈમાં કોઈ વેપાર કરવો એમ માની એમણે મુંબઈમાં ઘર લીધું અને ત્યાં રહેવા માંડયું. પરંતુ મુંબઈમા વેપાર કરી મણિભાઈ સ્થિર થાય તે પહેલાં એમના ઉપર આફત આવી.

ક્રાન્તિકારી કાવત્રાની યોજના પ્રમાણે અને બેરિસ્ટર સાવરકરની ગોઠવણ મુજબ ચત્રભુજ ચાલીસ રિવૉલ્વર લેઈને હિંદ આવ્યા. ગોદડામાં અને ઓશીકામાં રિવૉલ્વરો સંતાડવામાં આવી હતી. એમાંની એક રિવૉલ્વરથી નાશિકના કલેકટર જેક્સનનું ખૂન કરવામાં આવ્યું. ખૂન કરવા જવાની જે બે દક્ષિણીઓએ હિંમત ભીડી હતી તેમની આકરી પરીક્ષા લેવામાં આવી હતી કે પકડાય છતાં મારના ત્રાસે કોઈનું નામ જાહેર ન કરે. એ પરીક્ષા હતી સળગતી ચૌદ લાઇટ બત્તીની ગરમ ચીમ ની પકડી રાખવાની. એની ચરરર્ હાથ બળવા લાગ્યા, માંસની ગંધ આવવા લાગી છતાં પરીક્ષા આપ-

નારાએ ચીમની ઉપરથી હુકમ ન થયો ત્યાં સુધી હાથ ઉઠાવ્યો નહિ કે દુઃખ વ્યક્ત કરતું મોં મચકોડયું નહિ!

આ માણસો પકડાયા. મારના ત્રાસથી કોઈનું નામ જાહેર ન જ કર્યું તે ન કર્યું. પોલીસે બીજો ત્રાસ શરૂ કર્યો—એમની માનવતા ઉપર પ્રહાર શરૂ કર્યો. એક પોલીસના માણસને, બનાવટી રીતે, કાવત્રામાં સંડોવાયેલો ઠરાવી જેલમાં પૂરવામાં આવ્યો. પેલા લોકો સાંભળી શકે પણ જોઈ ન શકે તેમ એની પાસે બનાવટી ચીસો પડાવવા માંડી ચીસો પાડતાં પડતાં એ કહ્યા કરે—હું નિર્દોષ છું. મને શું કામ મારી નાખો છો. હું એમાં કશું જાણતો નથી.

લાગલાગટ પંદર દિવસ સુધી આ ચીસોનો પ્રયોગ ચાલુ રાખ્યો એટલે અંતે ગુનેગારોથી આ નિર્દોષનો ત્રાસ સહ્યો ન ગયો. જે પોતાના મારથી ડગ્યા નહિ, તે નિર્દોષની ચીસોથી ડગી ગયા. કહ્યું—એ બિચારા નિર્દોષને શું કામ મારો છો. ગુનેગાર અમે છીએ. એમાંથી પોલીસ બાતમી આગળ મેળવી શકી. ચત્રભુજ પકડાયા. સાવરકરનું નામ એમાં આવ્યું. મણિભાઈ પણ ઇન્ડિયા હાઉસમાં હતા એટલે એમનું નામ પણ આવ્યું. મુંબઈમાં એ જ્યાં રહેતા ત્યાં પોલીસની તપાસ આવી.

મણિભાઈએ તરત ભાઈલાલભાઈને પૂના કાગળ લખ્યો—મારે તારું કામ છે માટે તરત આવી જા.

ભાઈલાલભાઈ પૂનાથી મુંબઈ ગયા એટલે શું કામ છે તે જણાવતાં મણિભાઈએ કહ્યું: 'તું સોજીત્રા જા. મારા ઘરમાં, ઇન્ડિયા હાઉસમાં હતો ત્યારે એના સભ્ય તરીકેનો મળેલો બિલ્લો છે અને એ અંગેનાં બીજા કાગળિયાં છે તેનો નાશ કરી આવ. રખેને પોલીસ સોજીત્રા તપાસ કરે તો મુશ્કેલી ઊભી થાય.'

ભાઈલાલભાઈ સોજીત્રા ગયા. બિલ્લો જાજરૂમાં નાખી દીધો. પરંતુ એથી પતી ગયું નહિ, સરકાર આ અંગે કડક થતી ગઈ.

મણિભાઈને ઘેર મુંબઈમાં જડતી કરતાં કંઈ વાંધાજનક મળી આવ્યું ન હતું છતાં રાજની હેરાનગતિ ચાલુ રહેતી હતી. એ સ્થિતિમાં મુંબઈ વેપાર કરવો જોખમી હતો તેથી છેવટ મેલ કરવત આખરે મોચીના મોચીની જેમ મણિભાઈ સોજીત્રા આવ્યા અને મરણ સુધી ત્યાં જ રહ્યા.

૮

## કોલેજ જીવન સમાપ્ત

ધબાક! કોઈ પડયાનો અવાજ થયો.

ઊતરતો ઢાળ હોવાથી સાયકલો વગર પેંડલ માર્યે પૂરપાટ જતી હતી. પોતાનો સાથીદાર પડયો કે શું તે જોવા આગળ નીકળી ગયેલી સાયકલ ઉપરથી ભાઈલાલભાઈએ પાછળ મોં ફેરવ્યું. કોણ પડયું તેની ખાતરી કરવા જતાં એમની જ સાયકલ ધબાક કરતી પડી.

મિત્રો પૂના વોટર વર્ક્સ જોવા ગયા હતા. ઢાળને લીધે જેમ એક સાથીદાર સમતોલપણું ન જાળવી શકયો, તેમ પાછળ ફરીને જોતા ભાઈલાલભાઈએ પણ સમતોલપણું ગુમાવ્યું. ઢીચણ ઉપર વાગ્યું–લોહી નીકળવા લાગ્યું.

લોહી જોઈને સાથીદારો પૂછવા લાગ્યા: 'વધારે વાગ્યું કે શું?'

ભાઈલાલભાઈ: 'ના, ના, વાગે એટલે લોહી તો નીકળે.'

ભાઈલાલભાઈ કહેતા હતા કે બહુ વાગ્યું નથી પણ ઘાયલ થયેલ પગ પેંડલ મારવા જેટલું બળ કરી શકશે નહિ એમ એમને તરત સમજાયું હતું. ઢાળ ઠેઠ સુધી હોય તો વાંધો ન હતો, પણ એવું ન હતું. રસ્તો ચાર માઈલ બાકી હતો. સાયકલ ઉપર બેસાય ત્યાં સુધી બેસી જોયું, પણ પછી ધીમે ધીમે પોતે આવી પહોંચશે કહી સાથીદારોને વિદાય કર્યા.

ખોડંગતા ખોડંગતા ભાઈલાલભાઈ હોસ્ટેલે આવી પહોંચ્યા.

ચાલવાના શ્રમને લીધે પગ સજ્જડ થઈ ગયો. હીંડે ત્યારે એમ થાય કે સાયકલ ઉપર ઓછું દુઃખે, સાયકલ ઉપર બેસી પેંડલ મારે ત્યા થાય કે હીંડવામાં ઓછું દુઃખ. આમ છેવટ હૅારટેલે આવ્યા ખરા, પણ પછી ડગ મુકાય નહિ. છતા કોઈ ને હૉસ્પિટલની સારવાર લેવાનો ખ્યાલ આવતો નથી. હૉસ્પિટલનો લાભ લેવાનો આજના જેટલો પ્રચાર નહિ, ગામડાના વાતાવરણમા ઊછરીને મોટા થયેલા એટલે ખડતલપણાની ખુમારી પણ ખરી — આમા હૉસ્પિટલમા જવા જેવું શું છે?

એટલે ઉપચાર તરીકે, વાગેલું પાકે નહિ તે માટે બ્રાન્ડી આણી, ગોદડામાથી કયા જમાનાનું રૂ ખેંચી કાઢીને પલાળ્યું અને પાટો બાધ્યો! આ રૂ ઉપર દહાડામા ત્રણચાર વાર બ્રાન્ડીનો અભિષેક થાય. એક જ મત્ર કે એથી પાકે નહિ. પરતુ વેદના ઘટવાને બદલે વખત ગયો તેમ વધતી ગઈ. ત્રીજે દિવસે એટલો તાડો થવા લાગ્યો કે રહેવાય નહિ.

ભાઈલાલભાઈ હવે ફરિયાદ કરવા લાગ્યા: 'તાડો થાય છે, એથી રહેવાતું નથી.'

વૈદકના આગવા જ્ઞાનવાળો એક સાથીદાર કહે: 'નવી ચામડી આવે એટલે તાડો થાય!'

બીજો કહે: 'ચામડી આવે છે કે પાક્યુ છે, એક વખત પાટો ખોલીને જુએ તો ખરા.'

જાણે પાટો છોડવાથી નજર લાગવાની હોય તેમ પાટો બાધ્યા પછી ખોલ્યો જ ન હતો. પાટો સુકાઈ જાય એટલે બ્રાન્ડીનો અભિષેક કરે એટલું જ છેવટ ખાતરી કરવા પાટો છોડ્યો તો ઢીંચણ પાકી ઊઠ્યો હતો. હૉસ્પિટલમા જવા જેવો કેસ થયો એમ હવે દરેકને લાગ્યું.

ટાંગો કરીને ભાઈલાલભાઈ સાસુન હૉસ્પિટલમાં ગયા. ડાક્ટરે જોઈ ને કહ્યું: 'દવાખાનામા રહેવું પડશે.'

કૉલેજનું આ છેલ્લું વર્ષ હતું. પહેલા નંબરે પાસ થવાની ઉમેદ હતી એ કારણે ગઈ સાલ એક વરસ જતું કર્યું હતું. પહેલા નંબરે આવવાની ઉમેદ રાખનાર વિદ્યાર્થીઓ અભ્યાસ પૂરેપૂરો પાકો થાય તે માટે એક વરસ જતું કરી બીજે વર્ષે પરીક્ષા આપતા. આર્થિક રીતે પહેલા નંબરની સરકારને ત્યાં એટલી ભારે કિંમત હતી કે જો પહેલે નંબર પાસ થાય તો એક વરસ ઊગી નીકળે. પહેલાને રૂ. ૨૫૦નો પગાર મળતો, પછી પાસ થનારને રૂ. ૯૦થી શરૂઆત થતી! આટલો બધો પગારમાં તફાવત હોય એટલે જેને પહેલા પાસ થવાની ઉમેદ હોય તે શું કામ એક વરસ જતું કરી અભ્યાસ પૂરેપૂરો પાકો કરવાની તક જતી કરે?

ભાઈલાલભાઈએ એ કારણે ગઈ સાલ પરીક્ષા ન આપતાં વરસ જતું કર્યું હતું એટલે મનમાં ચટપટી થતી કે જો દવાખાનામાં રહેવાનું લંબાયું તો મુશ્કેલી ઊભી થશે. પહેલી ટર્મ પૂરી થવા આવતી હતી. જે દિવસો ટર્મના બાકી હતા તેમાં ડ્રૉઇંગ કામ પતાવી દેવાની ગણતરી હતી. ગઈ સાલ કરેલું ડ્રૉઇંગ સંઘરી રાખ્યું હોત તો ફરી મહેનત કરવાની ન રહેત. પરંતુ ભાઈલાલભાઈને પોતાના સારા ડ્રૉઇંગ ઉપર અભિમાન એટલે એ કામ સંઘરી ન મૂકતાં પરીક્ષા માટે મિત્રને આપી દીધેલું. જો કેસ લંબાય તો બીજી ટર્મમાં બોજો વધી પડે, અભ્યાસમાં ઉતાવળ કરવી પડે, આ બધાની ચટપટી કેટલી હોય તે પહેલે નંબર આવવાની ઉમેદવારી રાખતો હોય તે સમજી શકે.

દવાખાનામાં કોઈ દાક્તર કે નર્સ, બીજા દર્દીને તપાસ કરવા આવ્યાં હોય છતાં ભાઈલાલભાઈ તે પોતાનું શું થશે તે પૂછવાનું કુતૂહલ થાય: 'સાહેબ! મને ક્યાર સુધીમાં મટશે?'

દાક્તર જવાબ આપે: 'મટશે ભાઈ, કંઈ એ ખાવાની વાત વાત છે કે ઝટ મટી જાય.'

એક નર્સ વિચિત્ર જવાબ આપે: 'મટશે ત્યારે તમને આંખો

છે એટલે ખબર તો પડશે ને ?'

ભાઈલાલભાઈ અત્યાર સુધી એવા મનોરાજ્યમાં હતા કે નર્સ એટલે દયાની દેવી ! એને બદલે અહીં તો એ દેવી પૂછતા જ દાત લેઈને તડતી હતી ! ભાઈલાલભાઈને ઉતાવળો જવાબ આપતી એટલું જ, પણ એમની જોડેના એક દર્દીને જુલાબ લેવો હતો તે વાત કાને જ ન ધરે. એ બિચારો કહે—મને એનીમા આપો. પણ નર્સ સાંભળે ત્યારે ને !

લાગલાગટ ચાર દિવસ સુધી દર્દીએ એનીમાની માગણી કરી એટલે છેવટ નર્સ તે આપવા તૈયાર થઈ. પંપથી એનીમા આપવા માંડયો. પાણીનું દબાણુ વધવા માંડયું એટલે દર્દી કહે : 'બસ કરો.'

પણ નર્સ જાણે સાભળતી ન હોય તેમ પંપ માર્યે જાય. દબાણુ વધતું જાય તેમ દર્દી ચીસો પાડવા લાગ્યો : 'બંધ કરો, નથી વેઠાતું.'

નર્સ ચિડાઈને રોષ વ્યક્ત કરતાં બોલી : 'હરામખોર, હવે બંધ કરવાની શાનો બૂમ મારે છે? ચાર દિવસથી જીવ ખાય છે એટલે તને પૂરેપૂરો એનીમા આપું ત્યારે જ હું ખરી !'

ભાઈલાલભાઈ જોડેના પલંગે આ નાટક ભજવાઈ રહ્યું હતું તે જોઈ હબક્ી ગયા. નર્સ ઉદ્ધત જવાબ આપે એ તો ઠીક, પણ દર્દી ઉપર આવો અત્યાચાર ગુજારે એનો શો અર્થ ? હૉસ્પિટલમાં લોકો કંઈ આવુ વેઠવા આવે છે? આ જમાનો હોત તો કૉલેજના એક વિદ્યાર્થી તરીકે ભાઈલાલભાઈ મેડીકલ ઑફિસર પાસે જઈને આ અંગે ફરિયાદ કરત. પરંતુ એ જમાનામાં, ગામડાથી ગયેલા વિદ્યાર્થીમાં એ હિંમત કે સૂઝ ઓછાં હતા એટલે હૉસ્પિટલ, નર્સ પ્રત્યે બંધાયેલા પૂર્વગ્રહનો ભોગ ભાઈલાલભાઈ જાતે બનવા તૈયાર થયા.

ભાઈલાલભાઈને એ રાત્રે પેદા દર્દીની ચીસોના ભણકારા વાગ્યા કરે. છેવટ એક નિર્ણય ઉપર આવ્યા કે મરી જવાનું હોય તો ભલે મરી જવાય પણ હૉસ્પિટલમાં તો નથી રહેવું. જ્યા દર્દી પ્રત્યે

આટલી ક્રૂરતા હોય ત્યાં રહેવાનો શો અર્થ છે ?

સવાર થતાં નર્સ પાસે પોતાનાં કપડાં માગ્યાં. પોતે દવાખાનામાં રહેવા નથી માગતો એમ જવાબ આપ્યો. દર્દીને છૂટા કરવો એ કંઈ નર્સની સત્તાની વાત ન હતી. દાક્તર આવ્યા. એક છોકરો મૂર્ખાઈ કરી રહ્યો છે તે જોતાં દાક્તરે કહ્યું: 'હું તમને છૂટા નહિ કરું.'

ભાઈલાલભાઈના દિલમાં આગ લાગતી હતી. બોલ્યા: 'મારે છૂટા થવું હોય તો તમને રોકવાનો શો અધિકાર છે?'

બે વચ્ચે વાદવિવાદ ચાલ્યો.

છેવટ ભાઈલાલભાઈએ કહ્યું: 'હું કંઈ તમારો ગુલામ નથી કે મારે તમારી ઈચ્છાને તાબે થવું પડે. મરવું-જીવવું એ મારે જોવાનું છે. હું જવા જ માગું છું.'

આટલું બોલનાર ભાઈલાલભાઈ, આ રસ્તો લેવાને બદલે જે અન્યાય થઈ રહ્યો હતો તે સામે લડયા હોત તો પ્રજાની સેવા થાત. પણ એ એમને ન સૂઝ્યું. સરકારી તંત્રના અન્યાય સામે લડવાની વૃત્તિ, તૈયારી, દેશમાં હવે પછી કેળવવાની હતી એટલે એમને એ ન સૂઝે તે સમજાય તેવી વાત છે. છતાં વિરોધ તરીકે પોતે ચોક આઉટ કરી જાય, એથી કેટલું સહન કરવું પડશે તેનો ખ્યાલ હોવા છતાં, એ જુસ્સો ડહાપણભર્યો ન હોવા છતાં જુવાનીને શોભે તેવો તો છે જ.

ભાઈલાલભાઈ દવાખાનામાંથી છૂટા થઈ હોસ્ટેલમાં આવ્યા. ખાનગી દાક્તરની મહિનો દવા ચાલી, ટર્મ પૂરી થઈ છતાં દવા ચાલુ રાખવાની હતી જ, રજાઓમાં તે નડિયાદ આવ્યા. મોટાભાઈ નડિયાદ ફાર્મ ઉપર નોકરીમાં જોડાયા હતા એટલે ત્યાં રહીને દવા કરાવી. છેવટે મટયું ત્યારે એ જ રજાઓમાં બીજો અકસ્માત થયો.

ભાઈલાલભાઈના કાકાના દીકરાનું લગ્ન હતું. અરડી જાન ગયેલી. ભાલેજ સ્ટેશનેથી બેસી જાન પેટલાદ સ્ટેશને પાછા આવતાં

ઊતરી. એન્જિનિયરીંગ કૉલેજના વિદ્યાર્થી એટલે ભાઈલાલભાઈ નાની ઉંમરના હોવા છતા કુટુંબમા હોશિયાર યુવક તરીકે માન પામતા એટલે જાનનો વહીવટ એમને સોપાયો હતો. જાન પેટલાદ સ્ટેશને ઊતરી એટલે બધાને એક સાથે કરી, પોતાની પાસે ૪૨ ટિકિટ હતી તે લઈને ઝાંપા આગળ ગયા. ટિકિટ કલેક્ટરને ટિકિટો આપી. ૪૨ માણસોની ગણતરી કરી બતાવી. જાન પ્લૅટફૉર્મ બહાર નીકળી ગઈ.

છેલ્લે એ વાળંદ સરસામાન લાવતા હતા એ બહાર નીકળ્યા ત્યારે એમણે ટિકિટ કલેક્ટરને કહ્યુ : 'આ મારા માણસો છે હજુ પ્લૅટફૉર્મ ઉપર અમારો સરસામાન છે એટલે એ ફરી જાય તો રોકશો નહિ '

વાળંદ ફરીથી માથામાટલા લેઈને બહાર નીકળવા ગયા એટલે ટિકિટ કલેક્ટરે રોકયા. ટિકિટ માગી. એમણે કહ્યું : 'અમે હમણા ટિકિટ આપીને ગયા હતા. ભાઈલાલભાઈએ અમને જવાનું કહ્યુ હતુ.'

રોફથી ટિકિટ કલેક્ટર બોલ્યા : 'એ કઈ હું ન જાણું. ટિકિટ વગર નહિ જવાય.'

ભાઈલાલભાઈ પ્લૅટફૉર્મ ઉપર સરસામાન હતો ત્યા ઊભા હતા. એક વાળંદ એમની પાસે આવ્યો વાત સાભળી એ રાતા-પીળા થઈ ગયા. પહેલેથી વાત કર્યા છતા આવી દાદાગીરી કરે એનો અર્થ શો ?

ભાઈલાલભાઈ રેલ્વેના અનુભવી નહિ જાન જેવી જાન પેટ-લાદ સ્ટેશને ઊતરે અને ટિકિટ કલેક્ટરને ચાપાણી જેવુ ન મળે એ કેમ ચાલે ? વહીવટ કરનાર ચાલાક હોય તો ૪૨ માણસની ટિકિટ ૩૦ લે અને ઝાંપા ઉપર ટિકિટ કલેક્ટરને ચાપાણીના પૈસા આપી ૪૨ માણસને પસાર કરાવી દે. ચાપાણી ઘરના આપવા ન પડે, ઊલટ થોડી ટિકિટનો નફો થાય અને ટિકિટ કલેક્ટર ખુશ

થાય. રેલ્વેને ખોટ જાય એમાં કોઈ શું કરે ?

વાળંદ સાથે એ ઝાંપા ઉપર આવ્યા. અંગ્રેજીમાં ટિકિટ કલેક્ટરને કહ્યું : 'આ તમારી સજ્જનતા કહેવાતી હશે ? મેં આપને ટિકિટો સોંપતાં વાત તો કરી હતી.'

ભાઈલાલભાઈના ધાણી ફૂટે તેવા કચાં અંગ્રેજી શબ્દો અને ટિકિટ કલેક્ટરના આચકા મારી મારીને અંગ્રેજીનો ખોટો ફાંકો બતાવવાના શબ્દો. વાળંદો સમજતા ન હતા તો એકેયનું બોલવું. પણ બોલવાની છટા ઉપરથી જોઈ શકયા કે આપણાં પટલ આગળ ટિકિટ કલેક્ટર કંઈ હિસાબમાં નહિ !

પણ હોશિયાર ભલે ને ભાઈલાલભાઈ હોય સત્તા હતી ટિકિટ કલેક્ટર પાસે. એણે જવાની ના પાડી દીધી. ભાઈલાલભાઈ ખિજાઈ ગયા. એનો હાથ પકડી લેતાં એમણે વાળંદને કહ્યું—બહાર નીકળો હું જોઉં છું, તમને કોણ રોકે છે ?

ટિકિટ કલેક્ટરની સત્તા ઉપર આ કંઈ ઓછી તરાપ ન હતી. એણે 'પોલીસ' એમ બૂમ પાડી. ભાઈલાલભાઈ કંઈ એની સાથે લડવા માગતા ન હતા, તેમ જ બી જવા પણ માગતા ન હતા. એનો હાથ છોડી દીધો અને એની પાસે જ ઊભા રહ્યા. પોલીસ આવી પહોંચી.

પેલી બાજુ, જાનને લેવા ગાડાં અને ડમણિયાં આવેલાં તેમાં જાનનાં માણસો ગોઠવાઈ ગયેલાં. વાળંદોએ જઈને ત્યાં વાત કરી એટલે મોટા ભાગના કૂદી કૂદીને સ્ટેશન ભણી આવ્યા. તે વખતે ભાઈલાલભાઈ અને ટિકિટ કલેક્ટર સ્ટેશન માસ્તર પાસે જવા ઑફિસમાં જઈ રહ્યા હતા. પોલીસ ઝાંપા ઉપર ઊભી હતી. જાનના માણસોએ બહારથી એમને જતા જોઈ માની લીધું કે ભાઈલાલભાઈને પકડી જાય છે. મુખ્ય ગણાતા ચારેક જણુ અંદર આવવા ઝાંપા આગળ આવ્યા એટલે પોલીસે એમને રોકચા. વિનયથી રોકચા હોત, જવાબ આપ્યો હોત તો કદાચ એ લોકો અંદર

પ્રવેશવા આગ્રહ ન કરત, પોલીસ ઉપર હુમલો ન કરત, પરંતુ એણે ખાતાની રસમ પ્રમાણે તુમાખીથી 'ખડે રહો, કિધર જાતે હો, તુમારા બાવા કા ઘર નહિ હૈ, રેલ્વે સ્ટેશન હૈ.' એમ કહ્યું એટલે મુખ્ય ચાર જણાની પાછળ બીજા માણસો હતા તેમણે પાછળથી ધક્કો ક્યોં. પોલીસે પાછા હઠાવવા હડસેલો માર્યો. બસ થઈ રહ્યું. મુખ્ય માણસ ક્યા ય ગયા અને બે કો'ક પોલીસ ઉપર ધસી પડયા. એને માર પડયો.

ભાઈલાલભાઈ, ટિકિટ કલેક્ટર અને સ્ટેશન માસ્તર ત્રણે ઝાંપા આગળ આવ્યા ત્યારે તો એક તકરારને બદલે બીજી ગંભીર તકરાર જામી ગઈ હતી. બધા ઉપર આવી ન પડે માટે મુખ્ય ત્રણચાર જણ હતા તે ત્યાં ઊભા રહ્યા અને બીજા જાનનાં ગાડાં ઊભા હતાં ત્યાં ભાગી ગયા. રેલ્વેની હદમાં ઊભા રહે તો પકડાઈ જાય એટલે દૂર ઊભા રહ્યા.

પોલીસને વાગ્યું એ જાણતાં એનો જમાદાર આવી પહોંચ્યો. પોલીસ ખાતાનો એ જમાનામાં તુમાખ, કાળી ડગલી દેખી લોકો બી જાય, એટલે પોલીસને પણ પોતાનું અભિમાન શું કામ ઓછું હોય? એણે તરત સ્ટેશન માસ્તરને આણંદ તાર કરવા કહ્યું. સ્ટેશન માસ્તર ના પણ શી રીતે પાડે? રેલ્વેના ફોજદારને આણંદ તાર કરવામાં આવ્યો. ભાઈલાલભાઈ અને બીજા ત્રણ જણને અટકમાં લેવામાં આવ્યા.

હવે શું? સહેજમાંથી વાત મોટી થઈ ગઈ. જાનના માણસો જો રેલ્વેની હદમાં આવે તો પકડાઈ જાય એ બીકે દૂર રાહ જોયા કરે, એમને કહે પણ કોણ કે તમે ચાલવા માંડો. અમે આવી લાગીશું.

એવામાં તત્કાલ પોસ્ટના ઇન્સ્પેક્ટર સ્ટેશન ઉપર આવ્યા. તે ભાઈલાલભાઈના ઓળખીતા હતા. એમને જોતાં પૂછ્યું—તમે અહીં ક્યાંથી?

વાત જાણતાં એણે સ્ટેશન માસ્તરને કહ્યું કે, આ લોકો તોફાન કરે એવા નથી. કેસ કરીને ખાલી હેરાન ન કરશો.

સ્ટેશન માસ્તર: 'હું તો વાતનો નિકાલ લાવતો હતો ત્યાં એ લોકોએ પોલીસને મારી તોફાન ઊભું કર્યું. રેલ્વે ફોજદારને તાર કર્યો છે એટલે હવે જે કરે તે એના હાથમાં છે.'

પોસ્ટલ ઇન્સ્પેક્ટર: 'એ આવશે ત્યારે હું એમને મળીશ. આ મારા મિત્ર છે માટે એ લોકોને જમવા માટે છૂટા કરો. મારે ત્યાં જમીને બધા પાછા આવી જશે. કોઈ નાસી જાય એવો નથી.'

શરમને લીધે સ્ટેશન માસ્તર ના ન પાડી શક્યા. રેલ્વે જમાદાર સ્ટેશન માસ્તરને લીધે વિરોધ ન કરી શક્યો. અને ચારે જણ પોસ્ટલ ઇન્સ્પેક્ટર સાથે સ્ટેશન છોડી શક્યા. જાનને જઈને કહ્યું કે તમે તમારે વિદાય થઈ જાઓ અમે પાછળ આવી પહોંચીશું. જાન વિદાય થઈ.

ચારે જણ પોસ્ટલ ઇન્સ્પેક્ટર સાથે એમને ઘેર ગયા. જમ્યા. અને આ બાબતમાં હવે શું કરવું જોઈએ તેની સલાહ લેવા વકીલ પાસે ગયા. વકીલે સલાહ આપી કે તમારે સ્ટેશને હાજર ન થવું. નહિ તો હેરાન થશો. હવે રેલ્વે પોલીસને જે કરવું હોય તે ભલે કરે. વૉરંટ આવે તો બજવા ન દેવું. ગાયકવાડી હદમાં રેલ્વે પોલીસ સીધી તો કંઈ કરી શકવાની નથી એટલે ગાયકવાડી પોલીસને કહી રાખવું એટલે સોજીત્રામાં વૉરંટ બજાવતાં એને લોઢાના ચણા ચાવવા પડશે. છેવટ થાકીને કેસ નીકળી જશે.

બધાને રસ્તો ગમ્યો. પણ પોસ્ટલ ઇન્સ્પેક્ટરની જવાબદારીથી છૂટયા હતા એટલે ભાગી છુટાય કેમ? ભાઈલાલભાઈએ એ ભાવ વ્યક્ત કરતાં એમના સામે જોયું.

પોસ્ટલ ઇન્સ્પેક્ટર ભાવ સમજી જતાં બોલ્યા: 'તમે તમારે ચાલ્યા જાઓ. એ તો હું ફોડી લઈશ. રેલ્વેના નોકરો ગેરકાયદેસર વર્તતા હોય તો આપણે કાયદેસર હાજર થવા ક્યાં બંધાયેલા

છીએ ?'

ચારે ય જણ સોજીત્રા ચાલી નીકળ્યા

રેલ્વે ફોજદાર આવ્યો ત્યારે ગુનેગાર ભાગી છૂટ્યા હતા જવા દેવામા ગુનો રેલ્વે માસ્તરનો નહિ પણ જમાદારનો હતો. ફોજદાર જમાદાર ઉપર ખિજાયો. બીજાને શિક્ષા કરવવા જતા જમાદારને શિક્ષા થઈ પડી છેવટ ફોજદારે તોફાન(ગપટ)નો કેસ કર્યો જે ચાર નામ જમાદાર પાસે નોધેલા હતા તેમને મુખ્ય તોફાની તરીકે દાખલ કર્યા.

શુ બન્યુ તેની ખબર સોજીત્રા ભાઈલાલભાઈને પહોચી ગઈ એ નામના ચાર માણસોને સોજીત્રામાથી પત્તો ન પડવો જોઈએ એટલુ જ હવે જોવાનુ હતુ ભાઈલાલભાઈને સાચવવાનુ એ હતુ કે પોલીસને ખબર ન પડવી જોઈએ કે એ પૂનામા ભણે છે, નાકી પોલીસ તરત વૉરંટ બજાવી પકડી શકે એ અગે પણ બધાને ચૂપકીદી રાખવા જણાવી દીધુ હતુ.

પણ ગુનેગારને શાતિ શી રીતે રહે?

એક તો ગઈ માદગીને લીધે કામ માથા ઉપર હતુ, અને વધા-રામા રોજ ચિતા થયા કરે કે આજ પોલીસ આવશે કે અત્યારે? પોલીસની તો કઈ બીક ન હતી, પરતુ જો પોતે ગુનામા સડો વાઈ ગયા, ફોજદારી ગુનો, શિક્ષા થાય તો સરકારી નોકરીની જે મોટી આશા તે ધૂળમા મળે વાત બીજા માટે જે નાની હતી તે ભાઈલાલભાઈ માટે જીવનમરણ જેવી હતી રોજ ટપાલે વખતે ધ્રારકો પડતો કે કઈ અમગળ સમાચાર તો નથી! તેમ જ ઊઘમા પણ કોઈ કોઈ વખત પોલીસના પગલા રૂમ ઉપર આવતા હોય તેમ ભણકારા વાગતા

પરતુ પરીક્ષા આવી ત્યા સુધી ભાઈનાનભાઈની ચિંતા ચિતા જ રહી, ચિતા બની નહિ, વૉરંટ આવ્યુ નહિ પરીક્ષા આપીને એ છૂટયા ત્યારે એમણે છુટકારાનો દમ લીધો રજાઓમા ઘેર આવ્યા.

ખાનગી તપાસ કરાવી ત્યારે કેસ અંગે માલૂમ પડયું કે, આઇડે-ન્ટીફીકેશન (પંચ રૂબરૂ ખાતરી થવી) થવું જોઈએ તે ન થયું એટલે ડી.એસ.પી.એ કેસ પાછો ખેંચી લીધો હતો!

આમ આ એક છુટકારાના સમાચાર હતા, ત્યારે એથી ય આનંદના સમાચાર હતા, એલ.સી.ઈ.ની પરીક્ષાનું પરિણામ જાહેર થયું તેમાં ભાઈલાલભાઈ ત્રીજે નંબરે પાસ થયા હતા.

પરંતુ એ સમાચાર જાણતાં મોટાભાઈ નાના બાળકની માફક રોયા. ભાઈલાલભાઈ પણ હબકી ગયા. એમણે પૂછ્યું : 'થયું શું?'

મોટાભાઈ આંખ લૂછતાં લૂછતાં બોલ્યા : 'પહેલો નંબર તો ગયો ને?'

રાવજીભાઈએ કહ્યું : '૨-૨ા માસ થયાં સુપરવાઈઝર તરીકે નવા આવેલા ભાઈલાલભાઈએ તે કર્યું છે.'

છેલ્લાં બે માસથી આ ઑફિસમાંથી ઝડપી કામ પતીને હેડ ઑફિસે આવવાની ગતિ તરફ અડાલકરનું ધ્યાન ખેંચાયેલું હતું. તે પણ એને આભારી છે તે જાણતાં એમણે કહ્યું : 'એને મારી પાસે મોકલજો.'

અડાલકરે ભાઈલાલભાઈનું હીર પારખી તે શક્તિને સારી તક મળે તે દૃષ્ટિએ શાબાશીમાં સલાહ આપી કે તમે આ નોકરી છોડી બ્રિટિશ સરકારની નોકરીમાં જાવ.

વડોદરા રાજ્યમાં ૮૦થી પગાર શરૂ થતો હતો, જ્યારે બ્રિટિશમાં રૂા. ૬૦ થી શરૂઆત થતી હતી. ભાઈલાલભાઈએ દલીલ કરી : 'અહીં આજે ૮૦ મળે છે જ્યારે ત્યાં ત્રણ વર્ષે ૮૦ થશે.'

અડાલકર : 'એ ગ્રેડ હું જાણું છું છતાં સલાહ આપું છું. ત્યાં કામ કરવાનું બહોળું ક્ષેત્ર છે. સારો અનુભવ મળશે એટલે તમારા જેવા શક્તિશાળીને આગળ વધવાની મોટી તક છે.'

ભાઈલાલભાઈ હજાર રૂપિયા ભરવાનું જોખમ ખેડી, ૨૦ રૂપિયાનો દેખીતો પગારવધારો છોડીને તે દિવસે જ રાજીનામું આપી દીધું.

બ્રિટિશ સરકારની નોકરી સ્વીકારતાં પશ્ચિમ ખાનદેશમાં ધુળિયા સ્થળ મળ્યું. એપ્રિલની ૧૪મી તારીખે હાજર થયા. એક્ઝીક્યુટીવ એન્જિનિયર ગુજરાતી હતા — શ્રી કુંવરજી ખંડુભાઈ દેસાઈ. મોટાભાઈએ એક ખાતાના માણસ ગણી ધુળિયાના ખેતીવાડી ફાર્મના સુપરિન્ટેન્ડેન્ટ ઉપર પર લખી આપ્યો હતો. કોણ છે એ પણ ભાઈ ના જાણે, પણ એક ખાતામાં નોકરી કરીએ છીએ એ જ્ઞાતિભાવથી ઘર મળે ત્યાં સુધી પોતાના નાનાભાઈને સગવડ આપવા ભલામણ કરી હતી. ફાર્મના સુપરિન્ટેન્ડેન્ટ ભરૂચના વાણિયા હતા. છતાં એણે એક સ્નેહીની જેમ સત્કાર કર્યો અને ભાઈલાલ-

ભાઈને રાખ્યા.

ત્રીજે દિવસે કુંવરજી આવ્યા એવો તેમણે પહેલો સવાલ કર્યો : ' ક્યાં ઊતર્યો છો ? રહેવાની શી વ્યવસ્થા છે ?' અને એ વ્યવસ્થા જાણી લેતાં એમના સુરતી સ્વભાવ પ્રમાણે મજાક કરતાં નોકરીની શુરુઆત આપતા નોકરીની હોય તેમ પહેલો બોધ આપ્યો : ' જુઓ છોટુભાઈ ! ' નડિયાદના છોટુભાઈએ એમના હાથ નીચે નોકરી કરી હતી એટલે ચરોતરના બધા ય એક જ હોય તેમ કુંવરજીએ ભાઈલાલભાઈને ત્રણ વરસ સુધી છોટુભાઈનું જ સંબોધન કર્યે રાખ્યું હતું !

' જુઓ, છોટુભાઈ ! નોકરીમાં ફતેહમંદ થવાની ચાવી બતાવું. આગેસે લાત ઔર પીછેસે બાત. કામ ઉપર જઈએ ત્યારે દલીલમાં ન ઊતરવું. કામ ખોટું થયું હોય તો ફટકારવા માંડવું.' અને પૂછ્યું : ' તમારી ઊંચાઈ કેટલી ? '

ભાઈલાલભાઈને તો આ બધી નવાઈ લાગતી હતી—મૂર્ખાઈ પણ લાગતી હશે. પરંતુ એ સાહેબ રહ્યા, શું બોલે ? એટલે જવાબ આપ્યો : ' ૫ ફૂટ ૭ ઈંચ '

કુંવરજી : ' તો બરાબર ૭ ફૂટ લાકડી લાવજો લાકડી લીધા વગર કામ ઉપર જવું નહિ ! '

ભાઈલાલભાઈ ત્રણ દિવસથી કામ વિના બેસી રહ્યા હતા. એમણે કહ્યું : ' મને પ્રથમ કામ સોંપો, પછી લાકડી સેપજો ! '

કુંવરજીએ મજાક પતાવી દેતાં ડ્રાફ્ટમેનને બોલાવ્યો. પ્લાન-એસ્ટીમેટનું કામ સોંપવા કહ્યું. એણે જે કામ હતું તે સોંપ્યું. ભાઈલાલભાઈ તો બાબરા ભૂતની માફક કરવા મંડ્યા કામ. અઠવાડિયામાં તો બધું કામ સફાયટ કરી નાખ્યું, એટલે જઈને ઊભા રહ્યા કુંવરજી પાસે. કહ્યું—હવે મારે શું કરવાનું છે ?

કુંવરજી : ' કેમ શું કરવાનું છે ? ઓફિસમાં કામ ઘણું છે ને.'

ભાઈલાલભાઈ : ' ડ્રાફ્ટમેન કહે છે હવે કામ નથી.'

'મૂરખ છે કે શું,' કુંવરજીએ બબડતાં ડ્રાફ્ટમેનને બોલાવ્યો: 'કેમ આને બીજું કામ સોંપતા નથી?'

ડ્રાફ્ટમેન: 'બધું પતી ગયું. આપ સાહેબના ટેબલ ઉપર કાગળો આવી ગયા છે ને.'

કુંવરજી આભા બની ગયા. બાબરો ભૂત કામ માગતો સામે ખડો હતો. ડ્રાફ્ટમેનને પૂછ્યું: 'સબ ડીવીઝનમાં ક્યાં કામ છે?'

'ધુળિયા ઈરીગેશન તળાવનું કામ છે.'

કુંવરજીએ બાબરા ભૂતને કહ્યું: 'સબ ડીવીઝન ઑફિસમાં જાઓ અને કામ પૂરું કરો.'

ધૂળિયા ઈરીગેશન તળાવમાંનું વધારાનું પાણી ચાલ્યું જાય તેવી દીવાલ તૈયાર કરવાનું કામ વરસથી પડેલું હતું. એ ઑફિસે ગયા ત્યારે કહ્યું. એ કામ હમણાં બને એવું નથી. જમીનના ટ્રાયલ પીટ લેવાના છે — કેવી જમીન છે, કેટલો ઊંડો પાયો કરવો જોઈએ, એ બધું નક્કી થયા વગર પ્લાન–એસ્ટીમેટ શી રીતે થાય?

ભાઈલાલભાઈએ કહ્યું, એ બધું પણ હું કરવા તૈયાર છું. અને મજૂર કરી એ તો ઊપડયા એ બધું કરવા. ટ્રાયલ પીટ પતાવ્યા પછી પ્લાન–એસ્ટીમેટ તૈયાર કર્યાં. અને આવ્યા પાછા એક્ઝીક્યુટીવ એન્જિનિયરની ઑફિસે. કુંવરજીને કહે—હવે શું કરું?

એક વરસથી તુમારે ચડેલું કામ અઠવાડિયામાં પતેલું જોઈ એમણે નવાઈ પામતાં પૂછ્યું: 'પતાવી દીધું?!'

ભાઈલાલભાઈ કહે: "હા, કાગળો આપની સામે મૂકયા છે, ખાતરી કરી લ્યો.' પછી કુંવરજીએ મુંબઈ–આગ્રા રોડ ઉપર તાપી નદી ઉપર પુલ બાંધવાની યોજના હતી તે કામ સબ ડીવીઝનલ ઑફિસરને કહ્યું કે એને સોંપો. સીરપુર, એ ધુળિયાથી ૪૫ માઈલ દૂર એટલે બાબરો ભૂત જીવ કાઢતો મરે. મોટરની સગવડ તે વખતે નહિ એટલે કામ કરતા અબકામણ વિશેષ થાય.

નંદરબાર સબ ડીવીઝનલ ઑફિસર રીટાયર થતા હતા. એ

જગા માટે કુવરજીએ ભાઈલાલભાઈની ભલામણ કરી એમને હજુ નોકરીમા દાખલ થયા બે મહિના પણ પૂરા થયા ન હતા જ્યારે બીજા સિનિયરો એ જગા માટે ઉમેદવારો હતા તાજા ઓવરસિયર જેવા માટે એ ભલામણ થયેલી જોઈ સુપરિન્ટેન્ડેન્ટ એન્જિનિયર પણ નવાઈ પામ્યા મનમા થયુ પણ હશે કે સુરતી લાલાએ વડોદરામા આવી ગાયનુ બેશ તળે નાખી દીધુ હોય કારકુને તુમારી કાગળો ભેગા આ ભલામણ ઉપર સહીનુ બિલાડુ ચિતરાવી લીધુ હોય તોપણ શી ખબર? બાકી એમના હાથ નીચે બીજા સિનિયર માણસો હોવા છતા સાવ નવા માણસની કોઈ ભલામણ કરે?

સુપરિન્ટેન્ડેન્ટ એન્જિનિયરે ભલામણવાળો તુમાર પાછો કાઢયો શેરો કર્યો હતો કે સિનિયર જોતા શ્રી જોષીની આ જગા માટે ભલામણ થવી જોઈતી હતી તો તમે તાજા આવેલા શ્રી પટેલ માટે આ ભલામણ કયા આધાર કરી છે?

કુવરજીએ એની ઉપર ફરી શેરો કરતા જણાવ્યુ મારી ઓફિસમા સિનિયર કોણ છે તે મારી ધ્યાન બહાર નથી હુ કોની ભલામણ કરુ છુ તે હુ સમજુ છુ શ્રી પટેલ કોલેજમાથી આવેલા તાજા ગ્રેજ્યુએટ છે એ સાચુ પરતુ એમની કામ કરવાની ચમક જુદી છે એટલે હુ શ્રી પટેલ માટે જ આગ્રહ જારી રાખુ છુ

ઉપલી આફિસે એ ભલામણને મજૂર રાખી ભાઈલાલભાઈને નદરબાગ સબ ડીવીઝનલ ઑફિસર તરીકે હુકમ તો આપ્યો, પણ કુવરજી ઉપર જુદી નોંધ થઈને આવી કે ત્રણ મહિના પછી શ્રી પટેલ કેવુ કામ કરે છે તેનો એફિસને રિપોર્ટ કરી જણાવવો।

અને નોકરીની શરૂઆતથી ભાઈલાલભાઈનો ગ્રેડ ગાયકવાડી રાજ્ય કરતા વધી ગયો પગાર ૬૦ રૂપિયા રહ્યો એ ખરુ પણ સબ ડીવીઝનલ ઓફિસર તરીકે નિમણૂક થતા રા ૯૦ ભથ્થુ વિશેષ મળવા લાગ્યુ

કેવળ કુવરજીએ જ એમના કામની કદર કરી એવુ ન હતુ

એ જેમ જેમ આગળ ખસતા ગયા તેમ તેમ એમના સિનિયરોને વટાવીને એમને આગળ સ્થાન મળતું ગયું. એક વખત તો ૪૮ સિનિયરોને બાજુએ રાખી તેમનું નામ પ્રથમ જઈને ઊભું રહ્યું. દરેક વખત ઉપરી અમલદાર સારા કામ બદલ ભલામણ કરે ત્યારે લખે કે, સતત અને અપવાદ રૂપ સારા કામ બદલ આ ભલામણ કરવામાં આવી છે. અગિયાર વર્ષની નોકરીએ પહોંચતાં એ એક્ઝીક્યુટીવ એન્જિનિયરના મોટા અમલદારી હોદ્દા ઉપર નિમાયા. સ્પેશિયલ જગા મળતી હતી, તેમ સ્પેશિયલ ગ્રેડનો પગાર પણ મળતો ગયો. વડોદરા રાજ્યની નોકરીમાં એમની સાથેના મિત્રોને જ્યારે ૨૫૦ પગાર થયો હતો ત્યારે એમને બ્રિટિશમાં પગારભથ્થુ સાથે રૂપિયા હજાર જેવી બાદશાહી રકમ, તે જમાના માટે દુર્લભ ગણાય તે મેળવવા એ ભાગ્યશાળી થયા હતા.

લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે તે આનું નામ. માણસના જીવનમાં લક્ષ્મી તકનું રૂપ ધરીને, જવાબદારી રૂપી કુમકુમ કંકાવટીમાં લઈ ચાંલ્લો કરવા આવે છે. એ વખતે ભાઈલાલભાઈ જેવા કપાળ ધોવા જતા નથી અને જવાબદારીનો ચાંલ્લો કરવા કપાળ ધરે છે. મહેસાણામાં ભાઈલાલભાઈએ પ્લાન તૈયાર કરી પોતાની શક્તિ બતાવવાની તક મળી તે ઝડપી ન લીધી હોત તો એમના જીવનનો ઇતિહાસ જુદો જ લખાત. પરંતુ એમણે કપાળ ધર્યું અને તકના સ્વરૂપે આવેલી લક્ષ્મી પાસે ચાંલ્લો કરાવ્યો.

૧૦

## મહારાષ્ટ્રનું ગઈ પેઢીનું લોકજીવન

ખેર ખાખર ને કાચકી કટારી ને થોર,
બાવળિયા બિહામણા, ત્યાં ઝાઝી છે બોર,
વૈદર્ભી વનમાં વલવલે

ભાઈલાલભાઈની નિમણૂક નંદરબાર સગડીવીઝનમાં થઈ ત્યારે એમને પ્રેમાનંદ સાંભર્યો. ભાઈલાલભાઈનો વિદ્યાર્થીઅવસ્થાનો પ્રિય કવિ પ્રેમાનંદ હતો. કુંવરબાઈનું મામેરું, નળાખ્યાન, સુદામાચરિત્રની કડીઓ આજે પણ એમને કંઠસ્થ છે. પ્રેમાનંદને નંદરબારના રાજાનો આશરો મળેલો એમ વાંચેલું, એટલે એ રજવાડો જોઈ શકાશે એમ ત્યાં નિમણૂક થતાં વિચાર આવ્યો. પરંતુ તપાસમાં જુદું નીકળ્યું. નંદરબારમાં રાજા જ ન હતો ! ખાનદેશ ગુજરાતના સુલતાનોના તાબામાં હતું ત્યારે અમદાવાદના વણિક કુટુંબને એ તાલુકાની દેસાઈગીરી મળી હતી. એ દેસાઈ કુટુંબ નંદરબારમાં મુખ્ય, એને રાજા ગણો કે દેસાઈ. આ કુટુંબે પ્રેમાનંદને આશરો આપ્યો હતો.

પ્રેમાનંદની સ્મૃતિના પ્રતીક તરીકે કંઈ મળે એવું ન હતું, ફક્ત એની એક માત્ર સ્મૃતિ સોનગઢથી નંદરબારનો જંગલનો રસ્તો છે તે સાચવી રહ્યો છે. દમયંતી વનમાં ભૂલી પડે છે અને જંગલની ભયાનકતાનું જે વર્ણન કવિએ કર્યું છે તે આ જંગલનું છે એમ એને રસ્તે ચાલતાં ખેર, ખાખર, કાચકી, કંથારી, થોર, બાવળ અને બોર કાવ્યમાં વર્ણવ્યા પ્રમાણે જોવા મળે છે.

નંદરબાર સબડીવીઝન ખરું, પણ હેડ ક્વાર્ટર્સનું સ્થળ નંદરબાર નહિ, દોન્ડાઈચા. દો નદીઓના ડાચાં (દોન્ડાઈચા) ભેગાં મળ્યાં હોય તે સંગમને સ્થળે ગામ વસેલું એ ઉપરથી ગામનું નામ પડેલું. ગામમા એક અગ્રગણ્ય કુટુંબ તરીકે રાવતનું ઘર હતું. મૂળ સિસોદિયા રજપૂતો. રાઉત, રાવત, અને રાત (વાળંદ) એ શબ્દોની ઉત્પત્તિ એકમાંથી થયેલી છે અને એનો અર્થ રાજા એવો થાય છે. પંજાબમા વાળંદને રાજાથી સંબોધવામા આવે છે એ અર્થમાં અહીં રાત તરીકે સંબોધાય છે. રાવતને ઘેર સત્યનારાયણની કથાનો પ્રસંગ હતો એ નિમિત્તે એ કુટુંબે ભાઈલાલભાઈને આમંત્રણ આપ્યું હતું.

ભાઈલાલભાઈ રાવતને ઘેર ગયા ત્યારે ત્યા નાચ ચાલે. આપેલા સમયે ગયા હતા એટલે એ વિચારમાં પડયા કે કોઈ બીજો પ્રસંગ હશે અને પોતાની સમજફેર તો નહિ થઈ હોય? બાકી સત્યનારાયણની કથામાં નાચ શી રીતે હોય? પણ એ ઘરની અંદર દાખલ થયા, અને પોતાની બેઠક લીધી ત્યારે નાચના દૃશ્યની સાથે કથા પણ ચાલતી હતી!

સત્યનારાયણની કથામાં નાચ એ ભાઈલાલભાઈને માટે જેમ આશ્ચર્ય પામવા જેવો પ્રસંગ હતો તેમ આપણને સાંભળનારને પણ નવાઈભર્યો લાગે એવો છે. પણ સ્વસ્થ થઈને વિચાર કરીએ તો એમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી. પ્રભુએ આપણને સર્જ્યા છે કે નહિ એ સાબિત કરવા માટે લાંબો વિવાદ કરવો પડે એવો છે, પણ આપણે માણસોએ પ્રભુને સર્જ્યો છે એ તો આપણું એની સાથેનું વર્તન બતાવી આપે છે. પ્રભુને આપણે સર્જ્યો એટલે આપણને ગમે તે જ એને ગમે એમ આપણે માની લીધું.

આપણને છપ્પન ભોગની રસોઈ ગમે એટલે એને જમાડવા માંડી, આપણે રાજમહેલો જોઈએ એટલે એનાં મંદિરો એવાં બાંધ્યાં. શયન, હીંડોળિયા, હીંડોળાખાટ પણ એવું જ. જુદા જુદા લોકોને

કયી કયી વસ્તુઓ ગમે છે તે જાણવુ હોય તો એ લોકોના મંદિરોની દિનચર્યા જોવાથી તરત સમજાઈ જાય

જે લોકોને માસ અને મદિરા પસંદ હોય એ દેવીને એ ચડાવે છે એ વાત એટલી હદે પહોચી કે પુરુષને પોતાની સેવામા સ્ત્રી જોઈએ તો પ્રભુને કેમ ન જોઈએ? એને તો એક નહિ અનેક જોઈએ, અને દેવદાસીઓની પ્રથા સર્જાઈ. એટલે જે પ્રજાને નાચ-ગાન પસંદ હોય તે દેવને રીઝવવા એની પણ જરૂર છે એમ માને તો નવાઈ પામના જેવુ નથી.

ભાઈલાલભાઈને તે પછી મહારાષ્ટ્રનો અનુભવ વધતો ગયો ત્યારે ખબર પડી કે નાચ એ આ પ્રજાનો ખાસ શોખ છે. મેળાઓ ભરાતા હોય તેમા મુખ્ય આકર્ષણ નાચનુ હોય છે નંદરબારમા મેળો ભરાતો જોયો દસ પંદર હજાર જેટલુ માણસ ભેગુ થાય નાચનારીઓ પણ ટોળાબંધ આવે. દક્ષિણમા કર્ણાટક સુધીથી અને ઉત્તર હિંદુસ્તાનમાથી પણ આવે નાચ જોવા જુદા જુદા ટોળા બંધાય, લોકો ખુશ થઈ ઇનામ તરીકે પૈસા આપે એમા જે વધારે કીર્તિ મેળવે તેની નામના વધતી જાય. જ્યા મેળાઓ હોય ત્યા આ નર્તકીઓ ફરતી હોય. સિંધમા પણ આ પ્રથા છે. ગુજરાતમા નથી. છતા છેલ્લો નાચ '૪૪મા ભાઈલાલભાઈએ સૂરતમા એક કુટુંબમા પૌત્રની વરસગાંઠની ઉજવણી પ્રસંગે યોગ્યયોગ જોયો હતો.

જેમ વૈદર્ભી ભૂલી પડી હતી તે જંગલ જોવાનું ભાઈલાલ-ભાઈને મળ્યુ, તેમ એ જંગલની પ્રજાને જોવાનું પણ એમને એ નોકરી દરમિયાન મળ્યુ. ભીલ પ્રજાથી ગુજરાત અજાણ્યુ નથી માછલા પકડવા, પશુપક્ષીઓનો શિકાર કરવો, અને જ્યારે પેટમા કડાકા બોલે તેવી સ્થિતિ છેવટ ઊભી થાય ત્યારે પેટને ભાડુ આપવા પૂરતી ન છૂટકે મજૂરી કરવી એ ખાસિયત ભીલની. દારૂ અને નાચ, એ એમા મસ્ત

પરંતુ કોકણી જંગલી પ્રજામા દાયલ લગ્નનો રિવાજ છે જે

છોકરાછોકરી પરણવાનાં હોય તેમને દોઢ-બે વર્ષ સાથે રાખે. એ દરમિયાન છોકરીને જો ગર્ભ રહે તો લગ્ન કરવામાં આવે અને ન રહે તો વિવાહ ફોક! અને એ છોકરાછોકરીનો બીજા સાથે વિવાહ જોડી સાથે રાખવામાં આવે. લગ્નનું ધ્યેય પ્રજોત્પત્તિ અને એ સિદ્ધ થવાના આટલા સમયમા ચિહ્ન ન દેખાયાં તો એવા લગ્નથી ફાયદો શો?

જંગલની જાત તરીકે ભીલ આળસુ પ્રજા છે ત્યારે એને સામે છેડે વડરની જાત જબરી મહેનતુ પ્રજા છે. પથ્થર ફોડવાનો એનો ધંધો. હલકામા હલકો ૪૦ શેરનો ઘણ એ પથ્થર ફોડવામાં વાપરે છે. ૭ ફૂટ ડાયામિટર જેવા પથ્થરના એ જોતજોતામાં ટુકડા કરી નાખે છે. રસ્તામાં જો સાપ મળે તો પૂંછડું પકડી ઊંચો કરે, મોં છૂંદી નાખે, ચામડી ઉતારી લેઇ તેની પૈસા ભરવાની કોથળી બનાવે, અને માંસને શેકી ખાય. ગાળો નાખી ભૂંડ પકડે. ભોંયમાં ભઠ્ઠી કરી લાકડાં સળગાવે અને અંગારા બરાબર પડે એટલે ભૂંડને જીવતું ને જીવતું અંદર નાંખી શેકી કાઢે, અને પછી કાપી કાપીને ખાય. એ વરસોમાં એક વડર રોજનું ૬–૭ રૂપિયાનું કામ કરતો. પણ અઠવાડિયે પગાર થાય ત્યારે બે દિવસની રાજીનો દારૂ તરત પી નાખે.

પાન વાટે પિચકારીઓ મારવાની મોજ!

એલદારની જાત પણ પથ્થર ફોડવાનો ધંધો કરનારી, પણ વડર જેટલી મજબૂત નહિ. પરંતુ રેલ્વે આવવાથી સમૃદ્ધ પ્રજા પાયમાલ થઈ ગઈ તે વણઝાગ. આજે પણ ગુજરાતમા વણઝાગ-ઓનાં કૂવા વાવ બંધાયેલા છે. રેલ્વે નહોતી ત્યારે માલ લાવવા લેઈ જવાનો મોટા પાયા ઉપર ધંધો કરનારી આ જાત રેલ્વેની વાહનવ્યવસ્થા આવવાથી પાયમાલ થઈ ગઈ. બીજો ધંધો અપનાવી શકી નહિ એટલે એક મજૂરના રૂપમા ફેરવાઈ ગઈ. વણઝારાના એક હજારથી પાચ હજાર સુધીના ટોળા મહારાષ્ટ્રમા જોવા મળે છે. આ લોકોને મોટા કોન્ટ્રાકટરો પાળે છે કામ ચાલતું હોય ત્યારે તો મજૂરી આપે જ, પણ કામ ન હોય ત્યારે પણ દર અઠવા-ડિયે ખાવા જેટલી રકમ કોન્ટ્રાકટર આપે અને તે કામ ચાલે ત્યારે મજૂરીમાથી કાપી લે આખુ વરસ આ પ્રજા જંગલમા રહે છે. પેઢી દર પેઢી આ લોકો કોન્ટ્રાકટરની એક પેઢીમા રહેતા હોય છે. કાયમ કામ મળતું નથી એટલે ગરીબાઈનો પાર હોતો નથી, છતાં કામમાં દિલ ચોરતા નથી અને શેઠ તરફ ઘણી વફાદારી હોય છે.

ગુજરાતમાં કુમારપાળે જૈન ધર્મ સ્વીકાર્યો એટલે તેણે રાજ્યમાં શિકાર બંધ કરાવ્યો અને માંસાહાર બંધ કરાવ્યો. આ અસરથી પ્રજા શાકાહારી થઈ. મહારાષ્ટ્રમા હજુ માસાહાર ચાલુ છે. કણબી અને પાટીલ પણ ખાય છે. મહારાષ્ટ્રમા માસ ન ખાનારમા બ્રાહ્મણની અમુક જ કોમો છે, બાકી બ્રાહ્મણની અમુક જાતિઓ પણ ખાય છે. આમ માસાહાર ચાલુ હતો તેમા મુસલમાનોના લાબા સહવાસને લીધે માંસને હલાલ કરવાની પદ્ધતિ દાખલ થઈ. હલાલ કરવું એટલે ખુદાનું નામ લેઈ પ્રાણી ઉપર છરી ફેરવવાથી જીવ-હત્યાના પાપમાથી બચી જવાય. આ શક્તિ કેવળ મુલ્લાંમાં જ હોય તેમ મળી ગામેગામ હિંદુઓમા પણ માસ હલાલ કરવા મુલ્લાં

છોકરોછોકરી પરણવાનાં હોય તેમને દોઢ-બે વર્ષ સાથે રાખે. એ દરમિયાન છોકરીને જો ગર્ભ રહે તો લગ્ન કરવામાં આવે અને ન રહે તો વિવાહ ફોક! અને એ છોકરાછોકરીનો બીજા સાથે વિવાહ જોડી સાથે રાખવામાં આવે. લગ્નનું ધ્યેય પ્રજોત્પત્તિ અને એ સિદ્ધ થવાનાં આટલા સમયમાં ચિહ્ન ન દેખાયાં તો એવા લગ્નથી ફાયદો શો?

જંગલની જાત તરીકે ભીલ આળસુ પ્રજા છે ત્યારે એને સામે છેડે વડરની જાત જબરી મહેનતુ પ્રજા છે. પથ્થર ફોડવાનો એનો ધંધો. હલકામા હલકો ૪૦ શેરનો ઘણ એ પથ્થર ફોડવામાં વાપરે છે. ૭ ફૂટ ડાયામિટર જેવા પથ્થરના એ જોતજોતામાં ટુકડા કરી નાખે છે. રસ્તામાં જો સાપ મળે તો પૂંછડું પકડી ઊંચો કરે, મો છૂંદી નાખે, ચામડી ઉતારી લેઇ તેની પૈસા ભરવાની કોથળી બનાવે, અને માસને શેકી ખાય. ગાળો નાખી ભૂંડ પકડે. ભોંયમાં ભઠ્ઠી કરી લાકડાં સળગાવે અને અંગારા બરાબર પડે એટલે ભૂંડને જીવતું ને જીવતું અંદર નાંખી શેકી કાઢે, અને પછી કાપી કાપીને ખાય. એ વરસોમાં એક વડર રોજનું ૬–૭ રૂપિયાનું કામ કરતો. પણ અઠવાડિયે પગાર થાય ત્યારે બે દિવસની રાજીનો દારૂ તરત પી નાખે.

કાથો પકવનાર જંગલી જાત તે કાથોડિયા. ખેરના ઝાડાની ડાળીઓના ટુકડા કરી મોટા તવામાં પાણીની અંદર નાખી ઉકાળે, અને લાકડામાંથી રસ કાઢી લે. અને એ રસ સખત થવા આવે એટલે હાથમાં લઈ તેની ચપોલીઓ–ગોટીઓ વાળવા લાગી જાય. ગરમ રસથી હાથ દઝાય એટલે જીભથી હાથને ઠંડો કરવા ચાટે અને ચણચણાટ ઓછો થાય કે ગોટીઓ વાળવા લાગી જાય. પાપડ વણતી વખતે સ્ત્રીઓ જેમ થાળી ઉપર તેલ ચોપડે છે તેમ થૂંક એ આ લોકોનું હાથે ચોપડવાનું તેલ. દીઠાનું ઝેર છે તે આનું નામ. એ લોકોને અડવામાં આપણને સૂગ, એમના થૂંકવાળા કાથાની

પાન વાટે પિચકારીએ મારવા ની મોજ!

એતદારની જાત પણ પથ્થર ફાડવાનો ધધો કરનારી, પણ વડર જેટલી મજબૂત નહિ પરતુ રેલ્વે આવવાથી સમૃદ્ધ પ્રજા પાયમાલ થઈ ગઈ તે વણઝારા આજે પણ ગુજરાતમા વણઝારા ઓના કૂવા વાવ બધાયલા છે રેલ્વે નહોતી ત્યારે માલ લાવવા લેઈ જવાનો મોટા પાયા ઉપર ધધા કરનારી આ જાત રેલ્વે ની વાહનવ્યવસ્થા આવવાથી પાયમાલ થઈ ગઈ બીજો ધધો અપનાવી શકી નહિ એટલે એક મજૂરના રૂપમા ફેરવાઈ ગઈ વણઝારાના એક હજારથી પાચ હજાર સુધીના ટોળા મહારાષ્ટ્રમા જોવા મળે છે આ લોકોને મોટા કૉન્ટ્રાક્ટરો પાળે છે કામ ચાલતુ હોય ત્યારે તો મજૂરી આપે જ, પણ કામ ન હોય ત્યારે પણ દર અઠવા ડિયે ખાવા જેટલી રકમ કૉન્ટ્રાક્ટર આપે અને તે કામ ચાલે ત્યારે મજૂરીમાથી કાપી લે આખુ વરસ આ પ્રજા જગલમા રહે છે પેઢી દર પેઢી આ લોકો કૉન્ટ્રાકટરની એક પેઢીમા રહેતા હોય છે કાયમ કામ મળતુ નથી એટલે ગરીબાઈનો પાર હોતો નથી, છતા કામમા દિલ ચોરતા નથી અને શેઠ તરફ ઘણી વફાદારી હોય છે

ગુજરાતમા કુમારપાળે જૈનધર્મ સ્વીકાર્યો એટલે તેણે રાજ્યમા શિકાર બધ કરાવ્યો અને માસાહાર બધ કરાવ્યો આ અસરથી પ્રજા શાકાહારી થઈ મહારાષ્ટ્રમા હજૂ માસાહાર ચાલુ છે કણબી અને પાટીલ પણ ખાય છે મહારાષ્ટ્રમા માસ ન ખાનારમા બ્રાહ્મ ણુની અમુક જ કોમો છે બાકી બ્રાહ્મણુની અમુક જાતિઓ પણ ખાય છે આમ માસાહાર ચાલુ હતો તેમા મુસલમાનોના લાબા સહવાસને લીધે માસને હલાલ કરવાની પદ્ધતિ દાખલ થઈ હલાલ કરવુ એટલે ખુદાનુ નામ લેઈ પાણી ઉપર છરી ફેરવવાથી જીવ હત્યાના પાપમાથી બચી જવાય આ શક્તિ કેવળ મુલ્લામા જ હોય તેમ મળી ગામેગામ હિદુઓમા પણ માસ હલાલ કરવા મુલ્લા

રાખવાની પદ્ધતિ હતી. દરેક ગામમાં બાર બલોત હોય છે. બલોત એટલે ગામના સેવકો. ગુજરાતમાં એમને વસવાયાથી ઓળખીએ છીએ. આવા ગામના બાર સેવકોમાં હલાલ કરનાર મુલ્લાં પણ સેવક ગણાય છે. અને તે સેવા પેટે બધા બલોતને પસાયતાં મળેલાં હોય છે તેમ એને પણ મળેલું હોય છે.

દશેરાને દિવસે બકરાનો ભોગ આપવાનો હોય ત્યારે માનતાના એ બલિને મુલ્લાં હલાલ ન કરી આપે ત્યાં સુધી દેવીને ભેટ ધરવા જેવું એ પવિત્ર ગણાતું નથી! આપણે અહીં પણ હરિજનને અડવાથી અપવિત્ર થયેલો હિંદુ મુસલમાનને અડવાથી પવિત્ર થઈ જાય છે!

મહારાષ્ટ્રનાં ગામડાઓમા કાયમની દુકાનોની પ્રથા નથી. અઠવાડિયાના જુદા જુદા દિવસે જુદે જુદે ગામે બજાર ભરાય છે—આપણે અહીં શુક્રવારી ભરાય છે તેમ. અને તે દિવસે લોકો પોતાને જોઈતી વસ્તુ ખરીદી લે. અમુક નાનાં ગામોમાં બિલકુલ બજાર ભરાતું નથી એટલે એ લોકોએ બજાર ભરાતું હોય એ ગામે જઈને ખરીદી કરવાની હોય છે. શાક જેવી રોજિંદી ખરીદીની વસ્તુ પણ એ બજારમાંથી ખરીદી લેવી પડે. બાકી બીજા દિવસોમાં ન મળે, અગર તે દિવસે જે ગામે બજાર ભરાયું હોય ત્યાં જવું પડે. વેપાર કરનાર પોતાની ફરતી દુકાનો લઈને ફરતા હોય છે. આનું કારણ કે કાયમની દુકાનો એક ગામે રાખવાથી રોજ ઘરાકી મળી શકે તેવી પ્રજાની ખરીદશક્તિ નથી. આપણાં ગામડાંમાં દળવાની ઘંટીઓ શરૂ થઈ છે ત્યાં પણ અમુક નાનાં ગામોમા રોજ પૂરતું દળવાનું મળતું હોતું નથી એટલે અઠવાડિયાના અમુક દિવસોએ એ ઘંટી ચલાવવામાં આવતી હોય છે.

સરકારી અમલદારોને પ્રવાસમાં જવાનું હોય છે ત્યારે વેઠે ગાડું જોડાવવાનું હોય છે. વેઠનું ભાડું આપવાનું હોય છે, અને સરકારી ઠરેલાં દર ચાલુ મજૂરી કરતાં ઓછા ન હતા એટલે વેઠે

જોડનારને ખોટ જાય એવું ન હતું—જો અમલદાર ભાડું આપે તો. અને અમલદારો ભાડું નહોતા આપતા એવું પણ નહિ. મફત વેઠે ગાડું જોડાવવાની કુટેવ પોલીસખાતામા મુખ્ય હતી, અને થોડી અસર મુલકી ખાતાને.

વેઠનો ત્રાસ ગુજરાતની પ્રજાએ પણ ભોગવ્યો છે. પરંતુ મહારાષ્ટ્રમાં એ ત્રાસ વિચિત્ર હતો. કોઈ અમલદારનો મુકામ હોય અને વેઠમાં ગાડું જોડાવવાનો પ્રસંગ આવે ત્યારે પોલીસપટેલને કમાવાનો તડાકો પડતો. સામાન્ય રીતે મોટાં ગામોમા અમલદારોનો મુકામ હોય એ ગામોમાં કંઈ કામકાજ અંગે ગાડાં જોડીને બીજાં ગામડેથી ખેડૂતો આવ્યા હોય. એ ગાડાં છૂટવાની જ્યા જગા હોય ત્યા વગતણિયાને લેઈ પોલીસપટેલ પહોંચી જાય. ગાડાવાળાને પૂછે, ક્યાંનું ગાડું છે? અમલદાર સાહેબને જવાનું હોય ઉત્તરમાં, તો દક્ષિણના ગાડાવાળાને પટેલ પકડે. વેઠે જવાનો હુકમ બજાવે. પેલો ખેડૂત એક તો કામે આવ્યો હોય અને તેને ઊલટી દિશાએ જવાનું થાય એટલે એ લાચાર બને. પટેલને કાલાવાલા કરે અને પોતાની એમાંથી મુક્તિ મેળવવા ફૂલ નહિ ને ફૂલની પાંખડી ઉપરથી દાનદક્ષિણા આપે. આમ બેપાંચ જણ પાસેથી દાનદક્ષિણા લીધા પછી જે ખેડૂતને વેઠે જવાનું અનુકૂળ હોય તેની ઉપર એ ફરજ નાખે!

સિંધમાં ઊંટની વ્યવસ્થા હતી. સિંધમાં મુસાફરી શિયાળામાં થાય છે. ઉનાળામાં અમલદારોએ હેડ ક્વાર્ટર્સમાં રહીને કામ કરવાનું હોય છે. શિયાળાના ૭ માસ માટે અમલદારને એવા હોદ્દા પ્રમાણે ઊંટો રાખી લેવાનું સરકાર ખર્ચે મંજૂર થયેલું હોય છે. ઊંટનો ધંધો કરનાર ઊંટ ભાડે લેઈને આવતો હોય છે. સવારી માટેના ઊંટનું મહિનાનું ભાડું ત્રીસ રૂપિયા રહેતું અને માલ ઊંચકનારા ઊંટોનું ભાડું દસ રૂપિયા. સાથે આવનાર માણસનું મહેનતાણું પણ અંદર આવી જતું. ઊંટની ખોરાકીનું ખર્ચ નહિ, ગમે ત્યાં ચરી ખાય એટલે આ ધંધો કરનારને પોષાતું પણ ખરું.

ખાનદેશનાં જંગલોમાં ચારોળીના ઝાડ ઘણાં થાય છે. ચારોળીનાં ઝાડ એટલાં સરસ લાગે છે કે ગુજરાતનું એ ઉગાડવા પાછળ ધ્યાન કેમ ગયું નથી તે સમજવું મુશ્કેલ છે. ખાનદેશમાં ચંપાનાં ઝાડ, જંગલ છે. નદીઓ ઉપર સઢિયાનાં પાન આપોઆપ ઊગે છે. વછનાગની ઝેરી વનસ્પતિ નદી ઉપર થાય છે. તેના મૂળિયાં નદીના પાણીમાં ધોવાય એટલે એ પાણી પીવાના ઉપયોગમાં લેવું આરોગ્યને હાનિકારક હોય છે. છતાં જંગલના લોકો પીતા હોય છે એટલે પેટ વધી જાય છે. મેલેરિયાના ભોગ થઈ પડે છે.

આંબાનાં વન અને કેળનાં વન પણ મોટા પ્રમાણમાં હોય છે. કેળના વન હોય છે પણ એને કેળાં નાનાં નાનાં બેસે છે. લોકો કેળના પાનનો ઉપયોગ પતરાળાં તરીકે કરે છે. આપણે અહીં જેમ રોજ દાતણ કાપી લાવવામાં આવે છે તેમ ત્યાં સવારસાંજ જમવાના પાત્ર તરીકે કેળનાં પાન કાપી લાવવામાં આવે છે. સ્ત્રીઓને થાળીઓ માંજવાની પંચાત જ નહિ. ગુજરાતની સ્ત્રીઓના મોંમાં પાણી આવી જાય એવું છે ને ?

હરડાં, બહેડાં, આમળાં મોટા પ્રમાણમાં થાય છે અને તે પરદેશ જાય છે. મહુડાં ઢગલે મણ. સાગ, સિસમ, તીવસ, સાદડનાં કીમતી લાકડાં થાય છે. નવાપુરમાં સુગંધિત તેલનો ઉદ્યોગ છે. રોશાનું ઘાસ થાય છે. તેને ડિસ્ટીલ કરી તેમાંથી સુગંધિત તેલ બનાવવામાં આવે છે. હિંદુસ્તાનમાં આ તેલ વા ઉપર વપરાય છે. ફ્રાન્સ ઘણું જાય છે. તેનો અત્તર અને સેંટ બનાવવામાં ઉપયોગ થાય છે. જંગલખાતું વ્યવસ્થિત જો આની ખેતી કરાવે તો પરદેશ મોકલવાની ચીજનો સારો ધંધો થાય એવો છે.

ગુજરાતના લોકજીવન અને કુદરતી વનસ્પતિથી આ પ્રદેશ જુદો હોય તેમ આ બધું જોતાં લાગે. છતાં ત્યાં પણ પાટીદારો છે. ખાનદેશમાં જમીનના માલિકો મોટે ભાગે પાટીદારો છે. એ

લોકો ત્યા લેઉઆ ગુર્જરો તરીકે ઓળખાય છે. કણબી અને પાટીલ એવા ત્યાના પાટીદારોના બે ભાગ છે કણબી એટલે ખેડૂત. પાટીલ એટલે જમીનનો માલિક. બ ને વચ્ચે ભાણાવ્યવહાર ખરો, કન્યા-વ્યવહાર નહિ. હા, કણબીની કન્યા પાટીલ લે, એને આપે નહિ એટલું જ. આ બન્નેનો ત્રીજો પિત્રાઈ તે કાછીઆ—માળી. આ લોકોનો ધંધો શાકભાજી અને ફળઝાડની ખેતી કરવાનો. ત્રણેને ભાણા-વ્યવહાર ખરો. અને માળી બધામા પોતાને કુળવાન માને !

કાછીઆ એ રીતે પાટીદારોના પિત્રાઈ છે એમ મહારાષ્ટ્રની આ સ્થિતિ ઉપરથી સ્પષ્ટ થાય છે પણ અહીના પાટીદારોને પહેલા એ કણબી હતા એમ કોઈ કહે તો અપમાન લાગે છે, ત્યા કાછી-આના પિત્રાઈ થવાની વાત આવે તો હડહડતું અપમાન માને કે બીજું ? પણ આપણે ત્યા પણ એક કટાક્ષ ચાલે છે પાટીદારો અને કાછીઆ મૂળ પિત્રાઈ. ભેગાજ રહેતા, પણ જુદા પડવાનો વખત આવ્યો ત્યારે ખેતીમાં ખોટી હરીફાઈ ન થાય માટે બનેએ ખેતી વહેંચી લીધી. કાછીઓ ભાઈ બુદ્ધિમાન અને ચાલાક એટલે એણે જોયું કે અનાજની ખેતી કરવામાં મઝા નથી. એનું ઘરાક ન આવે ત્યા સુધી અનાજ સઘરી રાખવું પડે, એનો સંઘરો થઈ શકે એટલે ભાવ ઉપર વાપરનારા કાબૂ પણ ધરાવી શકે, જ્યારે શાકભાજી અને ફળની ખેતીનો ધધો રોકડિયો એણે શાકભાજીની ખેતી પોતાના ભાગમા લીધી, અને ઓછા બુદ્ધિમાન કણબી ભાઈએ અનાજની ખેતી કરવાનું સ્વીકાર્યું !

નદરબારમાં ગુજરાતીઓની મુખ્ય વસ્તી. દોન્ડાઈચા અર્ધું ગુજરાતી. તાપીનો ઉત્તરકાંઠો ગુજરાતી જમીનદારોથી વસેલો છે. તાપીની ઉત્તરે નિમાડ, વરાડ, બરાનપુર બધે પાટીદારો છે. દક્ષિ-ણમાં યેવલા, ઔરંગાબાદમાં પણ છે. યેવલામા ગુજરાતીઓની મોટી વસ્તી છે. પાટીદારો લેઉઆ ગુજરાતી અને કડવા ગુજરાતી તરીકે ઓળખાય છે. જૈનો પટ્ટણી તરીકે ઓળખાય છે.

સૈકાઓથી આમ પાટીદારો ગુજરાતમાંથી જુદા પડ્યા છે છતાં એ પાટીદારોમાં પણ પાટીદારનું ખમણ–ચૂરમું જળવાઈ રહ્યું છે. જેમ જેમ પ્રજા પૈસાદાર થાય છે, શહેરમાં વસતી થાય છે તેમ તેમ જૂના રિવાજ અને રહેણી બદલાતી જાય છે—શું ગુજરાતમાં કે શું મહારાષ્ટ્રમાં.

૧૧

## નોકરી છોડવાની આવેલી તક

નડિયાદ મંગળદાસ પૂજાભાઈ પટેલ સાહસિક પાટીદાર હતા. ભણેલા કંઈ નહિ, છતાં મનોરથ એવા ભારે સેવે કે હિંદમાં કોઈએ જે ધંધો ન ખેડ્યો હોય તેમાં ઝંપલાવવું. એમણે સુતરમા પહેલવહેલી બોબીન મિલ્સ નાખી. દેશમા મિલો વધતી જતી હતી છતાં બોબીન પરદેશથી આવતાં હતા એટલે એમણે દૃષ્ટિ પહોંચાડી કે જો આ ધંધો જામે તો મોટી કમાણી થઈ શકે.

એમના આ સાહસને લીધે સુરતમા એ જાણીતા નાગરિક ગણાતા. મંગળ પૂજા તરીકે એ ઓળખાતા. સન ૧૯૦૬માં સુરતમા કોંગ્રેસમા ભરાઈ ત્યારે બધા પાટીદારોનો ઉતારો તેમને ત્યાં હતો. એક પંગતે ૨૦૦–૨૦૦ પાટલા પડતા હતા. સુરતમાં કોંગ્રેસ ભરાય અને પાટીદારોની વ્યવસ્થા બીજો થાય તેને એ લાછન માનતા હતા. કોંગ્રેસ વખતે મોટું ખર્ચ કરી એમણે પાટીદારો માટે સઘળી વ્યવસ્થા કરેલી.

આમ એમણે વેપારી સાહસ અને દોલા સ્વભાવથી નામ તો સારું કાઢ્યું હતું, પણ ધંધામા મોટી ખોટ વેઠવી પડી. ધંધો નવો હતો એટલે એમા અખતરા જ કરવા પડતા. બોબીન બનતાં સાગ પણ થોડા વખતમા ફાટી જતાં એટલે બજારમાં એ ચાલી શકતાં નહિ. ઘણા ઘણા અખતરા કર્યા, મોટી નુકસાની વેઠી, પણ કંઈ રસ્તો જડયો નહિ.

છેવટ એના નિષ્ણાતને યુરોપથી બોલાવવાનું નક્કી કર્યું.

પગાર, નોકરીની મુદત અને બીજી શરતો સાથે એક યુરોપિયન આવ્યો. આમાં ક્યાં મુશ્કેલી હતી તે એણે શોધી કાઢ્યું. બોબી-નમાં વપરાતું લાકડું બહારથી સૂકું દેખાતું હોય, પરંતુ એની અંદર અમુક ભેજ હોય જ અને તેથી બોબીન ફાટી જતાં. લાકડાને બિલકુલ સૂકવી નાખવા માટે સીઝનીંગ પ્લૅન્ટની પદ્ધતિ હોય છે. પ્રથમ એ પદ્ધતિ પ્રમાણે લાકડાને વરાળ આપીને અંદર સહેજ પણ ભેજ ન રહે તે પ્રમાણે સૂકવી નાખવામા આવે, પછી એનાં બોબીન બનાવવામાં આવે તો ફાટે નહિ. આ અખતરો સફળ થયો એટલું જ નહિ, પણ હળદળવાના લાકડાનાં બોબીન એટલાં સારાં થવા લાગ્યાં કે પરદેશી હરીફાઈમાં પણ એ ઊભાં રહે તે ચોક્કસ થયું.

આમ અખતરો સફળ થતાં સુધીમાં મિલ મોટા ખર્ચમાં ઊતરી ગઈ હતી. એના એક ભાગીદાર, મારવાડી હતા. તેમની દાનત બગડી. મિલને જો દેવાળામાં લઈ જવામાં આવે તો પાછળથી એનો સંપૂર્ણ કબજો પોતે લઈ શકે અને સારો નફો કમાઈ શકે. એ કારણે સન '૧૫માં એમણે કોર્ટમાં મિલને દેવાળામાં લઈ જવાનો દાવો મૂક્યો. આથી મિલના ચાલુ ખર્ચ માટે રૂપિયા વીસ હજારની નવી મૂડીની જરૂર હતી તે મેળવવી મુશ્કેલ થઈ અને એનું કામકાજ બંધ પડયું.

યુરોપિયન નિષ્ણાતને ધંધાની આ નીચતા માટે ઘણું દુઃખ થયું. જ્યારે કમાણી થાય તેવી સ્થિતિ આવી ત્યારે ભાગીદારોને રોવડાવવાનું પગલું મારવાડીએ ભર્યું હતું. જો નવી મૂડી મળે તો મિલને સારો નફો કરી આપવાની એણે હામ ભીડી. દેવાળામાં લેઈ જવાનો કોર્ટમાંનો કેસ આપોઆપ નીકળી જાય તેમ એણે ગણતરી કરી બતાવી. પરંતુ બીજા શેર હોલ્ડરો નવી મૂડી નાખવા તૈયાર ન હતા. વહીવટની જવાબદારી કોઈ હોશિયાર લઈ શકે તો જ આમાં કંઈ સફળતા મળે તેવી એમને આટલા અનુભવ પછી

ખબર પડી ગઈ હતી.

એ સ્થિતિમાં વહીવટ સંભાળી શકે તેવી વ્યક્તિની શોધ કરતા એક જણની નજર ભાઈલાલભાઈ ઉપર ગઈ. એ વ્યક્તિને મિલ સાથે કંઈ સંબંધ ન હતો, પરંતુ એમા સામેલ ભાગીદારોનો પરિચય હતો તેમ ભાઈલાલભાઈ સાથે સંબંધ હતો. એ વ્યક્તિ તે સી.આર. કૉન્ટ્રાક્ટરની પેઢી છે તેના મૂળ સ્થાપક—સોજીત્રાના ચુનીભાઈ રામભાઈ પટેલ. સુરતમા સ્ટોરની ચીજ-વસ્તુઓ મિલમા પૂરી પાડવાનો ધંધો કરતા હતા. ભાઈલાલભાઈને લીધે એમણે નંદરબારમા રસ્તાનો કૉન્ટ્રાક્ટ લીધેલો અને એ રીતે એ ધંધાની રીતે કૉન્ટ્રાક્ટર થયા. અને એ ઉપરથી પોતાનું નામ એમણે સી. આર. કૉન્ટ્રાક્ટર શરૂ કર્યું.

આમ ચુનીભાઈને ભાઈલાલભાઈ સાથે કામકાજને લીધે સંબંધ એટલે એમની શક્તિનો પણ જાતઅનુભવ. એથી એમને લાગ્યું કે જો ભાઈલાલભાઈ આમાં પડે તો મિલ કમાય, એમને પણ સારો ધંધો હાથ લાગી જાય, અને એ હોય તો વીસ હજાર જેટલી મૂડી પણ ગમે ત્યાંથી મેળવી લાવે. મિલના ભાગીદારો આગળ એમણે આ દરખાસ્ત મૂકી. એમણે કહ્યું, એ આવતા હોય તો અમે એમને મિલનો વહીવટ સોંપવા તૈયાર છીએ. એક પક્ષનું નક્કી કરી ચુનીભાઈ ભાઈલાલભાઈ પાસે ગયા. લાભાલાભ બતાવ્યા. એમને પણ નોકરી કરતાં આ ધંધો સારો લાગ્યો. શરૂઆતમાં રજા લેઈ એમા જોડાવા નિર્ણય કર્યો.

સુરત આવી ભાઈલાલભાઈએ મિલના ભાગીદારો સાથે વાટાઘાટ કરી. ભાઈલાલભાઈ વીસ હજારની મૂડી લઈને આવે તો એમને વહીવટ સોંપવાનો ભાગીદારોએ ઠરાવ કર્યો. તે પછી ભાઈલાલભાઈએ મૂડી મેળવવાનો પ્રયત્ન કર્યો. એમા પણ સફળતા મળી. ચાર મિત્રોએ પાંચ પાંચ હજાર રૂપિયા આપવાની હા પાડી. એ ચારની મૂડી અને ભાઈલાલભાઈનું કામ, એમ પાંચ વચ્ચે

સરખો નફો વહેંચાય તેમ અંદરોઅંદર નક્કી થયું.

આમ નક્કી થતાં મિલના ડાયરેક્ટરોએ વહીવટ સોંપવા માટે મીટિંગ બોલાવી. જે દિવસે મીટિંગ હતી તેને આગલે દિવસે. મૂડી રોકનાર મિત્રોએ ના પાડી. એમને થયું કે, આપણે ચાર જણ રકમ રોકીએ અને ભાઈલાલભાઈને વગર મૂડીએ આપણા જેટલો નફો શાનો મળે ? અને એ રીતે છેક છેલ્લી ઘડીએ મિલનો વહીવટ સંભાળવાનું ભાઈલાલભાઈનું સ્વપ્ન સ્વપ્ન જ રહ્યું. બાકી એમના જીવનનું વહેણ કઈ બાજુ વહ્યું હોત તે કોને ખબર !

ભાઈલાલભાઈના મોટાભાઈના સ્વપ્નાં કેટલાં મહત્ત્વાકાંક્ષાભર્યાં હતાં તે નાનાભાઈને કોઈ ભોગે એન્જિનિયર કરવાની તેમની ધગશમાં જોઈ શકાય છે. એવા મહત્ત્વાકાંક્ષી યુવકને સરકારી નોકરીના નાના ક્ષેત્રમાં પુરાઈ રહેવું બંધનરૂપ લાગે તે સ્વાભાવિક છે. ભરૂચમાં ફાર્મ સુપરિન્ટેન્ડેન્ટ હતા ત્યારે એમની નજર રાજપીપળા રાજ્યની કુંવારી ધરતી ઉપર મંડાઈ. ઝગડિયા સ્ટેશનથી ચારપાંચ માઇલ દૂર વિશાળ જમીન વણ ખેડાણ પડી હતી. રાજ્ય જો સગવડ આપે તો એમાં મોટા પાયા ઉપર ખેતી થઈ શકે એમ લાગતાં મોટાભાઈએ એ મેળવવાનું વિચાર્યું.

મોટાભાઈ ખેતીવાડી કોલેજમાં ભણતા ત્યારે જે પ્રિન્સિપાલ હતા તે ડૉ. માન તે મુંબઈ સરકારના ડાયરેક્ટર ઑફ ઍગ્રિકલ્ચરલના હોદ્દા ઉપર હતા. એમના તરફથી ભલામણપત્ર લઈને જાય તો રાજ્ય માગણી સ્વીકારે એટલું જ નહિ પણ સારી સગવડો પણ મળે. એ ગણતરીએ એમણે ડૉ. માન પાસેથી ભલામણપત્ર લીધો. મોટાભાઈ પ્રથમ વર્ગના વિદ્યાર્થી હતા એટલે ડૉ. માનનો એમના તરફ પ્રીતિ અને વિશ્વાસ પણ હતો એટલે એમણે સારી ભલામણ પણ કરી.

સન ’૧૬માં મોટાભાઈએ રાજપીપળા રાજ્ય સાથે વાટાઘાટ કરી ૩૦૦૦ એકર જમીનનો કરાર કર્યો. અને જોડે બીજી જમીન

હતી તે ૫૦૦૦ એકરે પણ જો રામભાઈને જોઈએ તો બીજાને ન આપવી તેવી પણ શરત કરી. ડુંગરોમાં સરોવર કરી પાણીની સગવડ માટે નહેરની વ્યવસ્થા રાજ્યે કરી આપવી તે પણ કરારમાં હતું. રાજ્યે પોતાના પક્ષે જે શરત કરી હતી તે એ કે પાંચ વરસની અંદર જંગલ કાપીને બધી જમીનમાં ખેડાણ થઈ જવું જોઈએ.

આવા મોટા સાહસમાં પૈસાની મોટી રકમ જોઈએ. મોટાભાઈએ ભરૂચ ફાર્બસ પ્રિન્ટિંગ પ્રેસના એજન્ટ દલસુખભાઈને મૂડી માટે ભાગીદાર તરીકે લીધા હતા. રાજ્ય સાથે જે કરાર થયેલો તેમાં બંને ભાગીદારોનાં નામ હતા. અને બંને વચ્ચે અંગત કરાર પણ થયેલો કે એકની મૂડી અને બીજાનો વહીવટ. એ રીતે પહેલે વરસે ૨૫ હજાર રૂપિયા એમાં રોકવામાં આવ્યા. એક હજાર એકર જમીનનું જંગલ કાપવાની ગણતરી કરી. જંગલ કપાય તેનાં લાકડાંના વેચાણમાંથી બીજી મૂડી મળી રહેશે તેવી ગણતરી કરી હતી.

પરંતુ આવા સાહસોમાં દરેક વખત ગણતરી સાચી નથી પડતી. દલસુખભાઈએ ધારેલું કે આટલી મૂડીમાં જ બધું પતી જશે, પણ એવું ન બન્યું. બીજે વરસે નવી મૂડી નાખવાની થઈ. તેમને હવે જોખમ લાગવા માડયું. શરૂઆતમાં વહેલું મોડું કરવા માંડયું, અને લાભ ખેંચાય એવું ન લાગ્યું એટલે ના પાડી. મોટાભાઈએ નાથાભાઈ નામના ભરૂચના બીજા શેઠને ભાગીદાર તરીકે લીધા અને તેમના ૨૫ હજાર રોકયા.

આમ બે વરસમાં ૧૨૦૦–૧૫૦૦ એકર જંગલ કાપીને જમીન તૈયાર કરી. મોટાભાઈ અત્યાર સુધી નોકરી સાથે આ બધો વહીવટ કરતા હતા. રજા લઈને ત્યાં રહેતા. બે વરસને અંતે '૧૮ ની અધવચ એમને લાગ્યું કે હવે નોકરીને છોડવી જોઈએ. આ સાહસને સફળ બનાવવું હોય તો ભાઈલાલભાઈને પણ અહીં બોલાવવા જોઈએ. મોટાભાઈ ખેતીવિભાગ સંભાળે અને ભાઈલાલભાઈ

એન્જિનિયરીંગ વિભાગ સંભાળે એવી યોજના પણ નક્કી થઈ. એ સિઝનમાં એક હજાર એકર કપાસ કરેલો. મોટાભાઈએ રાજીનામું આપવાની તૈયારી કરી દીધી. ભાઈલાલભાઈને પણ લખી દીધું કે રજા લઈને અહીં આવી જા. વરસની આખર સુધીમાં તારે પણ રાજીનામું આપવાનું છે તેની ગણતરી રાખજે. ભાઈલાલભાઈને રજા લઈ જમીનની સરવે કરવાની હતી અને ઈરીગેશનની યોજના તૈયાર કરવાની હતી. આમ ભાઈલાલભાઈ નોકરી છોડવાનાં સ્વપ્ન મગજમા સેવી રહ્યા હતા.

પરંતુ એમના જીવનનું વહેણ બદલવાનું કુદરતે નિર્મ્યું નહોતું એટલે કુટુંબને માથે કરુણ અકસ્માત ત્રાટક્યો. '૧૮ ના ઑક્ટોબરની ચોથી તારીખે મોટાભાઈને ઇન્ફ્લ્યુએન્ઝા લાગુ પડ્યો અને ૭ દિવસની ટૂંકી માંદગી ભોગવી તે ગુજરી ગયા! અને એ સ્વપ્ન પણ રોળાઈ ગયું. ભાઈની જગાએ પોતે જવા ધાર્યું હોત તો જઈ શકત, પરંતુ મોટાભાઈના કરુણ મૃત્યુથી એવો આઘાત લાગ્યો કે નવા સાહસમા પડવાની હિંમત જ ન ચાલી.

જીવનનું વહેણ બદલાવાનો એવો ત્રીજો પ્રસંગ '૨૧ની સાલમાં ભાઈલાલભાઈ સમક્ષ આવીને ઊભો રહ્યો. અને તે ઉપરના બે કરતાં જુદો પ્રસંગ હતો. પ્રથમ બેમાં નોકરી છોડી સારી કમાણીવાળા ધંધામાં પડવાની વાત હતી ત્યારે આ ત્રીજી વખત તો નોકરી છોડી ફકીરી લેવાની વાત હતી.

માણસે મનથી અમુક નિર્ણય કર્યો હોવા છતાં વાતાવરણ એના ઉપર ઓછીવત્તી અસર કર્યા વગર નથી રહેતું. ભાઈલાલભાઈએ વિદ્યાર્થી અવસ્થામાં પૂરેપૂરું ભણવું અને ગૃહસ્થાશ્રમ વખતે બરાબર કમાવું એમ પહેલેથી વિચારેલું છતાં '૨૧ની સાલમાં એ નોકરી છોડી મહાત્માજીના અસહકારની લડતમાં જોડાવા તૈયાર થયેલા.

કૃષ્ણની બંસરી સૂણી ગોપીઓ જેમ ઘેલી બનતી તેમ મહા-

[illegible]પાજીએ દક્ષિણ આફ્રિકાથી હિંદમાં આવતાં પ્રજાને ઘેલી બનાવવા [illegible] હતી. તેમાં ય સોજીત્રામાં, ભાઈલાલભાઈના કુટુંબમાં, મહા-[illegible]ની સાથે દક્ષિણ આફ્રિકામાં કામ કરીને એક જુવાનિયો આ[illegible] હતો. એ મહાત્માજીની બંસી બજાવી બધાનું ધ્યાન વિશેષ ખેંચ[illegible]. એ જુવાનિયો તે, બુઝર્ગ કોંગ્રેસ આગેવાન સ્વ. રાવ[illegible]. લશ્કર જેમ દરરોજ કવાયત કરી સૈનિકની તાલીમ જાળ[illegible] છે તેમ ગાંધીજીના સૈનિક તરીકે રાવજીભાઈ દેશમાં લડ[illegible]વો પડે તો જેલમા જવામાં કઠણાઈ ન પડે તેની તાલીમ લેતા હતા. કેવળ રોટલો અને તેલ ખાય. દરરોજનું એક મણ દળે. ભોંયે સૂએ. એ કારણે જેલમા ગમે તેટલું કામ સોંપે, સગવડ ન આપે, કે ખોરાક હલકામાં હલકો આપે તોપણ જેલ દુઃખદાયક ન લાગે. પરંતુ એવી તૈયારીવાળા સૈનિકોને પણ સરકારે પીલ્યા અને શરીર તોડ્યું. નાગપુર સત્યાગ્રહ વખતે રાવજીભાઈને ઘાણીમા જોડ્યા. દોઢ મહિનામા શરીર તૂટ્યું અને હોસ્પિટલમા જવું પડ્યું !

રાવજીભાઈને લીધે મહાત્માજી, તે વખતે એ મહાત્માજી ન હતા, મોહનદાસ ગાંધી હતા, સોજીત્રામાં '૧૫ની સાલમાં પ્રથમ આવ્યા. રાવજીભાઈનાં બા બીમાર હતાં. એમની ઇચ્છા પુત્રનું જીવન જેમણે બદલી નાખ્યું હતું તેવા ગાંધીને નજરે જોવાની હતી. રાવજીભાઈએ પત્ર લખેલો એટલે મહાત્માજી આવ્યા. એમણે આગ-ળથી લખેલું કે મારે માટે જમવાની વ્યવસ્થા ન કરશો. ફળ રાખજો અને તે પણ તમારા પ્રદેશમા થતાં ફળ. એ ફળોમાં કોઠાં આણેલાં અને તેમણે તે ખાધેલા એટલે સોજીત્રામાં કોઠાને ગાંધીફળ કહેવાનું ચાલુ થયેલું.

મહાત્માજીએ ઢેડવાડો જોવાની ઇચ્છા બતાવી એટલે મને કે કમને લોકો એમની પાછળ ઘસડાયા. કોઈ ક્યારે ય ઢેડવાડામાં પેઠેલા નહિ. તે દિવસે એમનું સન્માન પાછળ પ્રથમ ઢેડવાડામાં પ્રવેશ્યા. આટલો પ્રભાવ તે વખતે ગાંધી તરીકે પડેલો, મહાત્મા નહોતા છતાં.

એમને ગામ કરતાં ઢેડવાડો વધુ સ્વચ્છ લાગ્યો. ત્યાં બેઠા, વાતો કરી અને પછી વિદાય લીધી.

સોજીત્રાની આ મુલાકાત વખતે મહાત્માજીનો મુકામ ભાઈલાલભાઈના ડેલે હતો. સંજોગવસાત ભાઈલાલભાઈ નોકરી ઉપરથી રજા લેઈ ઘેર આવ્યા હતા. છતાં એમની મુલાકાત થવી નહિ સર્જાઈ હોય તે એ દિવસોમાં એ છોટાઉદેપુરમાં આરસની ખાણ છે એમ જાણતાં એની તપાસ કરવા ગયા હતા. અને ઓચિંતા મહાત્માજી આવીને ગયા! આમ '૧૫માં પોતાને ઘેર આવેલા મહાત્માજી સાથે મુલાકાત ન થઈ તે ઠેઠ '૪૫માં વિદ્યાનગરની યોજના બાબત પૂનામાં મળવાનું થયું ત્યારે એ તક મળી!

સન '૨૦મા લોકમાન્ય તિળક મહારાજ ગુજરી ગયા અને તે પછી ડિસેમ્બરમાં નાગપુરમાં જે કોંગ્રેસ ભરાઈ તેમાં મહાત્માજીએ એક વરસમાં સ્વરાજ્ય એવી હાકલ કરી. તિળક ફાળામાં એક કરોડ રૂપિયા, કોંગ્રેસના એક કરોડ સભાસદો, ખાદી, હિંદુમુસ્લિમ એકતા, અસ્પૃશ્યતાનિવારણ આટલું થાય તો એક વરસમાં સ્વરાજ્ય લાવવાની મહાત્માજીએ ખાતરી આપી. એ કોંગ્રેસનું વાતાવરણ એવું અગળ દેખાવા લાગ્યું કે જાણે સ્વરાજ્ય મારેની આ છેલ્લી લડાઈ છે.

ભાઈલાલભાઈને એમાં કૂદી પડવાની ઇચ્છા થઈ. સરકારી નોકરીમાંથી રજા લીધી. સોજીત્રા આવ્યા. એમનું ઘર કોંગ્રેસ હાઉસ જેવું બની ગયું. બધા ત્યાં ભેગા થાય. યોજના થાય, સોજીત્રામાંથી ૪૫૦૦ રૂપિયા જેટલો તિળક ફાળો ભેગો કર્યો. રવિશંકર મહારાજ દરબાર ગોપાળદાસ વગેરેનો ત્યારથી પરિચય થયો. પતિપત્નીએ એ તિળક જયંતીના દિવસથી ખાદી પહેરવાનું નક્કી કર્યું, પણ સીધા લડાઈમાં ભાઈલાલભાઈએ ભૂસ્કો ન માર્યો.

તે એક વરસમાં સ્વરાજ્યની આશા રાખીને બેઠા હતા, જ્યારે સ્થિતિ એવી હતી કે તેવાં કોઈ ચિહ્ન દેખાતાં ન હતાં. કુટુંબમાંથી એકાદ જણ એમાં પડ્યા તેમના ઘરનો વહીવટ સંભાળી એ

આડકતરી રીતે મદદરૂપ થવા લાગ્યા. આમ તીરે બેસી તકની રાહ જોવામાં એમની એક વરસની રજા પૂરી થઈ પણ એ એકે ય બાજુના નિર્ણય ઉપર ન આવી શકયા. એ લડાઈમાં કૂદી પડવા તૈયાર હતા પરંતુ વિજયની ખાતરી દેખાય તો. એ પોતાના સ્વાર્થ છોડવા તૈયાર હતા, પરંતુ એથી દેશને લાભ થવાની ચોકકસ ખાતરી એમને દેખાતી ન હતી. એમની ગણતરીબદ્ધ વિચારસરણીને લીધે કેસરિયા કરવાની વૃત્તિ ન હતી. સ્વાર્પણની તૈયારી ન હતી.

આમ છતા દેશ માટેની ભાવના એમને નોકરીના કોચલામા ભરાઈ જવા પણ દેતી ન હતી. એટલે એમણે બીજી છ માસની રજા લીધી. મહાત્માજીએ પોતાના લડાઈના ક્ષેત્ર તરીકે આણંદ અને બારડોલી તાલુકાઓ પસંદ કર્યા હતા. તેમાં આણંદ તાલુકાની પ્રજા અહિંસાનું યુદ્ધ કટોકટીની વખતે હિંસામા ફેરવી દે તેની મહાત્માજીને બીક હતી. ખેડા જિલ્લાની ખ્વમાની, ઝનૂની અને ટેકીલી પ્રજા સરકાર સામે કયારે વીફરી બેસે તે કહેવાય નહિ એમ વિચારી મહાત્માજીએ છેવટની પસંદગી બારડોલી તાલુકા ઉપર ઉતારી.

બારડોલીના યુદ્ધની પ્રજા રાહ જોઈ રહી હતી ત્યાં ચૌરાચોરીના અત્યાચારો થયા. મહાત્માજીએ જોયું કે પ્રજાની અહિંસા પાળવાની તાકાત હજુ કેળવાઈ નથી અને તેથી બારડોલીની લડત ઉપાડવી નહિ તેમ નક્કી થયું. લડાયક વાતાવરણ એસરતું ચાલ્યું. છેવટે દોઢ વરસની રજા પૂરી થતા, મેલ કરવત આખરે મોચીના મોચીની માફક ભાઈલાલભાઈ નોકરી ઉપર ચાલુ થઈ ગયા.

ભાઈલાલભાઈ દોઢ વરસ સુધી આમ લડાઈમા ભૂસકો મારવા ટાંપી રહ્યા પણ એમના જીવનનું વહેણ એકધારું વહ્યા કરવાનું હશે એટલે એમનો આ ત્રીજો પ્રયત્ન પણ નિષ્ફળ ગયો. અને કુદરત પણ સમજી ગઈ કે હવે વારે વારે આ માણસને તક આપવાનો કંઈ અર્થ નથી એટલે નોકરી છોડવાની ચોથી તક ફરી આપી પણ નહિ!

૧૨

## બાંધવ બેલડી

ચેવલાથી બારેક માઈલ ભરવસ ગામ છે. એ ગામથી દેવ-ગાંવના રસ્તાનું કામ ચાલે. એક દિવસ ભાઈલાલભાઈ પગે ચાલીને એ રસ્તાનું કામ જોવા નીકળેલા. એમને સામે આવતા જોઈ અઢાર-વીસ વર્ષનો એક યુવક, મનમાં કેટલા ય વખતથી મહત્ત્વાકાંક્ષા સેવ્યા કરતો હશે તેને થયું કે આ ક્ષણ ઝડપી લેવા જેવી છે.

એણે ભાઈલાલભાઈ પાસે જઈ, ઝૂકીને સલામ કરી, મહત્ત્વા-કાંક્ષા રજૂ કરી: 'આપ સાહેબ મહેરબાની કરી મને નાનું એવું કોઈ કામ આપો તેવી મારી વિનંતી છે.'

આટલી નાની ઉંમરમાં સ્વતંત્ર ધંધો કરવાની યુવકની મહેચ્છા જોઈ ભાઈલાલભાઈ એના સામે પ્રથમ ક્ષણે જોઈ રહ્યા. પૂછ્યું: 'કામ આપું. ડીપોઝીટ મૂકવા પૈસા છે?'

યુવક: 'સાહેબ, હું મહાર (ઢેડ) છું. મારું લાંબું તો ગજું નથી. ૨૦૦–૫૦૦ રૂપિયા સુધી લાવી શકું.'

હરિજન યુવકની આ ધગશ જોઈ ભાઈલાલભાઈને એને પ્રોત્સા-હન આપવાની ઉત્કંઠા થઈ. પૂછ્યું: 'કેટલો અભ્યાસ કર્યો છે?'

'અંગ્રેજી ૭ ધોરણ સુધી.'

'શું નામ?'

'અમૃતા ધોન્ડી.'

તે દિવસથી અમૃતા ધોન્ડીને ભાઈલાલભાઈ સાથે પરિચય થયો. એને જેમ કામ થાય તેમ બિલ પાસ કરી રકમ આપવા માંડી.

એટલે નાની રકમમાં વધુ કામ કરી શકે. અમૃતા ઘોન્ડી મહેનતુ અને સારું કામ કરવાની વૃત્તિવાળો એટલે ભાઈલાલભાઈ એને વધુ પ્રોત્સાહન આપતા ગયા. એની લાયકાત જોઈને તાલુકા લોકલ-બોર્ડમાં સરકાર નિયુક્ત સભાસદ બનાવવા ભાઈલાલભાઈએ કલેકટરને ભલામણ કરી. મહારાષ્ટ્રના બ્રાહ્મણો અબ્રાહ્મણોને પણ પોતાથી ઊતરતા માને ત્યાં હરિજન સભાસદ એમની સાથે બેસે એ કેમ સહ્યું જાય? એમણે મોટો વિરોધ કર્યો અમૃતા ઘોન્ડીએ એ વિરોધ તરફ જોયા વગર પોતાને સોપાયેલું કામ નિષ્ઠાપૂર્વક કરવા માંડયું. પરિણામ એ આવ્યું કે બીજી વખતે લોકલબોર્ડમાં ચૂંટાઈને એ પ્રમુખ બન્યો! અમૃતા ઘોન્ડીના તોછડા નામને બદલે માનભર્યું કોન્ટ્રાકટર અમૃતરાવ ઘોન્ડીબા નામથી સૌ કોઈ સંબોધવા લાગ્યા. સાડા ચાર વરસના ટૂંકા ગાળામાં ભાઈલાલભાઈએ ચેવલા છોડયું, ત્યારે અમૃતરાવની કોન્ટ્રાકટના કામ રાખેલા તેની ડીપોઝીટ ભરેલી તે રૂ. ૩૦,૦૦૦ સરકાર પાસે હતી.

આ અમૃતરાવ સાથે મોટર સાયકલ ઉપર '૯૮ના ઑક્ટો-બરની ૪થી તારીખે ભાઈલાલભાઈ રોડનું કામ ચાલે તે જોવા ચેવલાથી ૧૮ માઈલ દૂર ગયા હતા. અને ત્યા એકદમ જોરથી એમને તાવ આવ્યો. ક્ષણ પહેલાં ઝપડથી મોટર સાયકલ હાંકીને આવ્યા હતા, પણ જાણે શક્તિ જ હણાઈ ગઈ હોય તેમ એ નરમ બની ગયા. એણે અમૃતરાવને વાત કરી.

ચેવલામા ઇન્ફ્લુએન્ઝા શરૂ થયો હતો. જોકે એ તાવ નવો હતો એટલે એને શું કહેવું તે લોકોને ખબર ન હતી. તાવ એવો જોરમાં આવે કે દર્દી ટૂંટિયું વળી જાય. એથી લોકોએ એનું નામ ટૂંટિયું પાડયું હતું. અમૃતરાવને શંકા તો આવી કે સાહેબને કદાચ ટૂંટિયાની શરૂઆત હોય તો? પણ એવું કહીને અપશુકન કરવાની હિંમત કેમ ચાલે? એટલે કંઈ શંકા વ્યક્ત કર્યા વગર એણે કહ્યું, ચાલો પાછા ઘેર. અમૃતરાવ મોટર સાયકલ હાંકવા બેઠા અને એ

બાજુના કોચમાં બેઠા.

ડૉક્ટરે આવીને તપસ્યા અને જણાવ્યું "કે ઇન્ફ્લ્યુએન્ઝા છે! ડૉક્ટરો માટે પણ આ દર્દ નવું હતું. તાવમાં સામાન્ય રીતે ક્વીનાઇન અને માથે બરફનાં પોતાં મુકાવે તેમ આમાં કરવા જાય એટલે ન્યુમોનિયા થઈ જાય અને દર્દી ખલાસ! કોઈ પ્રચંડ વાવાઝોડું જોત જોતામાં આખા પ્રદેશ ઉપર ફરી વળે તેમ ઇન્ફ્લ્યુએન્ઝા આખા દેશ ઉપર ફરી વળ્યો હતો. '૧૮ના સપ્ટેમ્બરમાં યુદ્ધ બંધ થયું, હિંદી લશ્કરની પહેલી ટુકડી મુંબઈ બંદરે ઊતરી અને એની સાથે આ પરદેશી તાવ હિંદના બંદરે ઊતરી પડચો. સપ્ટેમ્બરના છેલ્લા અઠવાડિયામાં મુંબઈમાં એની શરૂઆત થઈ અને ઑક્ટોબરમા એ આખા હિંદ ઉપર ફરી વળ્યો.

પેટલાદમાં પણ એ પૂરજોસથી શરૂ થઈ ગયેલો. ડૉક્ટર ઉપર એટલો બોજો આવે કે એ થાકીને, કંટાળીને સંતાઈ જાય ત્યારે આરામ મેળવી શકે. બીજી બાજુ એ ચેપી રોગ એટલે બધા દર્દીથી ડરે. સ્મશાન ભણી ચાલુ મડદાં જતા હોય એટલે રામ બોલો ભાઈ રામનો અવાજ કાયમ સંભળાયા કરે એટલે સાજાને પણ મનમાં ફફડાટ થયા જ કરે કે આપણો વારો ક્યારે આવશે તે શું કહેવાય?

છતાં આ સ્થિતિમાં ય ભાઈલાલભાઈ સોજીત્રામાં, પોતાનાં કુટુંબીઓ વચ્ચે માંદા પડચા હોય અને એમની ચાકરી કરવા, ખબર જોવા, માણસો ચારે બાજુ બેઠેલા નજરે પડે તેવી સ્થિતિ પેટલાદમાં હતી. ગુજરાતમાંથી પાટીદારો દક્ષિણમાં જઈને વસ્યા છે. તેમાં પેટલાદમાં મોટી વસ્તી છે. ભાઈલાલભાઈ પાટીદાર લત્તામાં રહેતા હતા. પાટીદાર તરીકે લોકોને એમના ઉપરે, સરકારી અમલદાર કરતાં વિશેષ પ્રેમ હતો. આ દર્દ ચેપી ગણાય છતાં એમની સારવારમાં પાંચદસ માણસ બેઠું ને બેઠું રહે. ત્યાંના પાટીદારો ઘરની અંદર ગુજરાતી ભાષા જ બોલે. બાળકો નિશાળમાં મરાઠી ભણે પણ નાનપણમાં ઘરમાંથી શીખે ગુજરાતી: જોકે પહેરવેશમાં

# પ્રસન્ન દામ્પત્ય

**કોને** પરણવું નથી ?

**પરણીને** કોને સુખી થવું નથી ? ખી થવું હોય અને સુખ લાવવું ન ાય તો વાર્તાકાર ઉપરાંત સમાજ હિત-ચંતક તરીકે પણ એટલા જ જાણીતા લેખા શ્રી ઈશ્વર પેટલીકરનું ટૂંક સમયમા ગટ થનાર સંસારલક્ષી પુસ્તક 'પ્રસન્ન મ્પત્ય' અવશ્ય વાચો.

**આ** અગાઉ 'સ્ત્રી' સાપ્તાહિકમા ક્રમશઃ પ્રગટ થયું છે અને તેના હજારો ચકોએ મુક્ત કંઠે પ્રશંસા કરી છે. તમે શુ એ વાચ્યા પછી પ્રશંસા કરશો અને ાહી મિત્રોને એ વાચવા ને વસાવવા ભલા-ણ કરશો એટલું જ નહિ પણ પ્રભુતામા ાલા આડના નવદંપતીને આવો ઉત્તમ ભેટ હોઈ શકે નહિ એમ માની ભેટ ાપવાનું ચૂકશો નહિ.





રે. છતાં લગ્ન કે મરણ ્રજની સાડી પહેરે. પુરુષો 'ણ ઘણા. પોતાના મૂળ એટલો પ્રેમ કે ભાઈલાલ-હોવાના કારણે ઘરધણીએ ગીની ખબર આપી મોટા-

ામાં શું થાય તે કહેવાય ાભાઈનો ઠપકો સાભળવો જ મોટાભાઈ તરફથી તાર ા) 'મને, પત્નીને અને

ટલો પ્રેમ કે ભાઈને કંઈક પે. પણ એકીસાથે બંને ભાઈલાલભાઈની કારકીર્દિ વસ મુરબ્બીપણાનો હક ાભાઈ તરીકે ઘરના વડી-મોટાભાઈની ઉપરવટ થઈ ન હતો!

હતા ત્યારે હાલ એમનું ગ ઊભો થયેલો. તે વખતે કે ટાઉન પ્લેનિંગની તો ોખાની જમીન છે એમ ી જોઈએ. રૂપિયા રોકડા ાડી આપવાનું હતું. પરંતુ ા હતી તે તો શરૂઆતમા

આવી છોકરમત ન કરવા વૃદ્ધોએ સલાહ પણ આપી : 'પૈસા હશે તો જ્યારે જોઈશું ત્યારે મકાનની જગા તો શું પણ બાંધેલી હવેલી મળશે. અત્યારથી ખોટું વ્યાજ ભરવાની શી જરૂર છે?'

ભાઈલાલભાઈએ મોટાભાઈને પુછાવ્યું. એમણે પણ ના પાડી. છતાં ભાઈલાલભાઈને લાગ્યું કે આ તક જવા દેવા જેવી નથી એટલે વિદ્યાર્થીવસ્થામાં, મોટાભાઈની ના છતાં જમીન ખરીદી, દેવું કર્યું છતાં એ જાણ્યું ત્યારે મોટાભાઈએ કંઈ કહ્યું નહિ!

એવો જ પ્રસંગ, મૂંગે મોએ સ્વીકારી લેવાનો '૧૫માં ભાઈલાલભાઈ માટે આવ્યો હતો. તે વખતે એમની પાસે જે ઘર હતું તે પિતાએ નાનીબા પાસેથી ખરીદું હતું. મોટાભાઈ માનતા હતા કે આ ઘર ખરીદ્યા પછી કુટુંબ દુઃખી દુઃખી થઈ ગયું છે. પિતા તે પછી ગુજરી ગયા. પિત્રાઈઓ સાથે એ કારણે વેર થયું. એકલા પડી જવું પડ્યું. દુઃખનો પાર ન રહ્યો. વળી એ મકાનમાં જે રહે છે તે નિર્વંશ થાય છે. જેને ભાડે રહેવા આપ્યું હતું તે પણ દુઃખી થયો હતો. મોટાભાઈને થયું કે આ ઘર જ અપશુકનિયાળ છે, વેચી દેવું જોઈએ.

'તે માટે મોટાભાઈએ ભાઈલાલભાઈની સલાહ પૂછી. એમણે લખ્યું કે, ઘર વેચવાની વાત કરશો નહિ: હું વહેમમાં માનતો નથી છતાં વેચવું હશે તો ય નવું ઘર બાંધ્યા પછી એ વાત. તોપણ મોટાભાઈએ એમને જણાવ્યા વગર ઘર વેચી દીધું અને ભાઈલાલભાઈને એની ખબર આઠ મહિને પડી! મોટાભાઈએ જે કર્યું તે સત્તાવીસ માની એ વાતની ચર્ચા એમણે મોટાભાઈ આગળ કરેલી જ નહિ.

આમ બંને ભાઈઓ એક હતા અને એકબીજાને પોતાથી જુદા માનતા ન હતા એ સ્થિતિમાં ભાઈલાલભાઈથી મોટાભાઈની અસહાય સ્થિતિ કેમ વેઠાય? ભરૂચ અને અંકલેશ્વરની વચ્ચે, ખેતીવાડી ફાર્મ ઉપર જંગલમાં એ રહેતા હતા. ભાભી અને ભત્રિજો

પણ એ રોગના પંજામાં ફસાયા હતાં. ત્યાં એમનું આપ્તજન ચાકરી કરનાર કોણ? અધીં રાતે જરૂર પડે તો પાણી પાનારા કોણ? એમણે પત્નીને કહ્યું : 'તું મોટાભાઈ પાસે જા. જંગલમા એમનું ત્યાં કોણ?'

કોઈ પણ સ્ત્રી, પતિને ભયંકર રોગને બિછાને મૂકી જેઠ જેઠાણી તરફ ગમે તેટલો પ્રેમ હોય તોપણ એમની ચાકરી કરના શી રીતે જઈ શકે? એનો પગ શી રીતે ઊપડે? હૈયું કહ્યુ શી રીતે કરે?

ગંગાબહેનના જીવનમા પતિની મરજી વિરુદ્ધ જવાના પ્રસંગો સામાન્ય રીતે આવતા નહિ છતાં લડાઈ બંધ થઈ ત્યારે જ એમણે છુટકારાનો દમ ખેંચ્યો હતો. લડાઈ માટે માણસોની ભરતી કરવાનું કામ શરૂ થયું ત્યારે '૧૬માં ભાઈલાલભાઈએ પોતાનું નામ લખાવ્યુ તે હકીકત જાણતાં ગંગાબહેને પતિના એ પગલાનો વિરોધ કરેલો. અને પતિને લડાઈમાં જવાનું થશે એ બીકે એમનો જીવ ઊંચો રહ્યા કરતો હતો. પ્રજાએ સાહસિક થવુ જોઈએ એ ઇરાદાએ ભાઈ-લાલભાઈ પોતાના હાથ નીચે કામ કરનારને પણ એમા જવા પ્રોત્સા-હન આપતા હતા. એમણે પોતાનું નામ આપ્યું હતું એટલે બીજા ૪૦ જણે પોતાનાં નામ લખાવ્યાં હતા. ગંગાબહેન ગમે તેટલી હઠ કરે પણ બીજાને રસ્તો ચીંધનાર પોતે ઘરમા છુપાઈ બેસે શી રીતે?

પરંતુ ગંગાબહેનની વહારે એક્ઝીક્યુટીવ એન્જિનિયર ધાયા. "ભાઈલાલભાઈને છૂટા કરીને મોકલવાનું" કહેણુ આવ્યુ ત્યારે એમણે ના લખ્યું—એમનુ અહીંનું કામ પણ આડકતરી રીતે લડાઈને મદદ કરી રહ્યુ છે એટલે મોકલી શકાય તેમ નથી. એક વરસ પછી બીજી ઉઘરાણી આવી ત્યારે પણ એમણે એ રીતે ના પડી. છેવટ ત્રીજી ઉઘરાણી '૧૮માં તાકીદની નીકળી કે કોઈ પણ દલીલ કર્યા વગર આ વખતે એમને રવાના કરો. એટલે જો જવાનું થયું હોત તો ગંગાબહેનની શી સ્થિતિ થાત તે કલ્પવી મુશ્કેલ હતી. પરંતુ

એનો અમલ કરવાનો પ્રસંગ આવે ત્યાં લડાઈ બંધ થઈ! ગંગાબહેને છુટકારાનો દમ લીધો. પોતાના—તારાસ્નાનના વ્રતને લીધે પ્રભુએ ઇચ્છા પૂરી એમ પણ એમણે મનમાં માન્યું હશે. સવારમાં વહેલાં ઊઠી, સૂર્યના પ્રકાશથી તારાઓ અદસ્ય થઈ જાય તે પહેલાં સ્નાન કરી લેવું. મોડું થાય તો તે દિવસે અપવાસ. આ વ્રત એમણે મરતાં સુધી કરેલું.

લડાઈનો ભય ગયો અને ઇન્ફ્લુએન્ઝાનો પ્રત્યક્ષ ભય આવીને એમની સન્મુખ ઊભો રહ્યો. રોજ રોજ જે મરણો ચેવલામાં ટપોટપ થઈ રહ્યાં હતાં તે જોતાં ગંગાબહેને પતિથી દૂર ન જવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી: 'તમને આવા મૂકી હું શી રીતે જઈ શકું એનો તો વિચાર કરો.'

ભાઈલાલભાઈ : 'એ ખરું. પણ અહીં મારી ચાકરી કરનાર ઘણા છે. મોટાભાઈ અને ભાભીને જંગલમાં પાણી પાનાર કોઈ નથી.'

ગંગાબહેનની આંખમાંથી પાણી છલકાઈ ગયું. મોં ઉપરનો ભાવ કહેતો હતો કે, ગમે તેટલા ચાકરી કરનાર હોય પણ મારો જીવ શી રીતે ઝાલ્યો રહે? દલીલ કરી : 'મારું શરીરેય એટલું બધું શું સારું છે? સુવાવડ ગયાં દોઢ મહિનો થયો છે. ધાવણી દીકરી (સુભદ્રા) વળી સાથે રહી.'

પત્નીની અંતરની મુસ્કેલી ભાઈલાલભાઈ નહોતા સમજતા એમ નહિ, પરંતુ મોટાભાઈને આવા વખતે મદદરૂપ ન થવાય તો પછી એનો અર્થ શો? એમણે બીજો રસ્તો કાઢ્યો. પોતે પણ સાથે જાય. ફર્સ્ટ કલાસમાં મુસાફરી કરશે એટલે પોતાને હરકત નહિ પડે એમ જણાવ્યું. ગંગાબહેનને એ વાત ગળે ઊતરી પણ ડૉકટરે ના પાડી. કહ્યું કે, એટલો શ્રમ વેઠી શકે તેવી સ્થિતિ ન ગણાય. આરામની જ આમાં જરૂર રહી. ગંગાબહેનને હવે બેમાંથી એકની પસંદગી કરવાનું માથે આવી પડ્યું. પતિને સાથે લઈને જાય છે તો જોખમ છે. પોતે એકલાં નથી જતાં તો પતિ રોકા-

વાના નહિ. પતિ સાથે રહેવાથી ગંગાબહેન અમુક સ્વભાવ–હક તો જાણી ગયાં હોય ને? છેવટ એ એકલાં, બેબી સાથે જવા તૈયાર થયા, ગયાં. એ ચિત્ર કોઈ ચિત્રકાર દોરે તો?

ગંગાબહેન જે દિવસે ભરૂચ પહોચ્યા તે દિવસે જ મોટાભાઈ ગુજરી ગયેલા. ત્રણ કલાક પહેલાં દીકરો ગુજરી ગયેલો. એ ઇન્ફ્લ્યુએન્ઝામાં સપડાયા એટલે એમના મિત્ર, ગજપીપળા રાજ્યમાં ખેતીવાડી શરૂ કરી હતી તે ભાગીદાર, નાથાભાઈએ આખા કુટુંબને ભરૂચમા, પોતાને ઘેર તેડી આવ્યુ હતું. જીવવાની મોટાભાઈને જ્યારે આશા ન રહી ત્યારે નાથાભાઈને કહ્યુ : 'જે જણુશો, ચાવીઓ વગેરે છે તે ભાઈલાલ આવે ત્યારે એને આપજો.' અને બાજુમાં જ માંદી પત્નીનો ખાટલો પડચો હતો તેના તરફ હાથ કરી ઉમેર્યું : 'આ માગે તો પણ એને કંઈ ન આપત.' અને પત્નીને ઉદ્દેશી છેલ્લું કહ્યું : 'હવે પછી તારે ભાઈલાલ કહે તેમ કરવાનું.' અને એ રીતે ભાઈલાલ, મારો ભાઈલાલ કરતા કરતાં મોટાભાઈ ગયા.

આ ઇન્ફ્લ્યુએન્ઝાના વાવાઝોડાએ એકોબર માસમા જ હિંદુસ્તાનમાંથી ૬૦ લાખ માનવવૃક્ષો ઉથલાવી નાખ્યા હતા. અને એની અસરથી તે પછી જે મરી ગયાં તે જુદાં. કાયમનાં ભાંગલાં કરી નાખ્યા તે જુદા. ભાઈલાલભાઈના કુટુંબની જ વાત કરીએ તો, એમના નાના દીકરા(રમણ)ને થયો હતો. ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં મોટો દીકરો ભણતો તેને પણ થયો. એટલે એને મોસાળ મૂકી આવવામાં આવ્યો ત્યારે ત્યાં નાના–નાનીના ખાટલા ઢળાયેલા હતા અને બને જણ ગુજરી ગયાં. તે વખતે ભાભી બચી ગયાં હતાં, પણ એની જ અસરને લીધે ૭ મહિના પછી ભાભી પણ ગયાં. અને ગંગાબહેનને હૃદયરોગની શરૂઆત એમાંથી થઈ. પતિની આજ્ઞા માનીને એ મોટાભાઈની ચાકરી કરવા હૃદય કઠણ કરીને ન છૂટકે ગયા તો ખરાં, પણ એ

આઘાત, લાગણી, સુવાવડની તાજી માંદગી, મોટાભાઈ અને ભત્રીજાનું મૃત્યુ, આ બધા સંજોગોને લીધે ત્યારથી એમના શરીરમાં હૃદયરોગ કાયમનો દાખલ થઈ ગયો અને તે પછી બારમે વર્ષે એ રોગે જ એમનો જીવ લીધો. આમ એક કુટુંબ ઉપર આટલી આફત ઊતરી તો એ હિસાબે હિંદુસ્તાનને એ હુમલે કેટલું ઝખમ કરી નાખ્યું હશે?

ઇન્ફ્લ્યુએન્ઝાનો હુમલો વળી ગયો અને ભાઈલાલભાઈને આરામ થયો એટલે નવેમ્બર માસમાં એ રજા લેઈને સોજીત્રા ગયા. વિધવા ભાભી અને પાંચ વરસના ભત્રિજાની જવાબદારી એમના ઉપર આવી પડી. ભાઈલાલભાઈ આ કરતાં ય વિશેષ જવાબદારી ઉપાડી શકે તેટલા શક્તિશાળી હતા. પરંતુ વેરાં સાથે કામ રહ્યું એટલે ભવિષ્યમાં મિલકતને નિમિત્તે ભાભીના કાન ભંભેરી કોઈ વિખવાદ ઊભો ન કરાવે તે માટે કુટુંબમાંથી સાતઆઠ જણને બોલાવીને મિલકત વહેંચણીનું લાંબું કરાવ્યું. અને તે દિવસે કેટલી મિલકત હતી તેનો દસ્તાવેજી પુરાવો રહે તે માટે એ લાંબું રજિસ્ટર્ડ કરાવ્યું. ભાભીને દુઃખ થયું. પતિ જતાં પોતાને સંયુક્ત કુટુંબમાંથી અળગાં કરવામાં આવે છે તેવું દેખાયું.

ભાઈલાલભાઈએ કહ્યું : 'જુઓ ભાભી, આપણું કંઈ જુદું નથી. ચાલવાનું છે તો આપણું બધું ભેગું. અમે બંને પતિ-પત્નીએ તો મોટાભાઈ ગયા એટલે તમારા બાબુને અમારો જ એક દીકરો ગણી લીધો છે. પરંતુ કુટુંબમાં કોઈ વિખવાદ ન ઘલાવી શકે તે માટે જ આમ કર્યું છે.'

તે પછી ૭ મહિને ભાભીએ દુનિયા ઉપરથી વિદાય લીધી ત્યારે ભાઈલાલભાઈએ એમને કહ્યું : 'બાબુમાં જીવ રાખશો નહિ. એ અમારો જ દીકરો છે.' મોટાભાઈનો આત્મા જ્યાં હશે ત્યાં એ શબ્દો સાંભળી કેટલો હરખાયો હશે?'

૧૩

## બિલાડીને કોટે ઘંટ બાંધ્યો!

'૨૧મા રજા ઉપર ભાઈલાલભાઈ ઘેર આવ્યા હતા. એ સોળ-ત્રામા આવે એટલે જુવાનિયાઓનું ટોળું એમને ઘેર ભરાય, અલક-મલકની વાતો થાય. તેમાંથી પસાભાઈ (કાકાના દીકરા)એ એક વાત મૂકી : 'આપણા કુટુંબમાં વાસણની મોટી મુશ્કેલી છે. ગઈ સાલ મારે ત્યાં જાન આવી ત્યારે ગોચીના પંચના વાસણ લાવવાં પડેલાં...'

વચ્ચે બીજા ભાઈ: 'આ સાલ સિંહસ્થનું વરસ છે એટલે ગઈ સાલ લગ્નો વધારે નીકળ્યા તેથી અડચણ પડી, બાકી બીજી નાતના લેવા જવા પડે એવું નથી બનતું.'

પસાભાઈ: 'એ ખરું, પણ આપણા કુટુંબ(ભઈજીભાઈ)નાં પૂરતાં સ્વતંત્ર વાસણ હોય તો બીજાની પાસે માગવા જવું ન પડે.'

ભાઈલાલભાઈ: 'વાસણ લાવવાં હોય તો કેટલા રૂપિયા જોઈએ?'

ક્યાં ક્યા વાસણ લાવવા જોઈએ તે ગણીને એક બે જણે અડસટો કહ્યો : 'બસો ત્રણસો રૂપિયા જોઈએ.'

ભાઈલાલભાઈ: 'બસો રૂપિયા હું આપીશ. બાકીના કુટુંબ-માંથી ઉઘરાવી લ્યો અને લાવો વાસણ.'

પસાભાઈ: 'એ તો તમે કામ માથે લો તો જ બનશે. બાકી રજાઓ પૂરી થશે અને તમે ચાલ્યા જશો એટલે વાત ખોળંબે પડી જશે.'

સામાજિક કામ કરી બતાવવાનું જુવાનિયાઓને પાણી ચડી

આવ્યું હોય તેમ બીજા બોલી ઊઠ્યા: 'ખોળ'એ શું પડે? કુટુંબના બધાને કરો ભેગા અને મૂકો વાત. ભાઈલાલભાઈ બસો આપે. છે એટલે ઘર દીઠ પાંચ રૂપિયાનું જ મોત છે કે બીજું? જોઈએ તો ખરા એટલા આપવાની કોણ ના પાડે છે.'

તરત જ કુટુંબના જે સભ્યો ઘેર હતા તેમને બોલાવવા જુવાનિયાઓ નીકળી પડ્યા અને પંચ એકું. વાત બધાએ વધાવી લીધી. કુટુંબના એક ડાહ્યા, અને ગુણ પ્રમાણે નામ પણ ડાહ્યાભાઈ, એમને તો સહિયારા ખાતે પાઈ આપવાની થાય કે એમાંથી કેમ છટકબારી શોધવી એ જ કામ. કારણમાં, એ નિઃસંતાન હતા એટલે પોતાનો કયો દીકરો ભોગવવાનો હતો કે સહિયારામાં આપવું જોઈએ? પણ ડાહ્યા એટલે એ પોતે વિરોધ ન કરે, અંગૂઠે કમાડ ઠેલી આપે. ડાહ્યાભાઈનો આ સ્વભાવ જાણીતો એટલે એમણે બોલવાની શરૂઆત કરી. બધાને લાગ્યું કે આ કંઈ ઇદમ્ તૃતિયમ્ ઊભું કરીને વાત તોડી ન નાખે તો સારું.

ડાહ્યાભાઈ: 'આ કામ તો તમે સારું ઉપાડયું છે. વાસણની જરૂર પણ ઘણી છે! પરંતુ આપણા સહિયારા રૂપિયા કોઈને ઘેર જમા પડી રહે અને આપણે તે ન વાપરતાં નવા ઉઘરાવીએ એ બરાબરં છે......'

ભાઈલાલભાઈ વચ્ચે બોલી ઊઠ્યા: 'શાના રૂપિયા?'

ડાહ્યાભાઈ: 'આપણી ખડકી(ભવાનીદાસ)ની સહિયારી વાડી (ખેતર) છે. એની સાંથ આવા કામમાં વાપરવા કામ લાગે તે માટે વહેંચી લેવાતી નથી. એ જમા રકમ નહિ નહિ તો ય મોદીને ઘેર વાસણ લાવી શકીએ તેટલી ભેગી થઈ હશે. કુટુંબ ખાતે વાસણ લાવશો તો ય ખડકીમાં બધાને આપવાં પડશે. તો પછી ખડકી ખાતે સહિયારી રકમમાંથી શું કામ ન લાવવાં?'

ભાઈલાલભાઈને એ વાત ગળે ઊતરી. થયું, એ વિચાર પણ સારો છે. પૂછ્યું: 'એ વાડીનો વહીવટ કોણ કરે છે?'

તે જાણવું છે.'

મગનભાઈ : 'મારે વાંધો નથી.'

'તમે હા પાડશો ને ? બધા ભેગા થાય ત્યારે ?'

'હા.' મગનભાઈ મોટેથી બોલ્યા. પણ અંદર તો પટેલ પેચ રમતા હતા—બધાને ભેગા કરી હા પડાવતાં કેટલી વીસે સો થાય છે તે તો કરશો ત્યારે સમજ પડશે.

રાત્રે ઘડિયા વેરાઈ માતાની સામેના ઓટલે ભેગા થયા. ભાઈલાલભાઈ અને બીજા જુવાનિયા ભેગા મળી ત્યાં ગયા. બે મુરબ્બીઓને પૂછવાનું બાકી હતું તે ત્યાં હાજર હતા. મગનભાઈએ જે વલણ લીધું હતું તે પણ સહાનુભૂતિભર્યું નહોતું એટલે એમને બોલાવ્યા. અને એમની સમક્ષ આખી વાત મૂકી.

અર્ધો કલાક થયો પણ કોઈએ કંઈ જવાબ ન આપ્યો. કહ્યું : 'વાંધો હોય તો કારણ આપો, નહિ તો સંમતિ આપો.'

છતાં કંઈ જવાબ નહિ.

છેવટ ભાઈલાલભાઈનો મિજાજ ગયો. એમણે છેલ્લી વાત કરી. 'કોઈ જવાબ આપતા નથી એનો અર્થ જ સહિયારી વાડી તમારે બથાવી પાડવી છે. પણ કાલ સવારે જ હું, અમારા કુટુંબ વતી એનો કબજો લઉં છું. જેને રોકવો હોય તે હવે ત્યાં આવે.' અને જુવાનિયાઓને ઉદ્દેશી કહ્યું : 'ચાલો, જોઈએ હવે કાલે કોણ વાડીના ધણી થતા આવે છે.'

જ્યાં છેવટની નોટીસ સાંભળી એટલે એક વડીલ બોલ્યો : 'આમ, ભાઈલાલ, આકળા થવાની ક્યાં જરૂર છે ? આ કંઈ અમારું એકલાનું ઓછું છે ? પાંચે પ જણ ભેગા થઈ હા પાડતા હોય તો અમારે શું વાંધો હોય ?'

તરત બે જણ બાકી હતા તેમને બોલાવી લાવવામાં આવ્યા. મગનભાઈએ નવો ઇરશુ કાઢયો : 'જમા છે તે રૂપિયા ખર્ચી નાખશો તો, હાલ સીદી સરવેનું કામ ચાલે છે અને કંસારાવાડમાં આપણી

સહિયારી જમીન (ધરયાળની) છે તેનો ઝઘડો છે. એમાં જો કેફિ-યત થાય અને રૂપિયા ભરવાના થાય તો પછી લાવવા ક્યાંથી? એનો નિકાલ ન થાય ત્યાં સુધી આ રકમ ખર્ચી નંખાય નહિ. કારણ, બધા સૌ સૌને ઘેર બેસે અને રૂપિયા ભરવાના આવે અમારા પાંચને માથે.'

ભાઈલાલભાઈ: 'કેફિયતની જવાબદારી મારી. એ પેટે જે રૂપિયા ભરવાના આવશે તે હું ભરી દઈશ. હવે આ પૈસાનો નિકાલ કરો.'

એક વડીલે વાતને ટાઢી પાડતા કહ્યું: 'તો કાલે સવારે ભેગા થાઓ. હિસાબ કાઢીએ. કેટલી રકમ થાય છે તે જોઈએ. અને શું કરવું તે નક્કી કરી નાખો.'

પણ બીજે દિવસે દેડકાંની પાચશેરી ભેગી ન થવા દેવી એમ પાંચે ય જણે અંદર અંદર સંતલસ કરી છૂટા પડયા હતા.

જે સાંથ લાવતા અને જમે કરાવતા તે મુખ્ય વહીવટદાર ચુનીભાઈ પાસે સવારમાં ટુકડી જઈને ઊભી રહી. કહ્યું: 'ક્યાં મળવાનું છે?'

ચુનીભાઈ: 'મને ખબર નથી.'

'તો કોને ખબર છે?'

'ચતુરકાકાને પૂછો.'

ચતુરકાકાના દીકરા રામભાઈ અને ભાઈલાલભાઈ એમની પાસે ગયા. વંડાનું કામ ચાલે. સુતાર-કડિયા કામ કરે. કાકા કહે: 'મને વખત નથી.'

ભાઈલાલભાઈ: 'કાકા, સૌ પહેલા તમને પૂછીને કામ કર્યું છે. હવે વખત નથી એમ કહી અમારી ફજેતી કરવી છે?'

રામભાઈ: 'હું અહીં બેસું છું. કામ નહિ બગડે. તમે જાઓ ભાઈલાલ સાથે.'

કાકાને ઊઠવું પડ્યું. મોદીની પાસે લઈ ગયા. હિસાબ કઢાવ્યો.

લગભગ રૂ. ૪૩૦નો આંકડો નીકળ્યો. પછી કાકાને કહ્યું: "બોલો હવે શું કરવું છે?'

કાકા રાતે ખાનગીમાં નક્કી થયા પ્રમાણે: 'ફલાણા મુરબ્બીને પૂછો.'

ભાઈલાલભાઈ મુરબ્બીને ઘેર ગયા. સવારના સાડાદસનો ટાઇમ હતો ત્યા મોટા ભાભીએ કહ્યું: 'એ તો જમીને સૂઈ ગયા છે!'

ભાઈલાલભાઈને થયું કે જમાના ખાધેલા પટેલિયાઓ ચમત્કાર વગર નમસ્કાર નહિ કરવાના એ ચોક્કસ. ચાર વાગ્યે બધા મુરબ્બીઓ ડેલે બેસે ત્યાં છેલ્લી વાત કરી નાખવાની યોજના વિચારતાં ભાઈલાલભાઈએ રામભાઈને કહ્યું — તમારે મારી સાથે આવવાનું છે.

રામભાઈ ઓછું ભણેલા. આવા કાવાદાવામાં દલીલબાજી કરવાનું ફાવે નહિ. એમનું કામ તો શક્તિ બતાવવાનું હોય ત્યારે એ ધારિયું લેઈને નીકળે તો કોઈની દેન નથી કે સામી ટક્કર ઝીલી શકે. એમનાથી બધા એ બાબતમાં ધ્રૂજે. એટલે રામભાઈએ કહ્યું: "હું આવીને મુરબ્બીઓ આગળ શું કરવાનો હતો?'

ભાઈલાલભાઈ: 'આજે તમારું જ કામ છે. મુરબ્બીઓને મોટી મોટી મૂછો છે અને એની ઉપર લીંબુ ઠરે છે. બાચકો ભરીને એ ખેંચી કાઢ્યા વગર એમની આંખ ઉઘડે એવી નથી. બનશે એ?'

રામભાઈ: 'એ મારું કામ!'

મંડળમાં જે વાત થઈ તે જશભાઈએ ઘેર જઈ એમના પિતાને કરી. પિતાએ એમના કુટુંબના પ્રતિનિધિ ચુનીભાઈને જણાવ્યું: "જુઓ, તમારી દાનત સાફ હોય તો વાસણ ખરીદો. અને દાનત શુદ્ધ ન હોય તો પણ ઘણી જાગ્યાં છે એટલે ચોરે લાગવું પડશે. સાંજે ચાર વાગ્યે રામભાઈને લેઈને ભાઈલાલ આવવાનો છે અને કોઈની ઇજ્જત રહેવાની નથી. માટે વેળાસર સમજી જાઓ.' ચુની-

ભાઈએ રામભાઈની વાત બધાને પહોંચાડી એટલે બધા ચેતી ગયા કે હવે હુંઠામા હેલે નહિ ચાલે.

ચાર વાગ્યે રામભાઈ સાથે ભાઈલાલભાઈ બેઠકનો દાદરો ચડયા અને મેડે ગયા તે સાથે એમની ઉપર અતિશય હેત આવી ગયું હોય તેમ એક મુરબ્બી બોલ્યા : 'આવો, આવો, ભાઈલાલ. આ તમે બહુ સારુ કામ ઉપાડયું છે...'

ત્યા વચ્ચે બીજા મુરબ્બી બોલ્યા : 'જમે મૂકેલા રૂપિયા લાવવામા તો માખણનું ઘી છે. રૂક્કો લખાને મોકલીએ કે તરત રૂપિયા મળી જશે. પણ તમે આટલુ કામ ઉપાડયુ છે ત્યારે આપણા સહિયારા પાછલા રૂપિયા બીજાઓને ઘેર પડયા છે તે ભેગા કરી લો ને. નિમિત્ત છે એટલે એ નીકળી જશે. આવો મોકો ફરી નહિ આવે.'

ત્રીજા : 'તમારી ટોળીમા બેસે છે તે જશભાઈના બાપ પાસે ૨૫ વર્ષથી પડયા ગ્યા છે. મૂળજીભાઈને ઘેર છેલ્લાં કેટલા ય વગ-સોથી પરમડીનો રૂપિયો (મરણ પ્રસગે) ન ખાય છે તે રકમ ભેગી થઈ છે. અમુકને ઘેર આટલા છે, અમુકને ઘેર આટલા છે.'

ભાઈલાલભાઈએ એમની પાસેથી કાગળ લઈને ચારેય નામ નોધ્યા. મુરબ્બીઓએ એકબીજા સામુ જોયુ. ગાડી ધાર્યા પ્રમાણે પાટે ચડી છે. છો હવે કૂટે બીજાઓ સાથે કુસ્તી.

ભાઈલાલભાઈ: 'વસૂલ કરવાની જવાબદારી અમારી. પણ અમે એ લહેણા અગે કંઈ જાણતા નથી, સાબિત કરવાની જવાબ-દારી તમારી.'

એ સાથે, જેમને પોતાને ઓકવુ પડે તેમણે બીજાઓ પાસે રકમ હતી તેમના નામ પણ લખાવ્યા. તેમાથી જેમણે પ્રથમ નામ આપ્યા તેમની તળે પણ રેલો આવ્યો. આમ દસબાર નામ બધાં થઈને થયા. આ બધાને ખૂચતું હતું પણ બિલાડીને કોટે ઘંટ કોણ બાંધે? ભાઈલાલભાઈ એ બાંધવા તૈયાર થયાં એટલે બધાંને

રસ પડયો. રાતે ૬૦-૭૦ માણસો ભેગા થયા. વાતાવરણ એવું ગરમાગરમ હતું એટલે બધા આપવા કબૂલ થયા. અનામત હતા એટલે વ્યાજ નહિ આપીએ તે દલીલ કરી. અને બીજે દિવસે ચપોચપ બધી રકમ આવી ગઈ. પરબડીના વહીવટવાળા ઘેર નહોતા એટલે એ રકમ ફક્ત બાકી રહી ગઈ. આમ-નવા ચારસો જેટલા રૂપિયા મોદીને ત્યાં જમા મુકાયા. અને ભાઈલાલભાઈ માગે ત્યારે આપવા તેમ એને કહેવામાં આવ્યું.

મૂળ વાસણના રસમાંથી જુવાનિયાનો રસ વહીવટ સંભાળવા તરફ ગયો. કંસારાવાડમાં સહિયારી ઘરથાળની જમીન છે એવું મોટા ભાગના જાણતા ન હતા. આગેવાનોએ પોતાનો કબજો કર્યો હતો. પરબડીનો વહીવટ કરતા મૂળજીભાઈએ અર્ધો ભાગ બથાવી પાડેલો અને ત્રીસ વર્ષનો કબજો, ભાડાચિઠ્ઠીઓ બતાવી, સીટી સરવેમાં પોતાને નામે ચડાવવા તૈયારી કરેલી. પાંચમા ભાગનો કબજો ચતુરકાકાએ કરેલો. બાકીનો ભાગ બીજાઓએ બથાવેલો.

જુવાનિયાઓ ભેગા થઈને જમીનનો ભવાનીદાસની આખી ખડકી ખાતે સહિયારો કબજો લેવા ગયા. પાયા ખોદ્યા અને કમ્પાઉન્ડ કરવાની તૈયારી કરી. મૂળજીભાઈ પોતાનો અર્ધો ભાગ લૂંટાઈ જતો જોઈ રોકવા તો આવ્યા પણ ટોળા આગળ શું ચાલે? પેટલાદ ફોજદારી કરવા જવા તૈયાર થયા એની ખબર પડતાં રસ્તામાં પોસ્ટ ઓફિસ આગળ એમને ઘેરી લીધા. ખેંચીને પડયા ભોંયે. એમાં મોટી ઉંમરના ટરેલ પણ ભળ્યા હતા. એકે કહ્યું—સહિયારી જમીન બથાવી પાડવાની નાગાઈ એમણે માંડી છે માટે એમનું ધોતિયું ખેંચી લઈ નાગા જ કરો! એ ચીસ પોકારી ગયા. ફોજદારીની વાત જવા દીધી. જમીનનો કબજો આખો મળી ગયો. ફક્ત પરબડીના વહીવટના રૂપિયા જતા કરવા પડયા. સીટી સરવેમાં એ

જમીન ખડકીના નામે નંધાઈને પછી રૂા. ૬૪૦૦માં વેચી દીધી. આમ લગભગ રૂા. ૭૨૦૦ની રકમ થઈ અને દરેક કુટુંબ દીઠ રૂા. ૧૪૦૦ જેટલી રકમ હાથ આવી એટલે બધાંએ સ્વતંત્ર વાસણ ખરીદ્યા. સહિયારી વાડીનું રજિસ્ટર્ડ લાંબું થયું. અને આમ મ્યાઉં કરતા પટેલિયાઓને કોટે જુવાનિયાઓએ ઘંટ બાંધ્યો !

૧૪

## અંગ્રેજ ઇજનેરોએ ચોંચા કરડયા

૧૯૨૩ના જૂનની ૨૩મી તારીખે મુંબઈ સરકારની પૂનામે મળેલી કાઉન્સિલે સક્કર બરાજનું કામ શરૂ કરવાનું બિલ મંજૂર કર્યું. ભાઈલાલભાઈ તે વખતે પૂનામાં નોકરી ઉપર હતા એટલે એમના ખાતાને લગતો એ વિષય હતો એટલે બિલ મંજૂર થયું કે તરત એમની ઑફિસમાં વાયુવેગે સમાચાર આવી ગયા. થોડી વારમાં, એ બિલની ચર્ચા વખતે હાજર રહેલા એમના સુપરિન્ટેન્ડેન્ટ એન્જિનિયર મિ. ફરામજીએ ઑફિસમાં આવતાં જ ભાઈલાલભાઈને તેડું મોકલ્યું.

ફરામજીએ પૂછયું: 'સક્કરનું બિલ મંજૂર થયું તે ખબર પડી?'

ભાઈલાલભાઈ: 'હા જી.'

ફરામજી: 'તમને ખુશ ખબર આપવાની છે માટે મેં

આપ્યો છે. સિંધ જવાની તૈયારી રાખજો.'

ભાઈલાલભાઈ: 'સાહેબ, જવાની તૈયારી જ છે જ, પણ સિંધનો ઉનાળો જતાંવેંતજ વેઠવાનો આવશે તો મુશ્કેલ પડશે એટલે શિયાળામાં જવાનું થાય તેમ બને તો જોજો.'

ફરામજીએ એની નોંધ કરી લીધી. અને તે માન્ય રહી હોય તેમ ડિસેમ્બરની ૪થીએ ભાઈલાલભાઈને સિંધ જવાનો હુકમ આવ્યો.

૧૮૪૩માં હૈદ્રાબાદના મીર પાસેથી અંગ્રેજોએ સિંધ જીત્યું ત્યારે કરાંચી બંદરના ઉત્પન્ન સાથે સિંધની આવક વાર્ષિક પંદર લાખ રૂપિયા હતી. નાની નહેરો તે વખતે જે બિસ્માર હાલતમાં હતી તેને સુધારવા અને વધારવા અંગ્રેજ સરકારે એક એક્ઝીક્યુટીવ એન્જિનિયરની નિમણૂક કરી. ૧૮૪૫માં એણે પહેલો રિપોર્ટ કર્યો કે સક્કર આગળ એક બંધ બાંધી નહેરો કાઢવામાં આવે તો આખા પ્રદેશની ખેતી સારી થઈ શકે

આથી સક્કર બરાજના નકશા બેત્રણ વખત થયા, પણ એને મંજૂર કરવાની સત્તા સેક્રેટરી ઑફ સ્ટેટને હોવાથી નકશાઓ લંડન જતા, તેના ઉપર કમિટીઓ નીમાતી અને એક કે બીજું કારણ બતાવી પાછા ધકેલાતા. મુખ્ય કારણ ખરી રીતે એ હતું કે અંગ્રેજોનું પોતાનું હિત નહેરો કરતાં રેલ્વેમાં સમાયેલું હતું. રેલ્વેને લીધે વિલાયતનો માલ ઓછામાં ઓછા ખર્ચે હિંદને ખૂણે ખૂણે પહોંચી શકે અને કાચો માલ ઓછા ખર્ચે લઈ જઈ શકાય. ઉપરાંત લશ્કરની ત્વરિત હેરફેર માટે પણ રેલ્વેની અગત્ય હતી.

બીજી બાજુ, નહેરોથી દેશની સમૃદ્ધિ વધે અને આમ પ્રજા આબાદ થાય, જે સામ્રાજ્ય સાચવી રાખવા માટે ભયપ્રદ ગણાય એટલે નહેરોનાં કામ એક યા બીજે બહાને મુલતવી રાખવામા આવતાં. ફક્ત હિંદના જે સ્થળે લડાયક પ્રજા હતી ત્યાં એમને વફાદાર રૈયત બનાવવા માટે નહેરોનાં કામ કરવામાં આવતાં હતાં.

શીખો પાસેથી પંજાબ જીતાયા પછી પંજાબ અને સરહદની નહેરો આ દૃષ્ટિએ થઈ હતી. ઉત્તર પ્રદેશની ગંગાની નહેરો અને મદ્રાસ ઇલાકાની નહેરો પણ આ રીતે નીકળી હતી. ૧૯મી સદીમાં આ સિવાય નહેરો માટે પ્રજાના હિતમાં પ્રયત્ન કરવામાં આવ્યો ન હતો. પરંતુ ૧૯૦૦માં ભયંકર છપ્પનિયો દુકાળ પડ્યો અને લાખો માણસો મરી ગયાં એટલે ભૂખમરા સામે રક્ષણ મેળવવા પૂરતી થોડી નહેરો કરવાનો નિર્ણય થયો.

આ હિસાબે ૨૦મી સદીની શરૂઆતમાં મહારાષ્ટ્રમાં નહેરો થઈ. ગુજરાત માટે કોઈ બોલનાર ન હતું એટલે કંઈ ન થયું. સિંધમાં પણ નાના નાની નહેરોનાં કામ હાથમાં લેવાયાં હતાં. સક્કર જેવી મોટી નહેરો કરવામાં સરકાર પોતાનું અહિત જોતી હતી. પરંતુ પ્રથમ વિશ્વયુદ્ધમા જર્મન સબમરીનોએ અંગ્રેજોના સમુદ્રના વેપારને ભારે મુસીબતમાં મૂકી દીધો અને લડાઈમાં જોઈતી ચીજો માટે સામ્રાજ્યને ઇંગ્લેન્ડ અને અમેરિકા ઉપર મોટો આધાર રાખવો પડ્યો. યુદ્ધ જીતાયું પણ અંગ્રેજોએ બોધપાઠ લીધો કે ભવિષ્યમાં યુદ્ધ આવે ત્યારે યુદ્ધમાં જોઈતી ચીજો સામ્રાજ્યમાંથી મળી શકે તેવી સ્થિતિ ઊભી કરી દેવી જોઈએ. આ જોઈતી ચીજોમાં મુખ્ય બે વસ્તુ હતી—કપાસ અને ઘઉં. આ બંને ચીજો સિંધ અને પંજાબમાં મોટી નહેરો કરવાથી મેળવી શકાય એ ગણતરી કરીને યુદ્ધ બંધ પડતાં જ સિંધમાં સક્કર બરાજની અને પંજાબમાં સતલજ વેલીની બે યોજનાઓ કરવાના હુકમ છૂટી ગયા. સક્કરની યોજના અંગે ૭૦–૭૫ વર્ષથી ફક્ત વાતો જ ચાલતી હતી તે આખી યોજનાએ ત્રણ વરસમાં આકાર લીધો અને સેક્રેટરી ઑફ સ્ટેટની મંજૂરી પણ મળી ગઈ.

તે તેમને મુંબઈ રાજ્યમાં મુખ્ય એન્જિનિયર તરીકે મિ. આર્ટી દેરાસન હતા. તેમના નાના ભાઈ મિ. સી. એસ. શા. હેરાસન સુપરિન્ટેન્ડેન્ટ એન્જિનિયર હતા. આ નાના ભાઈની

સક્કર બરાજની યોજનામાં ચીફ એન્જિનિયર તરીકે નિમણૂક ગોટાભાઈએ સરકાર પાસે કરાવી. આ યોજના હિંદમાં તો સૌથી મોટી હતી, પરંતુ તે વખતે નહેરોના દુનિયાભરમાં ચાલતાં કામોમાં પણ મોટી હતી. એનું કામ સફળતાપૂર્વક પાર પડે તો બંને ભાઈઓને સારો યશ મળે તેમ હતું.

સક્કર બરાજના કામ માટે ૨૫ ડીવીઝન પાડી દીધા હતા. ભાઈલાલભાઈની બાગરજીમાં નિમણૂક કરવામા આવી હતી. શરૂઆતમાં સરવેનું કામ ચાલતું હતું. સિંધની ટંડી એવી કે ખુલ્લામાં પાણી હોય તે બરફ થઈ જાય. ભાઈલાલભાઈએ એવી ટંડી આજ સુધી જોયેલી નહિ એટલે થયું કે ઉનાળામા આવ્યા હોત તો ય સારું ! જાણે કોઈ નવા પ્રદેશમાં ભૂલા પડયા હોય તેવું જ લાગે. ઉજ્જડ પ્રદેશ. ઝાડપાન ન મળે. કોક કોક સમડા કેરડા જેવા પાંચ ફૂટ ઊંચા ઠૂંઠા ઝાડ માંડ નજરે પડે. નહેરો જે જૂની ચાલુ હતી તેના કાંઠે બાવળિયા ઊગેલા હોય. નહેર છોડી કે ઉજ્જડ. એ નહેરોમા ચોમાસામા પૂર આવે ત્યારે પાણી આવે એ જ. એમાથી ડાંગર અને જુવારનો પાક થાય એટલું જ.

સરવેનું કામ ચાલ્યું ત્યા સુધી તો ભાઈલાલભાઈમાં વિશેષ હીર હોય તેમ જણાયું નહિ. બધાની માફક એ પણ સરવે કરે. ટેવાયેલા નહિ એટલે ઊલટા બીજા કરતાં શરૂઆતમાં કામ ઉપર ઠંડીને લીધે મોડા, નવ વાગ્યે જાય. જીવન પણ સાવ નવુ. પીવાનું પાણી સાથે લઈ જવાનું. આ પણ ભરી જવાની. બપોરનું ભાથું માડ છાંયો મળી આવે તેવા ઠૂંઠા ઝાડ નીચે ખાવાનુ. સ્ટાફના બધા ઇજનેરો જેવા એ પણ એક હોશિયાર માણસ છે એટલું જ તે કામમાં દેખાયેલું. પરંતુ '૨૫મા નહેરો ખોદવાનાં મશીન આવવા માંડયા ત્યારે કસોટીનું કામ દરેકને માટે શરૂ થયું. ૫૦ વેગનમાં થઈને એક મશીન હોય. ૩૨૦ ટનનું એક મશીન. એવા ચાર ચાર મશીન મોટે ભાગે દરેકના ચાર્જમા

આવે. આ બધો દરેકને માટે નવો અનુભવ હતો. પંજાબમાં નાનાં મશીન આવેલાં હતાં. બિકાનેર રાજ્ય માટે, ગંગાસિંહ રાજાના નામ ઉપરથી સતલજમાથી ગંગાકેનલ ફીરોઝપુરથી નીકળતી હતી– ભાઈલાલભાઈ એનું કામ જોવા બે વખત જઈ આવેલા. એના અંદાજની નકલ પણ આણેલી. બીજા પણ એ રીતે અનુભવ માટે જઈ આવતા. ત્યાંનો અનુભવ એવો હતો કે ૨૮૦ ટનના એક મશીનના છૂટા ભાગને ગોઠવીને કામ શરૂ કરતાં ૭ માસ લાગતા અને રૂા. ૬૦ હજાર એ અંગે ખર્ચ આવતો. દરેક નહેર ઉપર આવાં બે મશીન કામ કરતાં હતાં.

શરૂઆતમાં સિંધમાં ચાર મશીન આવેલાં ત્યારે એના ઉપર બે અમલદારોને નીમેલા. એમને પણ બે મશીન ચાલુ કરતાં એક વરસ લાગેલું અને ખર્ચ એક લાખ નવ હજાર આવેલું. એટલે ભાઈલાલભાઈના ચાર્જમાં ચાર મશીન આવ્યાં ત્યારે એમણે અંદાજ તો ઉપરના સિંધના અનુભવ પ્રમાણે મોકલ્યો હતો પરંતુ કામ કરતી વખતે ઓછો વખત અને ઓછું ખર્ચ કેમ આવે તે રીતે કામ કરવાનું વિચાર્યું હતું.

મુખ્ય ખર્ચ, હજારો રૂપિયા, મોટાં મશીન ઉપાડવાની અણઆવડતને લીધે એટલાં બધાં મોડાં ગોઠવી શકાયેલાં કે ડેમરેજ ભરવું પડેલું. ભાઈલાલભાઈએ એ કામ માટે નવસારીથી ૮૦ ખારવાઓ બોલાવ્યા અને તેમની મારફત કામ એટલું ઝપાટાબંધ લીધું કે ડેમરેજ બિલકુલ ભરવું ન પડયું અને મોટી રકમની બચત થઈ.

હવે બીજો મુદ્દો હતો, મશીનના ભાગો ઝડપથી કેમ જોડી દેવાય તે. એ માટેનો અનુભવ એવો હતો કે ૪૫૦ રૂા.ના મોટા પગારના ચાર ચાર મિકેનિકો રોકવામાં આવ્યા હતા. જે ૭ ૭ કલાક કામ કરતા હતા. ભાઈલાલભાઈએ જોયું કે આવા મોટા પગારના માણસો જાતે બધું કામ કરે તે કરતાં એવો એક જ માણસ પ્રથમ મશીનના ભાગ બતાવે અને એ કેમ ગોઠવવા તેની સમજ

પોંડે તો પછી મજૂરીનું કામ તો બીજા મજૂરો પણ કરી શકે અને તેમનો ફક્ત એક રૂપિયો રોજ ચડે.

એટલે, એમણે ચાર મોટા પગારદાર માણસોને બદલે એક જ માણસ—મિકેનિક મશીનરીના ભાગો કેમ જોડવા તે બતાવતો જાય, અને મજૂરો કામ કરતા જાય. મજૂરો આઠ આઠ કલાકે બદલાય. અને રોજ સોળ સોળ કલાક કામ ચાલુ રહે. મિકેનિકે બતાવ્યા પ્રમાણે કામમાં ભૂલ ન થાય માટે ભાઈલાલભાઈ એમની ઉપર દેખરેખ રાખ્યા કરે, ફર્યા કરે અને સૂચનાઓ આપ્યા કરે. અને જાતે પણ વખત હોય તો મંડી પડે ! આમ રાતદહાડો એવું કામ ચાલે કે બીજા ઇજનેરો જોવા આવે ત્યારે તેમને જે શંકા થવા માંડેલી તે ભૂંસાવા લાગી. થયું કે, આ માણસ ધૂની છે, રાત કે દહાડો જોયા વગર, ખાઈ ખપૂચીને મંડ્યો છે એટલે ઓછા ખર્ચે વહેલું કરશે તો ખરો, પણ પછી સરકાર બધા પાસે એટની ઝડપ અને ખર્ચ માગશે એનો એ વિચાર કરે છે ? પરંતુ ચુનંદા ગણાતા ઇજનેરો એવી દલીલ કરે તો પોતાની નાલાયકી ગણાય એટલે અંદર અંદર વાત કરીને જ ચૂપ રહેતા.

બધા સડક થઈ ગયા તેવો અનુભવ ભાઈલાલભાઈએ સૌ આગળ સાબિત કરીને મૂક્યો. જ્યાં એ મશીન ચાલુ કરતા એક વરસ લાગ્યું હતું, તેને બદલે એમણે ચાર મશીન ચાર માસમાં જ તૈયાર કરી દીધાં. અને ખર્ચ ? જ્યાં બે લાખ વીસ હજાર થયું જોઈતું હતું ત્યાં ફક્ત ૪૨ હજાર ! કોઈ જાદુઈ ચમત્કાર થયો હોય તેમ સરકારને પણ લાગ્યું. ઇંગ્લેન્ડમાં, જ્યાં તાલીમ પામેલા મજૂરો મશીનરીથી કામ કરીને દોઢ માસમાં કામ પતી જતું, તે કામ હિંદમાં એક જ માસમાં હિંદી ઇજનેર વગર મશીનરીએ અને બીન તાલીમ મજૂરો દ્વારા કરી બતાવે એ ઓછી નવાઈની વાત ન હતી. અંગ્રેજ ઇજનેરોએ પણ પોંચા કરડયા !

ભા. ૯

સરકારને આટલો બધો ફાયદો થયો ત્યારે એણે એ કામ કરનારને નવાજેશ કરી—આખા સ્ટાફને એક મહિનાનો પગાર વધારો અને ૧૦ દિવસની ચાલુ પગારે રજા! જ્યારે શરીરની દરકાર રાખ્યા વગર ૧૮-૨૦ કલાક કામ કરીને ભાઈલાલભાઈ માંદગીમાં પટકાઈ પડ્યા એ એમને વિશેષ લાભ થયો!

૧૫.

## અંગ્રેજ અમલદારની ઝિંદાદિલી

૧૯૧૮ની આખરે વિશ્વયુદ્ધનો અંત આવ્યો અને અંગ્રેજોના હાથ નીચે ઇરાકનું જુદું રાજ્ય સ્થપાયું. ઇરાક સરકારે નવું બાંધકામ ખાતું ખોલ્યું અને તેમાં બહારથી અનુભવી એન્જિનિયરો લાવવાનું વિચાર્યું. વિલાયતથી ભરતી કરે તો પગાર વધુ આપવો પડે એટલે એણે હિંદ સરકાર પાસે માગણી કરી. મુંબઈ સરકારે એ સૂચના એન્જિનિયરીંગ ખાતામાં રવાના કરી. ખાતાએ પોતાના સ્ટાફ ઉપર જેને જવું હોય તેને કયી શરતોએ જવા માગે છે તે પૂછાવ્યું.

ભાઈલાલભાઈ તે વખતે પેટલાદમાં. એમણે જવાબ લખ્યો કે, મને જો અમલદારની પાયરીમાં લેવામાં આવે તો પોતે જવા તૈયાર છે. સામાન્ય રીતે હિંદમાં અમલદારની ગ્રેડમાં વિલાયતથી આઈ. એસ. ઈ. ની પરીક્ષા પાસ થઈને આવ્યા હોય તે લેવાતા. દેશની ડીગ્રીવાળા એસિસ્ટન્ટ તરીકે કાયમ રહેતા. એટલે પોતાને અમલદારની ગ્રેડમાં જવાનો લાભ મળતો હોય તો ઇરાક જવું, બાકી પરદેશ જઈને રહેવાનું હોય તો અહીંની સબોર્ડીનેટ નોકરી શું ખોટી, એમ માની ભાઈલાલભાઈએ એ જાતની ઇચ્છા બતાવી હતી.

મિ. કઝન્સ તે વખતે એક્ઝીક્યુટીવ એન્જિનિયર તરીકે હતો અને તકોતક એનો મુકામ પેટલાદમાં હતો. ભાઈલાલભાઈનો જવાબ આગળ રવાના કરવા એની પાસે આવ્યો તે એણે વાંચ્યો. ઘણો કડક અમલદાર હતો. ખાતાના માણસ એના નામથી ધ્રૂજે એ રીતનો એ

રુઆબ રાખતો હતો. કામ અંગે ભાઈલાલભાઈ એના મુકામે ગયા અને મળ્યા તે સાથે એને પેલો જવાબ યાદ આવ્યો. કામની વાત પૂછવાને બદલે એણે એ વાત કાઢી : 'મિ. પટેલ, તમે ઑફિસર થવાની મહત્ત્વાકાંક્ષા સેવો છો?'

ભાઈલાલભાઈએ સહેજ પણ સંકોચ રાખ્યા વગર કહ્યું : 'શા માટે એવી મહત્ત્વાકાંક્ષા ન રાખું, સાહેબ? દુનિયાની કોઈ પણ યુનિવર્સિટીના એન્જિનિયર જેવો હું પણ એક એન્જિનિયર છું. ફક્ત હું ગુલામોના દેશમાં જન્મ્યો છું એટલે મારા દેશમાં મારે આખી જિંદગી એસિસ્ટન્ટ તરીકે કામ કરવાનું છે. જો પરદેશમાં જઈને પણ એવી જ નોકરી કરવાની હોય તો જવાનો શો અર્થ છે?'

તીખા અંગ્રેજને લાગ્યું કે હવે આની સાથે વાત લંબાવવામાં સાર નથી. એણે એ વાત ત્યાં જ કાપી નાખી અને કામકાજની ચર્ચા શરૂ કરી. મિ. કઝન્સે એ પણ અનુભવ્યું કે આ યુવકને એવી મહત્ત્વાકાંક્ષા સેવવાનો અધિકાર છે. ઇરાકની સરકાર તરફથી કંઈ કહેણ ન આવ્યું પણ નોકરીના છઠ્ઠા વર્ષે એ જ અંગ્રેજ અમલદારે એમની કદર કરી. ૮૦ રૂપિયાના સીધા ૧૫૦ રૂપિયા ખાસ ભલામણ કરીને મંજૂર કરી અપાવ્યા. અને ગુજરાતમાં બદલી કરાવવા તૈયાર થયેલા ભાઈલાલભાઈને એણે પોતાના હાથ નીચેથી જતાં રોક્યા. દીકરાઓ ભણનારા થયા, દક્ષિણમાં રહે તો ગુજરાતમાં બોર્ડિંગમાં ભણવા મૂકવા પડે અને તે ખર્ચ ૮૦ રૂપિયામાં પોષાય નહિ એટલે ગુજરાતમાં એક દક્ષિણી એન્જિનિયર હતો, તેમણે બંનેએ અરસપરસ બદલીની માગણી કરી. મિ. કઝન્સે ભાઈલાલભાઈને છોડવાનું પસંદ ન કર્યું અને આમ સ્પેશિયલ ગ્રેડ આપીને એણે ગુજરાતની બદલી એમની પાસે પાછી ખેંચી લેવડાવી!

સક્કર બરાજના ચીફ એન્જિનિયર મિ. હેરીસન '૨૫માં

રજા ઉપર ગયા હતા ત્યારે એમની જગાએ એક્ટીંગ ચીફ એન્જિનિયર તરીકે મિ. મોલ્ડ હતા. જ્યારે એક્ઝીક્યુટીવ એન્જિનિયરો રજા ઉપર જાય ત્યારે એસિસ્ટન્ટને એ જગાનો એક્ટીંગ ચાર્જ મળતો. પરંતુ ભાઈલાલભાઈ જુનિયર ગણાતા એટલે એ ચાર્જ એમને મળતો ન હતો. એમણે એક વખત મિ. મોલ્ડ આગળ એ વાત કરી : 'સાહેબ, મને ડીવીઝન ચાર્જ કેમ આપતા નથી ?'

મિ. મોલ્ડ : 'પટેલ, હજુ વાર છે. તમે બહુ નાના છો.'

ભાઈલાલભાઈ : 'સાહેબ, આપને કેટલા વર્ષે એ ચાર્જ મળેલો ? આપ નાની ઉંમરે એ સંભાળી શકો તો હું કેમ ન સંભાળી શકું ?'

મિ. મોલ્ડે એ વખતે વાત હસીને ઉડાવી દીધી. કારણ કે દલીલની રીતે તો એ જાણતો હતો કે પોતે જીતે એમ નથી. મશીનો ગોઠવવામાં ભાઈલાલભાઈએ જે કામ કરી બતાવ્યું હતું તે રેકર્ડ હતો. વળી મશીનોએ નહેરો ખોદવાનું કામ શરૂ કર્યું તેમાં પણ એમનો રેકર્ડ હતો. અગાઉ કામ શરૂ થયેલાં તેમાં એક હજાર ઘનફૂટનું ખર્ચ ૧૪ રૂપિયા આવતું હતું. જ્યારે ભાઈલાલભાઈનું ખર્ચ ૫ા રૂપિયા હતું. આટલો બધો ખર્ચનો ફેર ન પડે એમ સૌ માનતા હતા, અને એ ખર્ચ કાઢવામાં કામની ગણતરીમાં ક્યાંક ભૂલ હશે તેમ માની લેવામાં આવ્યું હતું. પરંતુ એ જાતના ખર્ચનો ફેર દોઢ વરસ સુધી ચાલ્યો એટલે એમાં શું સત્ય છે તે નક્કી કરવા ચીફ એન્જિનિયરે '૨૬માં સ્પેશિયલ ઑડિટરને મોકલ્યો. એણે બધી ખાતરી કરીને રિપોર્ટ કર્યો કે ખર્ચના આંકડા બરાબર છે માટે બીજે જે વધારે ખર્ચ આવે છે તે ઓછું કરવાનો બંદોબસ્ત થવો જોઈએ. પછી ખર્ચ ઓછું લાવવાની કડકાઈ થઈ એટલે લગભગ રૂપિયા ૫ાની આસપાસ તેઓ બધાંએ લાવી દીધું. આ બરાજમાં કુલ ૪૦૦ કરોડ ઘનફૂટ કામ થયું તેમાં '૨૬ પહેલાં થયું તે બાદ કરીએ તો '૩૨માં કામ પૂરું થયું એ ૭ વરસ સુધી આમ

એક જણના ઓછા ખર્ચને લીધે બધાંને ખર્ચ ઘટાડવું પડ્યું એટલે કેટલા રૂપિયાનો બચાવ થયો?

'૨૬માં સ્પેશિયલ ઑડિટરનો ખર્ચનો રિપોર્ટ જતાં રજા ઉપરથી આવી ગયેલા ચીફ એન્જિનિયર મિ. હેરીસને ઍક્ટીંગ એક્ઝીક્યુટીવ એન્જિનિયર તરીકે નાની ઉંમર હોવા છતાં અને બીજા એમની અગાઉના સિનિયર માણસો હોવા છતાં ભાઈલાલભાઈની નિમણૂક કરી. આમાં મિ. મોલ્ડ સાથે જે વાત થયેલી તેણે પણ ભાગ ભજવેલો. પરંતુ આ બધી જગાઓ કાયમના અમલદાર રજા ઉપર ગયા હોય તેટલા વખત પૂરતી હોય. તે હાજર થાય એટલે એ ચાર્જ છોડવો પડે. વળી કોઈ જગા ખાલી પડે એટલે એ ચાર્જ મળે.

પરંતુ '૨૮માં ભાઈલાલભાઈ રજા ઉપર સોજીત્રા હતા અને એમને એક્ઝીક્યુટીવ એન્જિનિયર તરીકેનો હુકમ મળ્યો. એ ચાર્જ ઉપર હાજર થવા માટે સોજીત્રાથી નીકળવાના બે દિવસ બાકી હતા અને બીજો હુકમ આવ્યો કે તમને તમારી મૂળ એસિસ્ટન્ટ એન્જિનિયર તરીકેની જગાએ પાછા મૂકવામાં આવ્યા છે! ભાઈલાલભાઈ સક્કર ગયા. એમનામાં કામ કરવાનું પાટીદારિયા ખડતલપણું, તેમ જ પાટીદારિયા આકળાપણું પણ એટલું જ. એમના એક્ઝીક્યુટીવ એન્જિનિયર મિ. ફ્રાન્સીસ એ સ્વભાવને ઓળખે એટલે પ્રથમ એમને ઠંડા પાડ્યા. મિ. હેરીસનને મળતાં શાંતિથી વાત કરવાની સલાહ આપી. ભાઈલાલભાઈએ પણ શાંતિ રાખવાનો નિશ્ચય કર્યો હતો.

મિ. હેરીસને પણ ભાઈલાલભાઈને મળતાં વિનય સાથે કહ્યું: 'મિ. પટેલ, તમારી એક વખત નિમણૂક કર્યા પછી તમને પાછા ઉતારવા પડ્યા તેથી હું બહુ દિલગીર છું. તમારા કામથી હું બહુ ખુશ છું અને હવે જગા ખાલી પડતાં તમારી પહેલામાં પહેલી નિમણૂક કરીશ. તમારી નિમણૂક કર્યા પછી મને ખબર મળી કે

મિ. દેસાઈ તમારાથી ઘણા સિનિયર છે એટલે એમને ન્યાય આપવા એ પગલું ભરવું પડયું છે.'

ભાઈલાલભાઈએ કહ્યું : ' મિ. દેસાઈને ચાર્જ આપ્યો તે સારું કર્યું. ન્યાય કરવા મારા કરતાં સિનિયર ગમે તેને ચાર્જ અપાય તેમાં મને વાંધો હોય નહિ. પરંતુ મારાથી જુનિયરને ચાર્જમાં રાખીને મારે પાછા હટવું પડે ત્યારે મારે પણ ન્યાય માટે આપની પાસે આવવું જ રહ્યું.'

સાહેબ: ' જુનિયર કોણ છે?'

ભાઈલાલભાઈ: ' મિ. વાસવાની. જે મંચુર ડ્રેનેજ ડીવીઝનમાં ચાર્જમાં છે.' આ ભાઈ નોકરીની શરૂઆતમાં સિનિયર હતા, પરંતુ ભાઈલાલભાઈને સારા કામ બદલ જે ખાસ પ્રમોશન મળેલાં તેમાં એ જુનિયર તરીકે પાછળ રહી ગયેલા.

સાહેબે એનું કારણ આપતાં કહ્યું : ' જુઓ મિ. પટેલ, મંચુર ડ્રેનેજનું કામ સ્પેશિયલ કામ છે. એને માટે મારે સ્થળ અને કામના અનુભવી માણસની જરૂર હતી એટલે એમને મૂક્યા છે.'

ખરી રીતે આ એક બહાનું હતું. બાકી સાચું કારણ એ હતું કે સક્કર બરાજને લીધે એ પ્રદેશના સમગ્ર લાભ ખાતર જે નાના વિભાગને ખ્થળાતર અને એવા બીજા કારણસર અસંતોષ ઊભો થાય તેમા શાંતિ સ્થાપવા એ પ્રદેશના અમલદારોનો ઉપયોગ કરી શકાય એ રાજનીતિને ધ્યાનમાં લઈ અમુક સિંધી એન્જિનિયરોને ખાસ લાભ આપ્યો હતો. પરંતુ એ કારણ જેને અન્યાય થતો હોય તેની સમક્ષ કહી શકાય નહિ એટલે સ્પેશિયલ 'કામનું' 'બહાનું' સાહેબે રજૂ કર્યું.

ભાઈલાલભાઈએ એ બહાનાને ફેંકી દેતાં કહ્યું: 'એમાં સ્પેશિયલ કામ શું છે? મેં અગિયાર વરસ સુધી દક્ષિણમાં સડકો ઉપર કામ કર્યું હતું, છતાં સરકારે નહેરો ઉપર મૂક્યો અને આપ જોઈ શકો છો કે મારું કામ સંતોષકારક છે. તે જ પ્રમાણે મને

તેમની લાગવગ અને મિલ્કત વધી ગઈ. આ કાળમાં કચ્છ અને સિંધને લડાઈઓ થયેલી તેમાં મીરોના તે વખતના દીવાનો, આકુમલ અને ગીદુમલે ઘણો મહત્ત્વનો ભાગ ભજવેલો. આમના વંશજો આજે અડવાણી અને ગીદવાણી તરીકે ઓળખાય છે. ગુજરાત વિદ્યાપીઠના એક વખતના આચાર્ય ગીદવાણી લોહાણા કોમના છે.

સિંધની સરકારી નોકરીઓમાં ૯૦ ટકા પ્રમાણ હિંદુઓનું હતું, તેમાં લોહાણા કોમનો મોટો ભાગ હતો. જે લોકો સરકારી નોકરી કરતા તે આમીલો તરીકે ઓળખાય છે. આમીલ એટલે અમલ કરનાર, અમલદાર. કોમના જે લોકો વેપારમાં પડ્યા, તે ભાઈબંધ તરીકે ઓળખાય છે. સિંધ અજ્ઞાન અને અભણ પ્રાંત હતો. એક બાજુ આંગળીને વેઢે ગણાય તેવા મોટા મોટા જમીનદારો અને બીજી બાજુ લાખો ગરીબ ખેડૂતો. જમીનદારો અને ખેડૂતો અભણ, અજ્ઞાન. એમાં આમીલ કોમ ભણેલી અને રાજદરબારમાં લાગવગ ધરાવતી એટલે પગાર ઉપરાંત વગર પરસેવાના ઘણા પૈસા મેળવતી. પરિણામે રહેણીકરણીમાં અતિશય મોજશોખ અને એશઆરામ આવેલાં હતાં. યુરોપમાં દહાડો ઊગે, અને પેરીસ નવી ફેશનો દાખલ કરતું તેમ સિંધમાં આમીલની સ્ત્રીઓ નાટક-સિનેમાનો ઝીણવટથી અભ્યાસ કરી દિવસ ઊગે નવી ફેશન દાખલ કરતી. એનું અનુકરણ ઠેઠ લાહોર અને સીમલા સુધી પહોંચતું.

મોટાં શહેરો અને બંદરોમાં લઈ જઈ શ્રીમંતોનાં ખિસ્સા હલકાં કરવાનું કામ તો બહુ સારી રીતે કરી શકે છે.

આમ આમીલ અને ભાઈબંધ એક જ કોમના ધંધે જુદા પડેલા ભાઈ છે. છતાં આમીલો કુળવાન ગણાય છે અને તેનો મુરતિયો પોતાની દીકરી માટે મેળવવા ભાઈબંધ કોમ મો માગી પરઠણ આપતા આવ્યા છે. બીજા વિશ્વયુદ્ધ પહેલા જ્યારે પૈસાની રેલમછેલ નહોતી ત્યારે ૫૦ હજારની પરઠણ સુધીના દાખલા એ કોમમાં નોધાયા છે. પણ આ પગ્ઠણ કુળ ઉપર નહોતી અપાતી–લેવાતી. મુરતિયો કઈ નોકરી ઉપર છે તે દરજ્જા પ્રમાણે તેનું મૂલ્યાંકન થતું. મહિને કેટલો પગાર મળે છે, બીજું આડકતરું કેટલું ઉત્પન્ન છે, કેટલી સત્તા છે, ઘરમા નોકરચાકર કેટલા છે, આ બધાનો વિચાર કરી છોકરીને કેટલું સુખ મળશે તેની ગણતરી પરઠણનો આંકડો કન્યાની મા કબૂલ કરતી. વિવાહનું કામ સ્ત્રીઓ સંભાળતી હોય છે એટલે એ માતાને નક્કી કરવાનું હોય છે.

આમ નોકરી ઉપર પગ્ઠણનો આંકડો રહેતો એટલે નોકરી મેળવ્યા સિવાય પરણવાનો પ્રશ્ન ઊભો થતો નહિ. એક બાપને ત્રણ દીકરા હોય, બે સારા હોદ્દા ઉપર હોય તો સારી પરઠણ મળે, એક મૂરખ હોય તો મફત પણ કન્યા ન મળે. યુવકના મોટી ઉંમરે લગ્ન થતાં એટલે છોકરીઓને પણ મોટી ઉંમર સુધી કુંવારા રહેવું પડે. દરેક માબાપની પરઠણ ભરવાની શક્તિ પણ ન હોય એટલે છોકરી પોતે પરણવા માટે ભણીને નોકરીએ વળગે અને પરઠણ ભરવા પૈસા બચાવે. છોકરી નોકરી કરે તેમાં હલકું માનનાપણું ગણાતું નથી. આમ આમીલ વર્ગને પરઠણ મળતી, ત્યારે ભાઈબંધ કોમ વેપારી હોઈ પૈસાદાર હતી છતાં તેને પરઠણ મળતી નહિ. વેપારી ઓછો ભણેલો હોય, સરકારી અમલદારની માફક એની રહેણીકરણી ન હોય અને એટલા નોકરચાકર ન હોય,

એટલે એને ઘેર પૈસા હોય છતાં આમીલને ઘેર કન્યાને જેટલું સુખ મળે તેટલું ન મળે માની એ પરઠણનો દકદાર ગણાતો નથી !

સિંધ પહેલવહેલું આરબોએ જીત્યું ત્યારે આખી પ્રજાને મુસલમાન બનાવી હતી, જે ન થયા તેનો નાશ કર્યો હતો. ત્યાર બાદ ગુર્જરોની સત્તા વધી અને એમણે ચારપાંચ કિલ્લાઓ સિવાય લગભગ આખા સિંધમાં હિંદુ સત્તા સ્થાપન કરી. પરાણે વટલાયેલા હિંદુઓની શુદ્ધિ કરી. દેવળ સ્મૃતિની રચના આ કાળે થઈ. વળી અલ્લાઉદ્દીન ખાલજીએ સિંધ જીત્યું અને ઝનૂનથી હિંદુઓને મુસલમાન બનાવવાનું શરૂ થયું, અને લગભગ બધી વસ્તી ઇસ્લામ ધર્મમા પલટી નાખી. મોગલોના હાથમાં સિંધ ગયા પછી ધાર્મિક સહિષ્ણુતાનો યુગ શરૂ થયો એટલે રજપૂતાનામાંથી, પંજાબમાંથી, જેસલમેરથી, વગેરે સ્થળોથી હિંદુઓ ગયા. તેમના વારસો તે આમીલો અને ભાઇબંધો અંગ્રેજી અમલમાં કચ્છ, કાઠિયાવાડ, ગુજરાતમાંથી. વેપારી વર્ગ ઉપરાંત કારીગર કોમો સારા પ્રમાણમાં ગઈ. પંજાબમાંથી નવી જમીનો આબાદ કરવા શીખો ગયા. વેપાર કરવા પંજાબી હિંદુઓ ગયા. એક કાળે સિંધમાં ૯૯ ટકા વસ્તી મુસલમાન હતી તેને સ્થાને મોગલ અને અંગ્રેજી અમલમાં ૨૮ ટકા વસ્તી હિંદુઓની થઈ. હવે પાકિસ્તાન થતાં ભાગ્યે પાંચ ટકા વસ્તી હિંદુઓના રહી હશે.

સિંધ સામાન્ય રીતે ગરીબ પ્રાંત હતો. પરંતુ તેમાં હિંદુઓની સ્થિતિ પ્રમાણમાં ઘણી સારી હતી. જમીનદાર વર્ગ બાદ કરતાં મુસલમાન વર્ગ ગરીબ હતો. બંને કોમ માંસ ખાય છે, પરંતુ મુસલમાનોને તે પોષાતું નહિ, અને હિંદુઓ બેઉ ટંક તે ખાઈ શકતા એટલે અગિયારસ હોય ત્યારે કતલખાનાને ફરજિયાત અણોજો પાળવો પડતો ! મુખ્ય અને એક માત્ર ઘરાક હિંદુઓ, અને તે અગિયારસ કરે ત્યારે માંસ ખાય નહિ. અગિયારસનો અપવાસ એટલે માંસ ન ખાવું તે. દાળ, ભાત, રોટલી, શાક વગેરે અના-

વાર અપવાસને દિવસે કરવાનો. આપણે પણ એ જ કરીએ છીએ ને ? આપણો રોજનો ખોરાક અનાહાર અપવાસને દહાડે લેતા નથી અને ફળાહાર કરીએ છીએ. આવી અગિયારસ ચોક્કસ કયા દિવસે છે તે જાણવા માટે કતલખાનાઓ હિંદુઓ પૂછપરછ કરીને જાણી લેતા, આપણે જેમ બ્રાહ્મણને પૂછીએ તેમ! આમ સિંધના હિંદુઓ એકંદરે સુખી હોવાથી ખાવાપીવામાં અને બીજા ખર્ચમાં એમનું ધોરણ ગુજરાત કરતાં ઊંચું છે, અમુક રીતે વિલાસી પણ કહી શકાય. મહેમાનગતમાં હિંદુ અગર મુસલમાન અતિથિની ખાતર બારદાસ ઘણી કરનારા છે. મહેમાનનો શિકાર કરવા માટે હજારો રૂપિયા ખર્ચ કરવા તે તેમને મન સામાન્ય વાત થઈ પડી હતી.

રણમાં મીઠી વીરડી, એ કહેવત પરથી મીઠી શહેરનું નામ પડ્યું હશે કે મીઠી શહેરને જૂની ધર્મોવસ્ય વીરડી જેવું વસેલું જોઈ કહેવત પડી હશે તેની તો ખબર નથી. પરંતુ સિંધના રણમાં ૨૦ હજારની વસ્તીવાળું મીઠી શહેર એ ગુજરાતીઓની વીરડી હતું. આખું શહેર ગુજરાતીઓનું હતું. હાઈસ્કૂલ પણ ગુજરાતી હતી. ત્યાંના સિંધીને પણ વ્યવહાર માટે પોતાની ભૂમિમાં ગુજરાતી બોલતાં શીખવું પડતું !

મીઠીનો મોટો વેપાર ગુજરાત સાથે હતો. ત્યાંથી એક એક વેપારી ૧૮, ૧૦, હજાર બળદ લઈને નીકળે અને ગુજરાતને ગામડે ગામડે વેચતો વેચતો ઠેઠ ગોનગઢબારા સુધી પહોંચી જાય. ત્યાંથી પાછા ફરતાં વેચેલા માલના રૂપિયા વસૂલ કરતો જાય અને શરાફને ત્યાં ભરે, હૂંડી લે, ટપાલથી મીઠી રવાના કરે. સોળઆના ખુલા મુખની હૂંડીઓ મીઠીના શરાફોને ત્યાં જતી અને ૫૦ હજાર કે લાખ રૂપિયાની હૂંડી લેવા માટે એ શરાફ સધ્ધર છે કે નહિ તેની ખાતરી માટે મીઠીના શરાફો સોળઆના ગદ્દી પણ ગયેલા. મીઠીની હૂંડી આપવામાં ગુજરાતી શરાફને લગભગ દોઢ મહિને હૂંડીનો દેખાડ મુંબઈમાં થાય તેટલા વખતનું વ્યાજ મફતનું મળે. સ્ટેશનથી ૧૨૫ માઈલ દૂર મીઠી

ઊંટ ઉપર જવાનું, ટપાલ પણ ઊંટ ઉપર જાય. આથી ગુજરાતની હૂંડી ત્યાં પહોંચે, વળી ત્યાંનો શરાફ મુંબઈ રવાના કરે તેમાં માસ દોઢમાસ સહેજે નીકળી જાય.

મીઠીના ગુજરાતી વેપારીઓની કમાણીનો પાર નહિ. મુસલમાન વ્યાજ લેવાનું અને આપવાનું હરામ ગણે એટલે હિંદુઓ પેઢીઓથી મુસલમાનો સાથે રહેવાથી એમની સાથે વ્યાજવટાવનો ધંધો કરે નહિ. મુસલમાન વેપારીને ખાદનો વેપાર કરવા રૂપિયા જોઈએ તે હિંદુ શરાફ ધીરે. વ્યાજે નહિ પણ ભાગીદાર તરીકે. અર્ધો ભાગ રૂપિયા રોકવાનો અને અર્ધો ગુજરાતમા વેચવા જનારનો. તેમાં વેચવા જનારને ખર્ચ જાય, કોઈ રકમ વસૂલ ન થઈ હોય તો તે જાય, જ્યારે શરાફને તો ચોખ્ખો અર્ધો નફો મળી જાય. મુસલમાનથી વ્યાજ ન અપાય. હિંદુ એનો ધર્મભંગ ન કરતા અર્ધો નફો લે, અને આમ ધર્મ સચવાઈ રહે! મીઠીના વેપારીઓ કચ્છમાથી ઊંટ પર ચોરીછૂપીથી જકાત ચોરી ચાંદી લાવતા અને તેનો મોટો વેપાર કરતા.

કરાંચીમાં મોટો વેપાર ગુજરાતીઓનો હતો તે તો જાહેર છે. આમ સિંધ અને ગુજરાતનાં પ્રજા તરીકે અને વેપાર તરીકે લટિયા ગૂંથાયેલાં હતાં તે ભાઈલાલભાઈએ સિંધના પોતાના ૧૬॥ વરસના વસવાટ દરમિયાન પૂરેપૂરું અનુભવી લીધું હતું. ગુજરાતની પ્રજાએ વેપારી તરીકે તથા બીજા ધંધારોજગાર તરીકે સિંધમાં સારો આશરો મેળવ્યો હતો. કમાણી પણ કરી હતી. પાકિસ્તાન થતાં પરિસ્થિતિ ઊલટી થઈ, જે સિંધમાં ગુજરાતીઓ આશરો શોધવા જતા, તેને બદલે સિંધીઓને હિંદુ ધર્મને ખાતર, દેશના સ્વાતંત્ર્ય ખાતર વતન છોડી ગુજરાતમાં નિર્વાસિત તરીકે આવવાની કરુણતા સર્જાઈ!

## ૧૭

### સક્કર બરાજ

સક્કર બરાજનું કામ '૨૩ના જૂનથી શરૂ થયેલ તે '૩૨ના જૂનમાં સમાપ્ત થયું. પરંતુ એન્જિનિયરોની ખરી કસોટી હવે શરૂ થવાની હતી. નહેરોમાં પાણી લેવાનું જૂનથી શરૂ કરવાનું હતું. આવી મોટી યોજના પ્રજાએ કલ્પી પણ ન હતી એટલે લોકમાનસને નહેરો તૈયાર થઈ હતી તોપણ ખાતરી બેઠી ન હતી કે નહેરો સફળ થશે! પ્રથમ તો નહેરો દ્વારા જેટલા ભાગમાં તે નાખી હતી તેટલા પ્રદેશમાં પાણી ફરી શકે નહિ, એ મોટી શંકા હતી. અને બીજી એમાંથી શંકા જન્મેલી તે દરેકને એથી જોઈતું પાણી નહિ મળી શકે. સિંધની પ્રજાએ જૂની નહેરો જોઈ હતી, જેમણે નહિ જોઈ હોય તેમણે નામ અને કામ પણ સાંભળ્યું હતું. પરંતુ એ નહેરોમાથી પાણી લેવા જે બારાં હતાં તેના પ્રમાણમાં આ નહેરોનાં બારાં ઘણાં નાના હતાં એટલે એ બંધાતાં ત્યારથી ખેડૂતો અવિશ્વાસ ધરાવતા—આવડા બારાંથી આપણી બધી જમીનને ક્યારે ય પાણી પૂરું ન મળે! પરિણામે જમીનદારો મોટાં બારા બંધાવવાના વિરોધમા રાતે એ બાંધેલાં બારાં તોડી નંખાવતા. આમ જુદા જુદા પ્રદેશમાં બનતું. જે ગામમાં બન્યું હોય તેના આગેવાનોને સમજાવવામાં આવે, આ નહેરોની શક્તિ, પાણીની ગતિ, જૂની નહેરો કરતાં અનેકગણી એટલે બારાં નાનાં છે તેથી પાણી નહિ પહોચે તે બીક ન રાખો, છતાં લોકોને ગળે ઊતરે નહિ. સમજાવટથી ઉપદ્રવ અટકયો નહિ એટલે છેવટ એક જગાએ જ્યાં બારાં તૂટયાં હતાં તે હદના બેત્રણ જમીનદારને

પોલીસે ગુનેગાર ગણી પકડ્યા અને જેલમાં પૂર્યા એટલે લોકોએ ચમત્કારને નમસ્કાર કર્યા અને એ ઉપદ્રવ શમી ગયો.

આમ પ્રજાને નહેરો અંગે અવિશ્વાસ હતો, તેમાં પહેલે વર્ષે કુલ જમીનને પાણી આપવાની શક્તિ કરતાં તેના દસમા ભાગને પાણી આપવું તેવી ગણતરી હતી. કારણ કે નહેરોની પાળો નવી હતી. સિંધમા વરસાદ એવો પડે નહિ કે એથી પાળો ચોમાસામાં પલળીને બેસીને પાકી થઈ હોય એટલે નહેરો શરૂઆતમાં તૂટે નહિ અને કાબૂ બહાર જાય નહિ માટે એની શક્તિના દસમા ભાગનો ઉપયોગ કરવો એમ નક્કી કર્યું હતું. વળી સિંધમાં જ્યાં જૂની નહેરોનું પાણી ફરતું ત્યા પણ સરકારનો કાયદો એવો હતો કે ઓછામાં ઓછી પાંચમા ભાગમાં ખેતી કરવી જોઈએ. એથી ઓછી ખેતી કરે તો મહેસૂલ કુલ જમીન હોય તેના પાંચમા ભાગનું આપવું પડે. વધારે ખેતી કરે તો તે પ્રમાણે મહેસૂલ આપે. પરંતુ સક્કર બરાજથી તો જ્યાં બિલકુલ ખેતી થતી નહિ, નહેરોના અભાવે, તેવા મોટા પ્રદેશમાં દસમા ભાગનું પાણી અપાય તો પણ એટલી મોટી જમીનમાં ખેતી થવાની હતી કે ભૂતકાળમાં સિંધમાં એટલા પ્રદેશમાં ખેતી થઈ નહોતી.

પરંતુ આપણું માનસ સમગ્રનો વિચાર કરવા ટેવાયેલું નથી. પોતાના લાભનો જ પ્રથમ વિચાર કરે છે, એટલે એક બાજુ પ્રજાને નહેરો સફળ થવાની નથી એવી અશ્રદ્ધા હતી અને છતાં સ્વાર્થી માનસ પ્રમાણે પોતાની વધારેમા વધારે જમીનમાં પાણી લઈ, વિશેષ ખેતી કરવાનું માનસ હતું. જૂનમાં નહેરમાં પાણી શરૂ થયું ત્યારે બારાંને ધીમે ધીમે ઈંચ-ઈંચના હિસાબે ખોલવામાં આવતાં હતાં જેથી પાળો જેમ જેમ પલળતી જાય, બેસાતી જાય અને ફાટે નહિ તે રીતે પ્રવાહ વહેતો કર્યો હતો! એક ઈંચના બારામાંનું પાણી પહોંચી રહે ત્યાં બારું બીજા ઈંચ સુધી ખોલાય; પછી ત્રીજા ઈંચે એમ પાણી નહેરોમાં વધતું છોડાય. પ્રજામાં અશ્રદ્ધા તો હતી અને

શરૂઆતનો પ્રવાહ જોઈએ અશ્રદ્ધા દૃઢ થઈ અને નહેરો વિરુદ્ધ બુમાટો ઊઠયો.

બીજી બાજુ, નહેરોમાં જેમ જેમ પાણી વધતું આવ્યું તેમ તેમ એન્જિનિયરોની કસોટી શરૂ થઈ. ગંગાને શિવજી જેમ જટામાં પૂરે, તેમ સિંધુને નહેરમાં પૂરી હતી. પ્રવાહ જ્યાં વધવા માંડયો ત્યાં સિંધુ તોફાને ચડી. એ ફાટે નહિ તે માટે નહેરો ઉપર માણસોની ચોકી મૂકી દીધી હતી. બહારની પાળ ભણી જ્યાં પાણીનો પરપોટો–હવા નીકળવા જેવું થાય કે અંદરના ભાગનું પોલાણ, ભૂવાળિયું તરત પૂરી દેવાવું જોઈએ. મજૂરોને એકસાથે એમાં જાળગાડી દેવા જોઈએ. એમાં ચૂક થઈ તો તરત સિંધુ પાળનું પિંજર તોડીને બહાર રૂમવા માંડે. ગમે તેટલી કાળજી રાખે તો પણ કોઈ કોઈ જગાએ પાળો એવી પોલી હતી કે તૂટયા વગર રહે નહિ. નહેરો મશીનથી ખોદાઈ હતી અને મજૂરોએ હાથે પણ ખોદી હતી. તેમાં જ્યાં પઠાણ મજૂરોએ ખોદેલી તેમણે મોટાં મોટાં રોડાં પાડેલાં અને એ રોડાંની પાળો બંધાયેલી તે ઉપર માટી તો નંખાયેલી પણ અંદર પોલાણ રહેલું એટલે એવી જગાએ પાણી આવે કે પાળ તકેદારી રાખ્યા છતાં તૂટે. અને તૂટે એટલે બેપાંચ ફૂટ નહિ, ૨૦૦–૩૦૦ ફૂટની આખી લાંબી પાળને ફેંકીને સિંધુ રૂમ-લાવા માડે. નહેરોમાં પાણી યોજના પ્રમાણે વધારતા જવાનું હોય, તેમા આવું તૂટે એટલે પ્રવાહ ઓછો કરવાનો ન હોય પરંતુ ચાલુ પ્રવાહે એ ગાબડું પુરવાનું હોય અને ત્યા જ એન્જિનિયરની કસોટી.

જ્યાં આવું ગાબડું પડયું કે તાર છૂટે. નહેરની ઑફિસ રાત-દહાડો ચાલુ હોય. જે જમીનમાં પાણી લેવાતું હોય તે જમીન-દારોએ ૨૦૦-૪૦૦ માણસો કાળજી લેવા રાખેલા હોય એટલે એ પ્રથમ કામે લાગી જાય. ઍક્ઝીક્યુટીવ એન્જિનિયર, ઓવરસિયર, જમીનદારો જગા ઉપર આવી પહોંચે. સ્ટોરનો કારકુન વળીઓ અને અરૂની અને ઘાસની સાદડીઓ તરત મોકલી આપે. જોતજોતામાં

૧૫૦૦-૨૦૦૦ માણસ મધમાખીઓની માફક કામમાં ગૂંજી રહે. પ્રથમ નવો ભાગ આગળ ધોવાય નહિ તે માટે પગલાં લેવાય. સાથે સાથે જે ગાબડું પડયું હોય તેટલા ભાગમાં, જેમ બૉક્સીંગ ભરવા માટે સળીઓનો માળો ગૂંથીને મૂકવામાં આવે છે તેમ લાકડાનું માળખું એ ભાગમાં તૈયાર કરવામાં આવે. પ્રથમ પાંચ પાંચ ફૂટને અંતરે જાડા થાંભલા ખોસી દેવામાં આવે. એમને એકબીજા સાથે જોતરવા ઉપર લાકડાંના પાટા સાલ કાઢી સજ્જડ ખોસવામાં આવે. એ થાંભલાને મક્કમ રાખવા ઇલેક્ટ્રિક થાંભલાને જેમ તાણીઆ નાખવામાં આવે છે તેમ નાખવામાં આવે. વચ્ચે વળીઓ વગેરે નાખી પાણીના એટલા ધસારામાં ફ્રેમ ખેંચાઈ ન જાય તેમ તૈયાર કરવામાં આવે. અને પછી બરુની અને ઘાસની સાદડીઓ બંધાતી જાય. તેમ તેમ ઉપર મજૂરો માટીના ટોપલા એક ઉપર એક નાખતા જાય. એક ટોપલીની માટી પડે અને તેને પાણી ખેંચી નાખવાની તક ઝડપે તે પહેલાં બીજી ટોપલી પડે, ત્રીજી પડે, ચોથી.......અને એમ સિંધુ લાચાર બનતી જાય. આમ બંને બાજુથી સિંધુ જેમ પાંજરામાં ધકેલાતી જાય અને બારુ સાંકડું થતું જાય તેમ તેમ એ વધુ ને જોર કરતી જાય. છેવટ એમ ગાબડું પુરાતું પુરાતું ૨૫-૩૦ કે ૪૦ ફૂટ બાકી રહે ત્યારે સિંધુ વિકરાળ છંછેડાયેલી વાઘણની જેમ ફૂંફાડા એવા જોરથી મારે કે ગમે તેટલી ઝડપથી ઉપરાઉપરી માટીના ટોપલા નાખવામાં આવે પણ તે ધોઈ નાખે. માટીથી ભરીને છેલ્લા યુદ્ધમાં થેલીઓ તૈયાર રાખી હોય તો ઉપરાઉપરી ફેંકવામાં આવે. કંતાનને લીધે માટી ધોવાતાં વખત થાય તે સાથે બીજી ઉપર પડે. આમ છેવટ ૨૪-૩૬ કલાકના એકધારા યુદ્ધ પછી પાંજરામાંથી છટકી ગયેલી સિંધુ પાછી નહેરમાં પુરાય. યુદ્ધ દરમિયાન સૈનિકો-મજૂરોને શૂર ચડાવવા ઢોલક પણ વાગતું હોય, જુદા જુદા જમીનદારોના મજૂરોની ટુકડીઓ પોતપોતાનું કામ હરીફાઈમાં પડી ઝડપથી પૂરું કરવા કેસરિયાં કરતી હોય તેને ઢોલકની સાથે લલકારીને

ખિરદાવવામાં આવે. અને જે ટુકડી જીતે, પહેલું કામ કરી રહે તેને સો રૂપિયાનું ઇનામ જાહેર કર્યું હોય તે મળે. સિંધુને જીત્યાની વિજય દુંદુભિ વાગે!

૨૪-૩૬ કલાક સુધી સહેજ પણ કામ થંભાવ્યા વગર, સૈનિકોએ કેસરિયાં કર્યાં હોય તેવા ઝનૂનથી મજૂરો પાસે કામ લેવું, વ્યવસ્થા કરવી, બધી સગવડો પૂરી પાડવી તે કેટલું અઘરું છે તે જોતજોતામાં એન્જિનિયરોએ અનુભવી લીધું. આ કામ જોખમથી પાર ન પડયું, વિલંબ થયો, તે સરકારે નક્કી કરેલા ક્ષેત્રફળને પાણી આપી શકયા નહિ; અને જ્યાં પાણી ફાટી ગયું અને વેળાસર બંધાયું નહિ તે જમીનને નુકસાન થયું તે નફામાં! પરંતુ આવું કસોટીનું કામ હોય ત્યારે ભાઈલાલભાઈને શૂર ચડે. કામ કેમ ન બને તેની ખુમારી પણ હોય. બીજા ડીવીઝનોમાં ખેડૂતોને ઠરેલું પાણી મળવામાં મુશ્કેલીઓ આવી ત્યારે ઉત્તર દાદુ ડીવીઝનમાં, જ્યા ભાઈલાલભાઈ પાસે ચાર્જ હતો ત્યાં એમણે સાત-આઠ જગાએ આવાં મોટાં ગાબડાં પડેલાં તેને પહોંચી વળીને ખેડૂતોને સરકારના ઠરેલા નિયમ કરતાં પાણી વધારે આપેલું. બીજા ડીવીઝનના એન્જિનિયરો જોખમ લેતાં બીતા ત્યારે ભાઈલાલભાઈએ સરકારના ધોરણને બાજુએ મૂકી, ખેડૂતોને વિશ્વાસ બેસે, તેમની અશ્રદ્ધા ઊડી જાય, તે માટે જેટલું પાણી લેવું હોય તેટલું લેવાની છૂટ આપેલી. નદીમાંથી, મુખ્ય નહેરમાંથી તો ઠરેલા પ્રમાણથી વધારે પાણી લેવાની મનાઈ હતી, પરંતુ નીચેના ડીવીઝનના અમલદાર સલામતી શોધનાર હતા. પાળો તૂટે તે જોખમ લેવા એ તૈયાર ન હતા એટલે એમણે જે ઓછું પાણી લીધું તેનો લાભ ભાઈલાલભાઈએ લઈને તે ક્વૉટા પોતાના ડીવીઝનના ખેડૂતોને આપ્યો હતો.

પરંતુ સરવાળે તો ખેડૂતોને અસંતોષ જ્યો હતો. સરકારના ધોરણથી પહેલે વર્ષે પાણી મળવું જોઈએ-અમુક ક્ષેત્રફળને પાણી મળવું જોઈએ તે નવી પાળોમા ગાબડાં પડવાને લીધે, અને

છૂટે તે જોખમ નહિ લેવાની અમલદારોની તૈયારીને લીધે ખેડૂતોને બધે મળ્યું ન હતું. તેથી નહેરો નિષ્ફળ ગઈ છે તેવી હવા પ્રજામાં ઊભી થઈ હતી એટલું જ નહિ; પરંતુ સિંધના ખાનબહાદુર-ખુરો તે વખતે મુંબઈ કાઉન્સિલમાં હતા એમણે કાઉન્સિલમાં ઠરાવ લાવવા સપ્ટેમ્બરમાં ખરડો મોકલી આપ્યો કે, સક્કર બરાજની નહેરો પાણી આપવામાં નિષ્ફળ ગઈ છે. તે નિષ્ફળતાનાં કારણો શોધવા માટે અમલદારો અને બીન અમલદારોની એક કમિટી નીમવી, જેમાં બીન અમલદારોની બહુમતી હોય.

આ ઠરાવ છાપાંઓમાં આવ્યો. સરકારે પણ તે રજૂ થાય તે પહેલાં ખુલાસો જાણી લેવા બરાજના મુખ્ય એન્જિનિયર મિ. હેરીસનને મોકલી આપ્યો. મિ. હેરીસન તો આવું ભાગીરથ કાર્ય પાર પાડવા બદલ કંઈ કંઈ આશાઓ સેવી રહ્યો હતો ત્યાં પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવું થયું. એણે બધા ડીવીઝનલ એન્જિનિયરોની ઓક્ટોબરમાં સભા બોલાવી. સરકાર આગળ શો બચાવ કરવો, શું સાચી હકીકત છે તે જાણી લેવાનો એનો ઉદ્દેશ હતો.

મીટિંગનો વખત થાય તે પહેલાં બધા એન્જિનિયરો આવવા શરૂ થયા હતા. મિ. હેરીસન મીટિંગ શરૂ થાય તે પહેલાં ભાઈલાલભાઈને પ્રથમ મળી લેવા માગતા હતા. ખાનબહાદુર ખુરોની ૧૨૦૦ એકર જમીન એમના ઉત્તર દાદુ કેનાલ ડીવીઝનમાં હતી. ભાઈલાલભાઈ જેવા સભા માટે આવ્યા કે હેરીસનની સૂચના પ્રમાણે એમને ખબર આપવામાં આવી કે સાહેબ તમને પ્રથમ મળવા માગે છે.

ભાઈલાલભાઈ મિ. હેરીસનની ઓફિસમાં ગયા. સાહેબના મોં ઉપર જોયું તો ઉમંગ ન હતો, પ્રફુલ્લતા ન હતી. ભાઈલાલભાઈએ સાહેબને સલામ કરી, સાહેબે તે ઝીલીને સામેની ખુરશી ઉપર બેસવા ઇશારત કરી. ખુરસી ઉપર બેસતા પહેલાં, સાહેબ હજુ કંઈ પૂછે તે પહેલાં ભાઈલાલભાઈએ ખિસ્સામાંથી કાગળ કાઢીને હેરી-

સનના ટેબલ ઉપર મૂકયો. સાહેબની એ કાગળ ઉપર નજર ફરતી ગઈ તેમ તેમ એમના મો ઉપર ચિંતાને સ્થાને તેજી ફરકના લાગી. છેલ્લે એમના આખા મો ઉપર પ્રફુલ્લતા છવાઈ ગઈ, હર્ષની ઝનક લીંપાઈ ગઈ.

ખુરોના ઠરાવને ખરડો છાપામા આવ્યો કે તરત ભાઈલાલભાઈએ એમના ડીવીઝનના જે ત્રણ જમીનદારો કાઉન્સિલમા હતા, તેમની ખેતીના આકડા ભેગા કર્યા હતા. ખુરો અને તેના કુટુંબીઓની ખેતીના આકડા ભેગા કર્યા હતા. આખા ડીવીઝનના આકડા ભેગા કર્યા હતા. અને પાછલા ત્રણ વર્ષમા કેટલી ખેતી થયેલી તે આંકડા પણ સરખામણી માટે સામેલ રાખ્યા હતા. ખુરોની જમીનમાં ૨૯, ૩૦, ૩૧ની સાલમા ૧૨૦૦ એકરમાથી વધારેમા વધારે ૪૦૦ એકર ખેતી થઈ હતી. જ્યારે સક્કર બરાજના શરૂઆતના પહેલા વર્ષમા એની ૬૫૦ એકર જમીનમા ડાંગર વવાઈ હતી. અને ૫૫૦ એકરમાં ઘઉં માટે પાણી લીધું હતું. આ રીતે ખુરાના ભાઈએ પોતાની હોશિયારી અને સરકારમા પોતાની લાગવગને લીધે નહેરોનો સો ટકા લાભ લેવાનું નક્કી કર્યું હતું. ભાઈલાલભાઈએ પણ એ લાગવગવાળા જમીનદારને નાખુશ ન કરતા કાયદો કોરાણે મૂકી પાણી આપ્યું હતું. જો કે ડીવીઝનના બધા જમીનદાર-ખેડૂતોની બાબતમાં આવું બન્યું ન હતું. પરંતુ આ વર્ષે ડીવીઝનની જેટલી જમીનને પાણી આપવાનુ હતું તેના ૧૩૦ ટકા ખરીફ પાકની ખેતીને પાણી અપાયું હતું.

સાહેબ ખુશ થયો. ખુરોનું મો બંધ કરી દેવાનું એને મોટામાં મોટું સાધન મળ્યું. એની ખુશાલી વ્યક્ત કરતા, ભાઈલાલભાઈની દીર્ઘદષ્ટિની કદર કરી એણે કહ્યું: 'પણ તમે ઠરેલા ધોરણ કરતા નહેરમાં પાણી વધારે લીધું શી રીતે ? જમીનદારોને આપ્યું શી રીતે ?'

ભાઈલાલભાઈ: 'સાહેબ, એ વાત ન પૂછશો. બરાજની નહેરોમા જમીનદારોને વિશ્વાસ બેસાડવા સરકારનો કાયદો એક બાજુ

મૂકી મેં એ પગલું ભર્યું છે.'

સાહેબે પણ કાયદાભંગથી લાભ થયો હતો એટલે આગળ ન પૂછયું. સભા થઈ ગઈ. સાહેબના પગમાં જોર આવ્યું હતું. બીજે દિવસે એ મુંબઈ ઊપડી ગયા. સર શાહનવાઝ ભૂતોને મળ્યા, અને તેમના મિત્ર ખુરોએ જે ખરડો રજૂ કર્યો છે તે હકીકત કેટલી ખોટી છે તેના પુરાવામાં ખુરોની ખેતીના આંકડા આપ્યા. ભૂતોએ ખુરોને તરત વાત પહોંચાડી કહ્યું — આ ઠરાવ મૂકવાની મૂર્ખાઈ ક્યાં કરી?

ખુરોને પોતાની ખેતીના આંકડા માન્યામાં ન આવ્યા. કહ્યું : 'આ આંકડા સાચા હોઈ શકે નહિ.'

ભૂતો : 'શા ઉપરથી?'

ખુરો : 'બધી જમીનમાં કોઈ રીતે પાણી મળે એવી સ્થિતિ આવે ક્યાંથી?'

ભૂતો : 'તમારી પાસે એ આંકડા મુકાય ત્યારે ઇન્કાર કરવા કોઈ સાધન છે?'

ખુરો : 'મેં તો સમગ્ર પ્રજાના ઊહાપોહ ઉપરથી ઠરાવ મૂક્યો છે. ભાઈએ અમારી જમીનમાં કેટલી ખેતી કરી છે તેની મને ખબર નથી.'

ભૂતો : 'તો પહેલાં ચોક્કસ કર્યા પછી પગલું ભરો.'

તે પછી ખુરોએ ભાઈને તાર કરી આંકડા મંગાવ્યા, તે સાચા નીકળ્યા એટલે ખરડો પાછો ખેંચ્યો.

આ પ્રસંગથી મિ. હેરીસને ભાઈલાલભાઈને એ ડીવીઝન

૧૮

## ફરજને મોરચે અણનમ

સિંધુ એટલે સમુદ્ર. સિંધુ નદી એટલે સમુદ્રની ઝાંખી કરાવે તેવી મોટી નદી. સિંધુનાં દર્શન કર્યાં નથી તેમને એવો પણ આપોઆપ ખ્યાલ બંધાઈ જાય છે કે જેમ સિંધુ માઝા મૂકતો નથી, તેમ સિંધુ નદી પણ માઝા મૂકતી નહિ હોય. પરંતુ આ આખો ખ્યાલ સિંધુનો અનુભવ થતાં ખોટો પડે છે.

સિંધુ નદી વિશાળ છે એ સાચું, પણ પૂરને એના પેટાળમાં સમાવે એટલું એનું પેટ મોટું નથી. એની વિશળતા પ્રમાણે એ જેટલી ઊંડી હોવી જોઈએ તેટલી એ નથી. સિંધુ હિમાલયમાંથી ઘણો કાંપ ખેંચી લાવે છે. નદી કે નહેરનું પાણી સીધું પી શકાય નહિ તેટલો કાંપ કાયમ હોય છે. આ કાંપના થર નદીની બંને બાજુના કિનારા ઉપર બાઝે અને દૂરના પ્રદેશમાં નીતરેલું પાણી જવાથી ત્યાં કાંપ પ્રમાણમાં ઓછો જાય છે. પરિણામે નદીના વહેણની બને બાજુની જમીન ઢાળ પડતી થયેલી છે. આપણા ઘરના મોભારા ઉપરથી નદી વહેતી હોય અને બંને બાજુના છાપરાનો ઢળતો ભાગ જમીન હોય તેમ સિંધુનો પ્રદેશ છે.

પરિણામે, પહેલાના વખતમાં સિંધ-પંજાબમાં જ્યારે બરફ ઓગળવાથી ઓચિંતું પૂર આવતું ત્યારે માણસો કે પશુઓ નદીમાં હોય કે બાજુમાં હોય તો ખેંચાઈ જતાં. લશ્કર નદી ઓળંગતાં હોય અને પૂર આવ્યાથી તણાઈ ગયાના દાખલા પણ ઇતિહાસમાં

નોંધાયેલા છે. અંગ્રેજોનો રાજ્યવહીવટ આવતાં આ નુકસાન ટાળવા એમણે રસ્તા લીધા. જ્યાં જ્યાં કિનારાની જગાએ નીચાણવાળો ભાગ હતો અને પૂર વખતે પાણી બહાર ઊભરાઈ જઈને મુલકને નુકસાન કરતું તે જગાએ સિંધુ ઉપર બંધ બાંધવામાં આવ્યા છે. સિંધ પ્રાંતમાં આવા છૂટક બંધની લંબાઈ લગભગ ૪૫૦ માઈલની છે. પૂર વખતે વધારેમાં વધારે પાણીનું લેવલ જે હોય છે તે કરતાં આ બંધ પાંચ ફૂટ ઊંચા બાંધવામાં આવ્યા છે. ઉપરાંત તકેદારી તરીકે, પૂરની શરૂઆતમાં, તારથી નદીના એક છેડેથી બીજા છેડા સુધી વીજળીની ઝડપે ખબર પહોંચાડી દેવાય છે એટલે એન્જિનિયરીંગ ખાતું એ પૂર આવીને ઓસરી જાય ત્યાં બંધ તૂટે કરે તો પગલાં લઈ શકે માટે ચોવીસ કલાક ચોકી કરે છે

આપણે ત્યાં શેઢી અને વિશ્વામિત્રી જેવી નાની નદીઓ, છીછરી હોવાથી પૂર વખતે ફાટી જાય છે અને નદી પરનાં ગામોને ડુબાડતી રહે છે. વિશ્વામિત્રી ઉપર આવેલું વડોદરા રેલમાં આ કારણે કેટલું હેરાનપરેશાન થયેલું છે તે ત્યાંના રહેવાસીઓએ અનુભવેલું છે, બીજાએ જાણેલું છે. પરંતુ સિંધુ જેવી વાઘણને બંધ બાંધીને નાથવાનો દેશમાં પ્રત્યક્ષ પુરાવો હોવા છતાં શેઢી–વિશ્વામિત્રી જેવાં શિયાળવાંને આજ સુધી નાથી શકાયાં નથી!

સિંધુમાં, ઉનાળામાં હિમાલય ઉપરનો બરફ ઓગળવાથી પૂર આવે છે તે તો ઓછવત્તા પ્રમાણમાં નિયમિત કહેવાય, પરંતુ સાયોક ડેમ તૂટવાથી જે પૂર આવે છે તે અનિયમિત અને અચોક્કસ છે. કાશ્મીરમાં, ગીલગીટની નજીક, પર્વતોને ભેદીને સિંધુની એક શાખા નીકળે છે. આ સ્થળ એટલી બધી ઊંચાઈએ છે કે ત્યાં પાણીનો બરફ થઈ જાય છે. ગિરિમાળાનું દ્વાર, જ્યાં થઈને નદી વહે છે ત્યાં બરફનો બંધ કુદરતી રીતે થઈ જાય છે અને નદીના વહેતા પાણીને એ બંધ રોકે છે. પરિણામે, એ ગિરિમાળામાં કુદરતી સરોવર બંધાઈ જાય છે. આ સરોવરની સપાટી

ઉપર બરફ હોય છે, અને નીચે પાણી જમા થતું જાય છે. વરસો-વરસ આ રીતે સરોવરમાં પાણીનું દબાણ વધતું જાય છે અને છેવટ દસ, બાર કે પંદર વર્ષે પાણીના દબાણને જોરે બરફનો બંધ તૂટે છે. વર્ષોથી ગોંધાઈ રહેલું જળ સિંધુમાં તાંડવ નૃત્ય આરંભે ત્યારે પાંચસાત માઈલ સુધી એની ઝાંઝરીનો ઝણકાર સંભળાતો હોય છે.

આ સાયોક ડેમ ઉપર અંગ્રેજ વહીવટમાં કાયમનું થાણું મૂકેલું છે, જ્યાં ચોવીસ કલાકની ચોકી છે. બંધનો બરફ તૂટવાના ચિહ્ન માલૂમ પડે કે તરત તોપ ફોડવામાં આવે છે. એ અવાજ સાંભળતાં, દૂર, સલામત જગાએ રાખેલી તાર ઑફિસનાં દોરડાં ઝણઝણી ઊઠે છે અને સિંધ-પંજાબના નદી કિનારે એની ખબર પહોંચી જાય છે. કોઈ લશ્કરનો હૂમલો નગર ઉપર આવતો હોય અને કોટની રાંગે રાંગે લશ્કર તોપો ખડી કરી સજ્જ થઈ જાય તેમ ઇજનેરી ખાતું કિનારાના બંધો ઉપર ગોઠવાઈ જાય છે. જો કોઈ બંધ તૂટે એવી શંકા પડે તો તરત એની પાછળ નવો બંધ બાંધવાનો શરૂ થાય છે. આથી કોઈ કોઈ જગાએ એક પાછળ એક એમ ત્રણ ચાર સુધીના બંધ બંધાયેલા જોવા મળે છે.

'૨૯ના ઑગસ્ટની શરૂઆતમાં સાયોક ડેમ તૂટવાનો તાર સિંધુને કાંઠે ફરી વળ્યો. ઉનાળાનું પૂર ચાલુ હતું તેમાં આ નવું પૂર ઉમેરવાના સમાચારથી પ્રજામાં ગભરાટ ફેલાઈ ગયો. આવી રીતે બંને પૂર ભેગાં થયાં હોય તેવું નજીકનાં વર્ષોમાં બન્યું હોય તેમ લોકોનો અનુભવ ન હતો. ડેમ ઉપરથી તાર આવ્યો તે પછી ચૌદ દિવસે પૂર સક્કર પ્રદેશમાં પ્રવેશવાનું હતું. સક્કર બરાજનું કામ ચાલતું હતું એટલે પ્રાંતમાં ઇજનેરી ખાતું ઘણા મોટા પ્રમાણમાં હતું. પૂર આવી પહોંચે તે પહેલાં દરેકે દરેક ચાંપતા ઇલાજ લઈ લેવામાં આવ્યા હતા. ચોવીસેય કલાકનો કડક પહેરો નદીના કાંઠા ઉપર ચાલી રહ્યો હતો. સિંહગર્જનાની માફક પાંચ પાંચ માઈલ

સુધી સિંધુ ઘૂઘવ્યા કરતી હતી, કંઈ ઘડીએ એ ખાશે તેની બીકથી પ્રજા ફફડ્યા કરતી હતી. પરંતુ બેત્રણ દિવસના રૂદ્રરૂપ પછી કોઈ જાતનો વિનાશ નોતર્યા સિવાય એણે સૌમ્ય સ્વરૂપ ધારણ કર્યું. અને એન્જિનિયરીંગ ખાતાએ છુટકારાનો દમ લીધો, એમાં પોતાની ફત્તેહનો પણ ગર્વ હતો.

એટલે '૩૦ના જૂનની આખરમાં સિંધમાં પૂર શરૂ થયાનો તાર કાદ્રા ઉપર ફરી વળ્યો ત્યારે ગઈ સાલની સફળ કામગીરીથી અતિ વિશ્વાસમાં આવી ગયેલા એન્જિનિયરીંગ ખાતાએ કંઈ ચિંતાનું કારણ જોયું નહિ. ગઈ સાલ બે પૂરનો સામટો સામનો કરેલો એટલે એક પૂરનો શો હિસાબ? પણ ઘડો કાંકરી ફોડી નાખે તેમ આ વખતે હજુ પૂર સામાન્ય ઊંચી સપાટી સુધી ચડયું પણ નહોતું છતા ગઈ વખતે સામનો કરતાં બંધના પાયા હચમચી ગયા હશે તેથી લારખાના અને દાદુ જિલ્લામાં પાંચેક જગાએ બંધ તૂટ્યા, અને આ ગાબડું એટલે હજારેક ફૂટના બંધના ફૂરચા. એવડા મોટા ગાબડામાંથી સિંધુ બહાર રેલાવા માંડે એટલે કેટલો પ્રદેશ બોળી નાખે? નહેર તૂટે ત્યારે એનો બંધ બાંધવા કેવું યુદ્ધ કરવું પડે તેનો ખ્યાલ અગાઉ આવી ગયો છે. અહીં એવું મહાયુદ્ધ ખેલવું પડે. ૫૦–૧૦૦ હોડીઓ એકસાથે ભેગી સાંકળીને એમાં રહીને માણસોએ કામ કરવાનું. ગમે તેટલો પુરુષાર્થ માનવીઓ કરે પણ પૂર સાતઆઠ ફૂટથી વિશેષ હોય ત્યાં સુધી તો એ કાબૂમાં જ ન આવે. પરંતુ એ કાબૂમાં નહિ આવે માની બેસી પણ નહિ રહેવાનું. ગીતના કર્મસિદ્ધાંત પ્રમાણે કર્મ કરવાનો અધિકાર માની, ફળની આશા રાખ્યા વગર પરિશ્રમ કર્યે જવાનું. પૂર નીચે ઊતરતું જાય ત્યારે એ કર્મનું ફળ પાકે. એટલા વખતમાં કેટલો ય પ્રદેશ ડૂબી ગયો હોય, ખેતી પાયમાલ થઈ હોય, ઘરો બેસી ગયાં હોય, લોક ઘરબાર છોડી જીવ બચાવવા દૂર દૂર ચાલી નીકળ્યા હોય.

આ વખતે ભાઈલાલભાઈ લારખાનામાં ગઈ સાલથી બદલા-

ઈને આવેલા હતા. નદીના બંધનો ચાર્જ જૂની નહેરવાળા ઇજનેર પાસે હતો, પરંતુ જે બંધ તૂટ્યો હતો તેનું પાણી લારખાના શહેરમાં અમુક વખતે ફરી વળશે એવી કલેક્ટરને ખબર મળી એટલે એમણે ભાઈલાલભાઈને કામ સોંપ્યું—શહેરને બચાવવા આવતા પાણીને બીજે રસ્તે વાળવા તમે કામ હાથમાં લ્યો.

ભાઈલાલભાઈ બંધ તૂટવાથી જે પૂર આવી રહ્યું હતું તે જોઈ આવ્યા. પાણી વધતું જતું હતું. એમણે જોયું કે આવા મોટા કામ માટે લોકો મોટી સંખ્યામાં કામ કરવા લાગી જાય તો જ શહેર બચાવી શકાય. પોલીસ ઇન્સ્પેક્ટર મારફત શહેરમાં દાંડી પીટાવી કે શહેર ભયમાં છે માટે દરેક સશક્ત માણસે ઘરમાં જે હથિયાર હોય તે લઈને મદદે આવી પહોંચવું. આના પરિણામે ૩૫ હજારની વસતીમાંથી ફક્ત ચાર માણસો મદદે આવ્યા! આમ પ્રજા તો પાયમાલીને રસ્તે જવા તૈયાર હતી, પરંતુ સારા નસીબે પાણીને બીજો આપોઆપ રસ્તો મળી ગયો અને કુદરતી રીતે શહેર બચી ગયું.

પરંતુ આ તો લારખાના શહેરનો સવાલ ઊકલ્યો, પણ બીજા જે પ્રદેશમાં પાણી ફરી વળ્યું હતું અને આગળ વધવાનું હતું તેના નિકાલ માટે કયો રસ્તો લેવો તે કામ બાકી હતું. કલેક્ટર સાથે એની ચર્ચા થઈ અને બંને જણ જુદી જુદી જગાએ તેની તપાસ કરવા ઊપડી ગયા. આખા દિવસની ઘોડા અને ઊંટ ઉપર થઈને ૬૦ માઈલની મુસાફરી કરીને સાંજે પાંચ વાગ્યે બાડા સ્ટેશને ભાઈલાલભાઈ લારખાના જવા ગાડી પકડવા આવ્યા ત્યારે ગાડી ત્રણ કલાક મોડી હતી, પરંતુ તેમની વાટ જોતો તાર સ્ટેશન માસ્તરના ટેબલ ઉપર પડ્યો હતો. માસ્તરે તેમને આપ્યો અને ખોલ્યો તો તેમાં પત્નીના અવસાનના સમાચાર હતા! ૨૨મી જુલાઈના રોજ જીવનસંગિનીએ સંગ છોડી દીધો હતો.

'૨૯ના ડિસેમ્બરમાં પત્નીને મેલેરિયા લાગુ પડ્યો હતો. વર્ષોથી હૃદયરોગ તો હતો. તેમાં '૩૦ના માર્ચમાં હૃદય ઉપર વધારે

અસર પહોંચી. હવાફેર માટે સોજીત્રા લઈ જવા માટે ભાઈલાલ-ભાઈએ લાંબી રજા માગી હતી. પરંતુ વર્ષનો એ છેલ્લો માસ હતો, બજેટ પ્રમાણે સરકારી કામ પૂરાં કરવાની એમાં તડામાર હોય એટલે તરત રજા તો ન મળી, પણ એપ્રિલની શરૂઆતમાં પત્નીને વતનમાં હવાફેર માટે મૂકી આવવાની દસ દિવસની રજા મળી હતી. એટલે પત્નીને સોજીત્રા દીકરાઓ વચ્ચે મૂકીને ભાઈ-લાલભાઈ નોકરી ઉપર હાજર થયેલા. પરંતુ રેલ્વેની મુસાફરી દરમિયાન પત્નીને સ્ટ્રેચરમાં ફેરવેલી એથી ગંભીર માંદગી દિવસે દિવસે કેવું રૂપ લેતી હશે તેની ચિંતા મનમાં રહ્યા કરતી હતી. દીકરાઓના પત્રો તો આવે, પરંતુ એથી સંતોષ શો થાય? રજાની માગણી, ઉઘરાણી એ કર્યા કરે પણ રજા ન મળી તે ન મળી અને પત્નીનો મેળાપ ફરી ન થયો તે ન જ થયો!

વેઇટીંગ રૂમ નહિ તેવા નાના સ્ટેશને બહાર ખુરશી નાખીને ગાડીની ત્રણ કલાકની રાહ જોતા ભાઈલાલભાઈ બેઠા ત્યારે એમના હૈયામાં પત્નીના અવસાનનું દુઃખ તરફડિયાં મારતું હતું અને બીજી બાજુ, પાણીના પૂરમાં ફસાયેલાં હજારો માણસોનું દુઃખ કિકિયારીઓ પાડતું હતું. પોતાના દુઃખને ભૂલવા, બીજાઓનું દુઃખ પોતાનાથી બને તેટલું હલકું કરવા ભાઈલાલભાઈ દિવસની મુસાફરીના-અનુભવનું તોલન કરતા કોઈ રસિક નવલકથાના વાચનમાં ડૂબી ગયા હોય તેમ એ પ્રદેશના નકશામાં ડૂબી ગયા. ક્યાં આગળથી પાણીનો રસ્તો કરવામાં આવે તો ઓછું નુકસાન થાય તેની ગણતરી નકશામાં જુદી જુદી જગાએ રસ્તાઓ કલ્પીને કર્યે જતા હતા. અને ગાડી આવે તે પહેલાં કયે રસ્તે ઓછામાં ઓછું નુકસાન છે તે એમણે નક્કી કરી લીધું હતું.

ગાડી આવી. જેવા બેસવા જાય છે તેવા એ ખાનામાં કલેક્ટર પણ આગળ તપાસ કરીને આવતા હતા. એસિસ્ટન્ટ કલેક્ટર અને એક્ઝીક્યુટીવ એન્જિનિયર સાથે કલેક્ટરે ચર્ચા કરી હતી અને ત્રણે જણે જે

રસ્તો કાઢવા વિચાર્યું હતું તે હકીકત કલેક્ટરે ભાઈલાલભાઈને જણાવી. ભાઈલાલભાઈએ ત્રણ કલાક દરમિયાન જુદા જુદા રસ્તા વિચાર્યા હતા તેમાં એનો ખ્યાલ પણ હતો. પરંતુ એમાં અને પોતે છેવટ નક્કી કરેલ તેમાં કેટલો ફેર હતો તે એમણે કલેક્ટર આગળ નકશો કાઢી હિસાબ સાથે ગણી બતાવ્યો. સૂચનાવાળા રસ્તે, ૧૪ ગામ ડૂબતાં હતાં, સવાલાખ રૂપિયાનું મહેસૂલ માફ કરવું પડે તેટલી જમીન ડૂબતી હતી. ભાઈલાલભાઈની યોજના પ્રમાણે ૯ ગામ ડૂબતાં હતાં અને ૭૫ હજારનું મહેસૂલ જતું હતું.

ત્રણ અમલદારોએ જે વિચારેલું તેના કરતાં ય સારો રસ્તો ભાઈલાલભાઈની યોજનામાં હતો તેની ખાતરી થતાં કલેક્ટરે કહ્યું: 'જુદા જુદા રસ્તાઓની ગણતરી તમે ક્યારે ગણી કાઢી?'

ભાઈલાલભાઈએ ત્રણ કલાક ગાડી મોડી હતી તે વખતનો ઉપયોગ કર્યો તેમ કહ્યું, અને સાથે પત્નીના અવસાનનું દુઃખ ભૂલવામાં એ કામ મદદે આવ્યું તેમ જણાવ્યું. કલેક્ટર ભાઈલાલભાઈ સામે તાકી રહ્યો. આ માણસ પત્નીના અવસાનનો તાર મળ્યા પછી આટલી સ્વસ્થતાભરી રીતે વિચારી શક્યો!

સ્ટેશને ઊતરતાં કલેક્ટર, મિ. મેકનેકલન ભાઈલાલભાઈને પોતાને બંગલે સીધો લઈ ગયો. એકલા પડતાં એ શોકમાં ન પડી જાય તે માટે. આ કારણે તારથી રજા મંગાવી વતનમાં કુટુંબ ભેગા રહેવાની સૂચના કરી. ભાઈલાલભાઈ એથી જુદું વિચારતા હતા. એમણે કહ્યું—જે થનાર હતું તે થઈ ગયું. અવસાન પહેલાં રજા મળી હોત તો એનો અર્થ હતો, હવે જ્યારે લોકો પૂરમાં ફસાયાં છે ત્યારે એમાં મદદરૂપ થવાનું મૂકીને જવું એ પણ યોગ્ય નથી! કલેક્ટર ભાઈલાલભાઈની આંખો સામે તાકી જ રહ્યો.

બીજે દિવસે ભાઈલાલભાઈની યોજનાને કલેક્ટરે સંમતિ આપી એટલે લારખાનાથી ૪૦–૫૦ માઈલ દૂર ધાર નહેર તોડીને પાણીને જવા માટે આગળ રસ્તો કરવાનો હતો ત્યાં એમણે પોતાના

સ્ટાફ સાથે જઈને મુકામ નાખ્યો. બાવળના ઝાડ નીચે ખાટલા ઉપર મુકામ. બાવળનો છાંયડો જેમ ફરે તેમ ઉનાળાની ગરમીમાં ખાટલો–મુકામ ચારે બાજુ ફેરવવામાં આવે. પ્રદેશ ઉપર જેમ જેમ પાણી ફરતું ગયું તેમ સેંકડોહજારો સાપ–વીંછી પોતપોતાના દરોમાંથી જીવ લઈને નાઠેલા તે નહેરની પાળો ઉપર ચડી ગયેલા. બાવળ નીચે જ્યાં મુકામ હતો તેની ચોમેર નહેરના બંધ ઉપર મોટી સંખ્યામાં સાપ–વીંછીઓ સળવળ્યા કરતા હતા. ખાટલામાંથી નીચે પગ મૂકતા બૂટ હોય છતાં નીચે કોઈ દબાતું તો નથીને તે જોઈને પગ મૂકવાનો રહેતો હતો. રાત્રે ખાટલાને ચાર પાયે ફાનસ બાંધીને આંખ મીચવાની હોય? તે સ્થિતિમાં મજૂરોને કામ કરવું તે પણ કેટલું મુશ્કેલ?

નદીનો બંધ સાધતાં ત્રણ માસ નીકળી જાય, એટલા વખતમાં જે પાણી વહી આવે તે પ્રદેશને ડુબાડી ન દે માટે રસ્તો કાઢી ૬૦ માઈલ દૂર એ પ્રવાહને લઈ જઈ બલુચિસ્તાનના પહાડોમાંથી કાંસમાં પાણી આવે છે તેમાં વાળવાનું હતું. નદીથી, ત્રીસ માઈલ દૂર ઘાર નહેર આગળથી ૬૦ માઈલનો રસ્તો, પાણીની ગતિ દરરોજ ૪ માઈલની હતી તે પ્રમાણે રોજ રસ્તો કરતા જવાનો હતો. જેમ ગંગાના પ્રવાહ પ્રમાણે ભગીરથને રસ્તો કરવો પડચો હતો તેમ.

પરંતુ જે ગામો આ રસ્તામાં આવી જતાં હતાં તેમને ખબર પડતાં નહેર ઉપર ૪૦૦–૫૦૦ માણસો ભેગું થયું. પોતાના ગામ ઉપર થઈને રસ્તો નહિ લઈ જવાનો વિરોધ કરવા. કલેક્ટરે બધાંને પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો. નુકસાન થવાનું છે તેની ના નહિ, પણ આ રસ્તે ઓછામાં ઓછું થવાનું હોઈ સરકારે આ છેવટનો નિર્ણય કર્યો છે. ચાર દિવસ પછી આ રસ્તે પાણી વહેતું થશે માટે એટલા વખતમાં ગામ ખાલી કરવાની સમજણ આપી. સરકાર નુકસાનનો બદલો આપશે તેવું આશ્વાસન આપ્યું. તે વખતે તો

લોકો ગયા પરંતુ જ્યારે ખોદવાનું શરૂ કરવાનો દિવસ આવ્યો ત્યારે ૨૦૦ માણસ હથિયાર સાથે સામનો કરવા આવી પહોંચ્યા મુકામ ઉપર હથિયારધારી પોલીસ હતી હવાલદારે ટોળાને સમજાવવા પ્રયત્ન કર્યો પોલીસોને તોફાન થાય તો ગોળીબાર કરવાનો અધિકાર છે તેની સત્તાની બીક પણ બતાવી, પરંતુ ટોળાએ માન્યું નહિ

બીજો કોઈ પ્રસંગ હોય તો ભાઈલાલભાઈ એમના આકળા સ્વભાવ પ્રમાણે ટોળા ઉપર તૂટી પડયા હોત ધીરજ રાખવી તે એમના સ્વભાવમાં જ નહિ પરંતુ પત્નીના અવસાનથી એમના હૈયામાં દુઃખની જે ધારા વહી રહી હતી તેણે એમને આર્દ્ર બનાવ્યા હતા ગરીબ લોકોને પોતાનું ઘરબાર છોડી ચાલી નીકળવું પડે પોતાનો પાક ડૂબી જતો જોવો પડે પોતાના ઘર સપાટ મેદાન થતાં નિઃસહાય થઈને નીરખી રહેવું પડે, એ પત્ની, બાળકના મૃત્યુ કરતાં શું ઓછી દુઃખદ સ્થિતિ છે। એવા આર્દ્ર હૃદયને લીધે પોલીસનું ટોળાએ ન ગણકાર્યું છતાં ભાઈલાલભાઈ શાંત રહ્યા.

પરંતુ એમ શાન્તિ બાળ પે પણ પાલવે એવું ન હતું. બહુજનહિનાય આની નાની પાયમાલી સર્જવામાં જ ધર્મ હતો હૈયાને પથ્થરનું કરી ભાઈલાલભાઈએ કલેકટરને તાર કર્યો બીજે દિવસે એસિ. ડી એસ પી ૩૦ હથિયારધારી પોલીસ ટુકડી લઈને આવી પહોંચ્યો બંદૂકો ખડી કરી દીધી, ટોળાને ચેતવણી અપાઈ ગઈ કે ૨૦૦ ફૂટની અંદર જો કોઈએ ડગ ભર્યું છે તો ગોળીથી વીંધાઈ જવું પડશે છેવટ સત્તા આગળ ટોળું લાચાર બન્યું, વિખરાયું અને પાણીનો રસ્તો કરતા ખોદવાનું શરૂ થયું. આમ પત્નીના અવસાનનો આઘાત અંતરમાં ઊંડે ભંડારી દઈને બરાબર એક મહિનો આ ભગીરથ કામ ભાઈલાલભાઈએ કરીને એ પ્રવાહને કાસમાં નાખી મસુર સરોવરમાં પાણી દીધાં જાય તૂટયા પહેલા એમણે પત્નીની માંદગી અને રજાની ઉઘરાણી કરેલી તેનો

જવાબ આ કામ ચાલતું હતું તે દરમિયાન આવ્યો : 'તમને ઑક્ટોબરમાં રજા આપવામાં આવશે!'

ભાઈલાલભાઈએ વળતો જવાબ લખી દીધો : 'જેને માટે મારે રજા જોઈતી હતી તે સદાને માટે મને છોડીને ચાલી ગઈ છે અને ઈશ્વરનો આભાર માનું છું કે મારે હવે તે કારણે રજાની ભીખ માગવી નહિ પડે!' અને એ જવાબ ઉપરી અમલદારને પહોંચતાં એણે દિલગીરી બતાવતો પ્રત્યુત્તર વાળ્યો।

૧૯

## સદ્દભાગી ગંગાબા

ભાઈલાલભાઈ એ જમાનાના બાળલગ્નના રિવાજ પ્રમાણે દસ વર્ષની ઉંમરે પરણેલા. પત્નીનું નામ ભાભીની નામરાશિએ ગંગા હતું. એ પણ દસ વર્ષનાં હતાં. લગ્ન નાની ઉંમરમાં થતાં પણ વહુ સાસરે તો મોટી ઉંમરે આવતી. એ રીતે ગંગાવહુને વડીલો મોટી ઉંમરે તેડત. પરંતુ લગ્ન પછી માબાપ એક એક વરસને આંતરે ગુજરી ગયાં. વૃદ્ધ દાદીમા ઘરમાં અપંગ હતાં. સોળ વર્ષનાં ભાભીએ એ સ્થિતિમાં ઘરનો કારભાર ઉપાડી લીધો હતો. પરંતુ એમને સીમંત આવ્યું, પ્રસૂતિ ઉપર પિયર ગયાં અને ઘરનું કામ પડ્યું માથા ઉપર ભાઈલાલભાઈના. ૧૩-૧૪ વર્ષની ઉંમરે પૌત્ર જાતે રસોઈ કરે તે દાદીમાને શી રીતે સહન થાય? એમણે ગંગાવહુને '૧૩ વર્ષની ઉંમરે સાસરે પ્રથમ તેડ્યા.

ગંગા તેર વર્ષની નાનકડી હતી છતાં ઘણી હોશિયાર હતી. એ ઉંમરમાં એણે સાત ધોરણનો ગુજરાતી અભ્યાસ કર્યો હતો અને ભણવામાં આગળ નંબર રાખતી હતી. એને એ વખતે ભણવાનું મળ્યું હોત તો એ કયી ડીગ્રી લેત તે કહેવું વૃથા છે. તેર વર્ષની ઉંમરે પિયર, નિશાળ છોડી એ સંસારશાળામાં પ્રવેશી. -સંસાર-શાળામા વહુ થઈને પ્રવેશવું એટલે કામમાં દટાવું અને સાસુ-નણંદનાં ધોકણાંના માર ખાવા. ગંગાવહુને માટે સંસારશાળા ઘણી સારી.હતી સાસુ કે નણંદ ન હતાં. સસરા નહોતા એટલે એમની

સેવાનો પડતો બોલ ઝીલવાનો ન હતો. જેઠ ભણવા બહાર રહેતા એટલે એ તરફની ચિંતા ન હતી. પોતાની ઉંમરનો જ નાવલિયો ઘરમાં કરતોકારવતો હતો. એ ઉંમરમાં વર–વહુને બોલવાનું તો શું, પણ નજર માંડવાનો પણ અધિકાર ન હોય ત્યા બંનેને મળીને ઘર ચલાવવાનું એટલે એ અધિકાર આપોઆપ મળી ગયો હતો.

ઘરકામ એ ગંગાવહુનો ખોરાક હતો. નવરાં ન બેસી રહેવું, કામ જ કર્યા કરવું એ લોહીનો સ્વભાવ હતો. એટલે ભવિષ્યમાં સાહેબનાં વહુ બન્યાં, સાહ્યબી આવી, છતાં એમણે કામ કરવાનું છોડયું નહિ. સાસુ બન્યા છતાં પણ વહુ ઉપર કામનો ભાર નાખી દઈ નવરા બેસવાનું એમને ગમ્યું નહિ. મરતાં લગી ઘંટીએ દળતાં. ભાઈલાલભાઈને ડિસ્ટ્રીકમાં નોકરીએ જવાનું એટલે કાયમ રસોયો રાખવો પડતો, છતાં એમણે ઘેર રસોયાને રસોઈ કરવા દીધી નથી. પોતાના હાથે રસોઈ કરીને પતિને જમાડીને ઠેઠ સુધી એમણે તૃપ્તિ અનુભવી છે. આવાં કામઢાં ગંગાવહુને નાની ઉંમરે સંસાર-શાળામાં દાખલ થવું પડયું છતાં દુઃખ જેવું ન હતું. હસમુખો ચહેરો, ગોરો વાન, સુડોળ આકાર, તેજ બુદ્ધિ અને વંટોળિયાની માફક કામ ઉપર ફરી વળવાની શક્તિ જોઈ દાદીમાના હરખનો પાર નહોતો રહેતો.

ગંગાવહુએ માન્યું હશે કે ભાભી સુવાવડ પછી આવશે એટલે પોતાનો ભાર ઓછો થશે. ભાભી આવ્યા પણ પણ ખરાં, દીકરો જન્મ્યો હતો એટલે આનંદ પણ હતો. પરંતુ દીકરો એક વરસનો થઈને ગુજરી ગયો, ભાભી તે પછી છ માસે ગુજરી ગયાં અને બધી જવાબદારી એ ઉંમરમાં ગંગાવહુ ઉપર આવી પડી. ભાભીના પિયરમાં કાણ લઈને એ ઉંમરમાં એ ગયાં! એવી જ સ્થિતિ ભાઈલાલભાઈની હતી. કાણુ કાઢવી એટલે ગાડાબળદનો સરંજામ કરવો. એદૂત રહે મધરોલની સીમમાં—ત્રણ ગાઉ છેટે. રાત્રે અગિયાર વાગ્યે એટલે દૂર, નાની ઉંમરમાં એ બળદ લેવા ગયા. મોટે

પરોઢિયે સોજીત્રાથી વસો કાણુ લઈને ગંગાવહુ ઘરના મુખ્ય તરીકે ગયાં. ભાભી ઉપર હેત પણ ખરું એટલે એ વ્યક્ત કરવા મન મૂકીને કૂટયાં પણ ખરાં.

તે પછી તો એમણે ઘણી દુનિયા જોઈ, જુદા જુદા પ્રાંતનાં પાણી પીધાં, છતાં કૂટવા તરફ ઘૃણા ન ઊપજી. શોક વ્યક્ત કરવા કૂટવું એ વ્યાજબી હોય તેમ એ મોટી ઉંમરે સોળ્યા આવ્યા હોય અને એવો પ્રસંગ હોય તો ફૂટવા જતાં! આ એમનુ વર્તન જોઈ કોઈ એમને એમ માની બેસે કે એ રૂઢિચુસ્તના પ્રતિનિધિ હશે તો એ પણ ખોટું હતું.

ભાઈલાલભાઈ નોકરી ઉપર દાખલ થયા એટલે ગંગાબહેન દેશ એવો વેશ અને ધંધા પ્રમાણે રહેણીકરણીની માફક સાજે બને, સુધરેલા જોડાની મારક ફરવા જતા. ભાઈલાલભાઈ નો મુકામ ડિસ્ટ્રીકમાં હોય ત્યારે એ ઘોડાગાડીમા એમની સાથે જતાં. પરદેશમાં આ બધું વર્તન કોઈ જોનાર ન હોય તો ચાલ્યું જાય. ભાઈલાલભાઈના કાકાના દીકરા, ધંધા માટે એમની સાથે ગયેલા. કૉન્ટ્રાક્ટનો ધંધો કરે. ઉંમરમાં એ મોટા એટલે આ રીતે બને જણુ ફરે અને મુરબ્બી તરીકે પોતાનો મલાજો રાખે નહિ એ એમનાથી કેમ વેઠયું જાય? ભાઈલાલભાઈની કૃપા ઉપર ધંધો કરવા ગયેલા એટલે એ એમની આગળ મુરબ્બીવટ તો શી રીતે દાખવે? એટલે મનનો ઉભરો, ઘેર જાય ત્યારે, કુટુંબમાં સૌ કરતા વડીલ, સૂરજકાકી આગળ કાઢે. સૂરજકાકીનો કુટુંબના બધા બૈરાં ઉપર એટલો દાબ કે એમની દરેકને બીક લાગે. એણે બીડું ઝડપ્યું કે એને ઘેર આવવા દે. હું એવું સંભળાવીશ કે પછી એ એવા ચાળા કરવાની ખો ભૂલી જશે.

ગંગાબહેન એ પછી ઘેર આવ્યા ત્યારે સૂરજકાકીએ કહ્યું: 'ગંગાવહુ, તમે લાજ શરમ માથે મૂકી ભાઈલાલ સાથે ફરવા જાઓ છો તેથી મારે શરમાઈ મરવું પડે છે......'

સૂરજકાકી આગળ કંઈ બોલે તે પહેલાં ગંગાબહેને એમને બોલતાં જ બંધ કરી દીધાં: 'તે કાકી, કોઈના ભાયડા સાથે તો ફરવા નથી જતી ને!'

આમ સ્ત્રીની સ્વતંત્રતા એ સ્વીકારતાં છતાં વિધવાલગ્નની વાત આવે ત્યારે એટલાં જ ગંગાબહેન છેડાઈ પડે. એમનો મોટામાં મોટો વિરોધ—એમ થાય તો માથા ફરેલ રાંડો ધણીને મારી નાખીને નાસી જાય।

છતાં અસ્પૃશ્યતા બાબતમાં એટલાં જ સુધારક. માબાપના વૈષ્ણવ સંસ્કાર હતા શ્રીનાથજીની દરરોજ પૂજા કરે, તારાસ્નાનનું મરણપર્યંત જીવનવ્રત રહ્યું, છતાં હરિજન ઘરમાં આવે, જમે તેનો વાંધો નહિ. પર જ્ઞાતિ સાથેના ભોજનમાં વટલાવવાની છોછ નહિ; પણ લગ્નવ્યવહારની, કુળાકુળની એટલી જ રૂઢિચુસ્તતા. કન્યાકેળવણી બાબતમાં પણ મર્યાદિત કેળવણીમાં માન્યતા. ઘરસંસાર સારી રીતે ચલાવી શકે એટલું ભણતર હોય એટલે બસ.

ભાઈલાલભાઈને લીધે એમને મોટા અમલદાર વર્ગમાં વસવાનું થયું–ભળવું પડે. એમના કરતાં બીજા અમલદારની સ્ત્રીઓ વધારે ભણેલી, ડીગ્રીવાળી પણ હોય. છતાં કયારે ય એમનામાં ભળનાં લાઘવગ્રંથિ અનુભવી નથી. ઊલટ એવા ટોળામાં ય ચર્ચા ચાલતી હોય અને એ બોલે એટલે સામાની જીભ સીવાઈ જાય. એક વખત એક આઈ. સી. એસ.નાં વિદુષી પત્ની ખાદી અંગે ટીકા કરતાં હતાં, ઠેકડી કરતાં હતાં. ગંગાબહેને ભણતર ઉપર ઘા કરતાં કહ્યું: 'બહેન, તમે ભણ્યાં શું કામ? દેશને માટે લાગણી ન હોય તેવું ભણતર શા કામનું?'

ભાઈલાલભાઈએ '૨૧થી ખાદી પહેરવી શરૂ કરી તે સાથે ગંગાબહેને પણ ખાદી ધારણ કરી. પરદેશી વસ્તુના બહિષ્કારમાં હાથની કાચની બંગડીઓ પણ ત્યારથી કાઢી નાખીને અડધિયાં પહેર્યાં તે મરતાં સુધી કાચની બંગડી ન પહેરી.

નિર્ભયતા એ પણ એમનો એક ગુણ હતો. પૈવલાથી એ સેકન્ડ ક્લાસમાં મુસાફરી કરતા હતાં. સરસામાન મૂકવાની પાટિયા ઉપર જગા ન હતી એટલે એમણે નીચે પોતાનો સરસામાન મૂકેલો એથી ગોકળાશમાં ફરવા ટેવાયેલા એ વર્ગના ઉતારુઓને અડચણ પડે એમ હતું. ટિકિટચેકર આવ્યો. તેણે કહ્યું: 'સામાન અહીં કેમ મૂક્યો છે?'

ગંગાબહેન: 'ક્યાં મૂકું ત્યારે?'

ટિકિટચેકર: 'પાટિયા ઉપર મૂકો.'

ગંગાબહેન: 'ઉપર જગા તમને દેખાતી હોય તો મૂકી લ્યો.'

ટિકિટચેકર એવો જવાબ સાંભળવા ટેવાયેલો નહિ. એ ગુસ્સે થયો. અધિકાર બતાવવા સત્તાવાહી અવાજે બોલ્યો. બે વર્ષનો દીકરો ખોળામાં હતો તે ડારે બાઝી પડ્યો. પાંચ વર્ષનો દીકરો બી ગયો હોય તેમ બાને કહેવા લાગ્યો: 'બા લડીશ નહિ.'

ગંગાબહેને કહ્યું: 'યાદ રાખો, આવતે સ્ટેશને હું ફરિયાદ કરું છું. તમે લોકો સ્ત્રીમાણસને એકલા જાણીને હેરાન કરો છો. જો પાટિયા ઉપર જગા ન હોય તો, સગવડ વગર ટિકિટ આપવાનો ગુનો શું કામ રેલ્વે કરે છે?' પેલો ચૂપ થઈને ચાલ્યો ગયો તે ફરી દેખાયો નહિ!

એવી જ રીતે એક વખત ડબ્બામાં મિલિટરીના સોલ્જર્સ બેઠેલા. એ લોકો ગમે તેમ ગંદી ગાળો બોલે. લોકો એમના જંગલીપણાથી ત્રાસી ગયેલા એટલે મૂંગે મોઢે સાંભળી રહ્યા. છેવટ ગંગાબહેનથી સહ્યું ન ગયું, તે ઊભા થયાં અને પેલાઓને એક જ સવાલ કર્યો: 'તમારે મા-બહેન કોઈ નથી?' પેલા એટલા બધા શરમાઈ ગયા કે પછી માનપૂર્વક વર્ત્યા.

એક વખત પૂનાના લક્કડિયા પુલ ઉપર ઘોડો લપસી પડ્યો. ઘોડાગાડી ઊંધી થઈ ગઈ. બાળકો ગભરાઈ ગયા. ચીસો પાડી ઊઠ્યાં. ચીજ વસ્તુઓ મૂકેલી તે ઊથલીને દૂર પડી. બાજુમાં પોલીસ ઊભો

ઊભો જોયા કરતો હતો. ગંગાબહેને એને ઇશારત કરી પાસે બોલાવ્યો. પેલાને તો ખબર જ નહિ કે શું કામ બોલાવે છે. એ આવ્યા તે સાથે એની ધૂળ કાઢી નાખી. પોલીસની ફરજ આવે વખતે દોડી આવીને મદદ કરવાની કે દૂર રહ્યાં રહ્યાં તમાસો જોવાની? છેવટ પોલીસે બિચારાએ બધી ચીજ વસ્તુઓ ઘોડાગાડીમાં મૂકી આપી!

એવામાં એક વખત વચલા માળે સાપ નીકળ્યો. સાંજની રસોઈ માટ ગંગાબહેન તપેલી લેવા ગયાં. જેવી તપેલી ઊંચકી તેવો એને વીટાઈને બેઠો હોય તેમ સાપ નજરે પડ્યો. સાપની બૂમ પાડી એટલે ભાઈલાલભાઈ દોડતા આવ્યા. રસોડામાથી કાચરો લઈ, સાપ નાસી જવા જતો હતો તેને એમણે દાબી દીધો. ઉતાવળો ઉતાવળો નોકર પાડોશીને ત્યાંથી સાંણસો લઈ આવ્યો. નોકરમાં સાપ પકડવાની હિંમત નહિ. પણ સાહેબને ના ન કહેવાઈ અને એ પકડવા ગયો તેમાં બીકને લીધે પકડ ઢીલી પડી અને સાપ છટકીને ભીંતના દરમાં પેસી ગયો.

આ સ્થિતિમાં, ઉંદર-બિલાડીથી બીતી સ્ત્રીઓ રસોડામાં રસોઈ કરવાની હિંમત ન કરે. પરંતુ જાણે કંઈ બન્યું ન હોય તેમ, સાપનો વિચાર છોડી ગંગાબહેન બાજુના ઓરડામાં રસોઈ કરવા લાગી ગયાં. મહેમાન આવ્યા જોગે તે રાત્રે ઉપલે માળે સવાને

પતિભક્તિ હતી એટલે ભાઈલાલભાઈ સાથે એમને કોઈ જાતનો મતભેદ નહોતો ઊભો થતો એવું પણ નહિ. સામાન્ય રીતે મતભેદને અવકાશ ન હતો. બંનેમા ધ્યાન ખેંચે એવા જુદાં જુદાં વ્યક્તિત્વ હતાં. પરંતુ પોતાનું આગવું વ્યક્તિત્વ કોઈ એકબીજા ઉપર ઠોકી બેસાડવાની વૃત્તિ સેવનું નહિ એટલે પત્ની મૂર્તિપૂજક રહી શક્યાં, પતિએ મૂર્તિને નવ ગજના નમસ્કાર કર્યા. બીજા પ્રશ્નોમાં પણ બંને સ્વતંત્ર રીતે વર્તતા એટલે ઘર્ષણ થતું નહિ.

ભાઈલાલભાઈ અમલદાર તરીકે રહ્યા, પણ એમનામાં અમલદારનું એકાગીપણું, પોતાના અંગત જીવન પૂરતો કોશિટો રચવાપણું આવ્યું ન હતું. એમનું ઘર એટલે જાહેર અતિથિશાળા. મહેમાનો ચાલુ હોય જ. એમા સમજુ પણ હોય, અને ગેરલાભ લેનાર પણ હોય. ગંગાબહેન પણ આદરસત્કાર, પરોણાચાકરી કરવાના સ્વભાવનાં હતા, એટલે અંગત સુખસગવડનો ભોગ આપવો પડે એનો બળાપો એમણે કર્યો નથી. પરંતુ ભાઈલાલભાઈની ઉદારતા પરોણાચાકરીથી આગળ વધી બીજાઓને પૈસાની મદદ કરવામાં પણ વિશેષ રહેતી તે અંગે એમને મતભેદ હતો. અને આ મતભેદ ગંગાબહેનને નહોતો, ગંગાબાને હતો. પતિને મોટા પગાર મળતો હોય છતાં પોતાના દીકરાઓને વારસામાં મોટી મિલકત ન મળે એ કયી મા સહી શકે? મોટી મિલકત તો ઠીક, પણ ગંગાબા પોતાના ઘરમાં આટલા પગાર પછી ય દેવું જોતાં હતાં!

આ કારણે ભાઈલાલભાઈ સામે એમની એક જ ફરિયાદ હતી: આમ પૈસા તમે લોકોને આપી દો છો તે છોકરાંને ગોસાઈના મઠમા મૂકવાનાં છે!

ભાઈલાલભાઈ: હું કમાઉં તે મને ખર્ચવાનો અધિકાર નહિ? તમને બધાંને દુઃખી કરીને તો નથી ખર્ચતો ને?

ગંગાબા: દુઃખી ન કર્યાં એટલે બસ છે! દીકરાઓ વાપરનાર નથી?

અને મરતાં લગી એમણે પોતાની જાતને કામમાં પરોવી રાખી હતી એટલે એ કહેવાનો એમને હક્ક હતો, એનો શો આનંદ છે તે પણ એમણે અનુભવ્યો હતો.

'૨૯ના ડિસેમ્બરમાં એમને મલેરિયા લાગુ પડ્યો હતો. '૧૮ થી હૃદયરોગ હતો તેમાં '૩૦ના માર્ચમાં હૃદય ઉપર વધારે અસર પહોંચી. માંદગી વધતી ચાલી તેમ તેમ એમને પણ સમજાઈ ગયું કે હવે પોતે આ દુનિયાનાં ઝાઝા દિવસનાં મહેમાન ન હતાં.

આમ જોવા જાય તો ૪૨ વર્ષની ઉંમર એ મૃત્યુના સ્ટેશને ઊતરી પડવા માટે નાની કહેવાય. એ રીતે આ પ્રસંગ કરુણ કહેવાય. છતાં બીજી રીતે, ગંગાબાની રીતે વિચારીએ તો એટલો બધો કરુણ નથી. સંસારનું સુખ ભોગવી લીધું, માતૃત્વનાં અમી બાળકોને પાઈ લીધાં, મોટા દીકરા – ગોરધનભાઈને પરણાવીને એ લહાવો પણ લઈ લીધો. ઘરમાં વહુ ફરતી થઈ ગઈ. એકની એક દીકરી-સુભદ્રાબહેનનો વિવાહ પોતે જે વ્યવહારમાં માનતાં તે કુળવાન ગણાય તેવા ઘેર થઈ ગયો હતો. ભાવિ જમાઈને જોઈને હૈયું સંતોષાયું હતું. લગ્ન પોતાની આંખ આગળ થાય કે તે પછી થાય એમાં ઝાઝો ફેર પડવાનો ન હતો. નાના બે દીકરાઓ ભણતા હતા – ભણવામાં હોશિયાર હતા. સોજીત્રામાં, કુટુંબની વચ્ચે, ગામમાં કોઈએ નહોતું બાંધ્યું તેવું મકાન પૂરું થવા આવ્યું હતું. પતિ મોટા પગારના સારા હોદ્દા પર હતા. આવી લીલી વાડી નજર આગળ જોતાં જોતાં અખંડ સૌભાગ્ય સાથે વિદાય થવામાં હિંદુ સ્ત્રી ભવોભવની પોતાનું સદ્‌ભાગ્ય માનતી આવી છે, તેવા મહદ્ ભાગ્ય સાથે ગંગાબાનો આત્મા તા. ૨૨ મી જુલાઈ ૧૯૩૦ના રોજ શ્રીનાથજીના નામસ્મરણ સાથે વિદાય થયો. આજે પણ ગંગાબાનો આત્મા જ્યાં હશે ત્યાં લીલી વાડીને ઉત્તરોત્તર વૃદ્ધિગત થતી જોઈને હરખાતો હશે.

સિધમા નહેરો માટે સરવે શરૂ થઈ તેમા ખેતીની જમીન જાય તેનો લોકો ખાસ વાધો લેતા નહિ, ગામને ખસવુ પડે તે લોકોને ન ગમે, પણ સારુ વળતર મળે એટલે નવી જગાએ સારા ઘર બાધી શકાય એ લાભે તે મુશ્કેલી પણ સહી લેતા પરતુ એક વખત જે જગાએ મસ્જિદ બધાઈ તે ખુદાનુ ઘર એવી માન્યતા એટલે એ તૂટે તેમા લોકોને ધાર્મિક લાગણીનો સવાલ આવીને ઊભો રહેતો

'૨૩મા નહેરોની સરવેનુ કામ કરતા સક્કર જિલ્લાના બાગ ૨૭ અને રૂક જકશન વચ્ચે કલવાણા ગામમા ભાઈલાલભાઈને આ જાતની લોકલાગણી સાથે કામ લેવાનો પ્રસગ આવ્યો સક્કરથી રૂક સુધી સાથે સાથે ત્રણ નહેરો જતી હતી અને તે પછી એ ફટાતી હતી એટલે એટલા ભાગમા ૧૮૫૦ ફૂટની સરવે કરવાની તેથી વચ્ચે આવતા ગામને ખસવુ પડતુ હતુ લોકોને ઘરોનુ સારુ વળતર આપવાનુ કહ્યુ એટલે એ મુદ્દા વિશે એમને સતોષ થયો પરતુ ગામની ત્રણ મસ્જિદો જતી હતી તેનો વાધો લેતા કહ્યું 'મસ્જિદ એ તો ખુદાનુ ઘર એને તોડાય નહિ બીજો કોઈ રસ્તો કાઢવો જોઈએ '

ભાઈલાલભાઈએ સાહેબશાહી જવાબ ન આપતા, એ પોતે પણ પ્રજામાના એક હોય તેમ બોલ્યા. 'રસ્તો નીકળતો હોય તો

મારી કાઢવાની તૈયારી છે જ. તમે બતાવો.'

એકે કહ્યું : 'થોડો વળાંક લો તો બચી જાય.'

ભાઈલાલભાઈ: 'વળાંક લેવામાં વાંધો નથી. પણ એથી બીજું ગામ એની નીચે આવશે.' અને એમણે પોતાની પાસે નકશો હતો તે કાઢી લીટી દોરી બતાવી. અને કહ્યું : 'તમારા ગામની મસ્જિદો બચશે અને બીજા ગામની જશે. વચ્ચે કબરસ્તાન પણ આવવાનાં. એ ગામના લોકો પણ એમ કહે તો છેવટ એક ઉપાય રહે....'

ઉત્સુકતાથી એકે પૂછ્યું : 'શો ?'

ભાઈલાલભાઈ: 'સરકાર નહેરોનું કામ બંધ કરે.'

ઘણા બોલી ઊઠ્યા : 'ના, સાહેબ, એ તો કેમ બને ? નહેરો એ તો અમારું જીવન છે.'

ભાઈલાલભાઈ: 'તો પછી આપણે બુદ્ધિથી વિચાર કરવો જોઈએ. એવી કોઈ જગા છે કે જ્યાં ખુદા ન હોય?'

'ખુદા તો બધે છે.'

'તો પછી, ખુદાનું ઘર મસ્જિદ જ છે એમ શું કામ મર્યાદા બાંધી દો છો ? ખુદાનું ઘર તો સચરાચર વ્યાપેલું છે. મસ્જિદ નો એની બંદગી કરવા બાંધેલું મકાન છે. બંદગી બીજે કરી શકાતી હોય તો મસ્જિદ બીજે કેમ ન બાંધી શકાય? ગામ બદલાય એટલે મસ્જિદ પણ બદલાય. તમે નવા ગામે સારી મસ્જિદ બાંધી શકો એટલા માટે હું વળતરની રકમ વધારે અપાવવાનું કરી શકું.'

અર્ધું ગળે ઊતર્યું હોય અને અર્ધું ન ઊતર્યું હોય તેમ કોઈએ વિરોધ ન કર્યો તેમ કોઈએ હકાર પણ ન ભણ્યો. ભાઈલાલભાઈએ સરકાર તરફની વાત કરતાં કહ્યું : 'આ તો હું રૈયત તરીકે સલાહ આપું છું. બાકી કાયદાની રીતે જોઈએ તો, આપણી કહેવત તો જાણો છો ને—ખલ્ક ખુદાકા, મુલ્ક બાદશાહકા.'

ઘરડાઓએ હકાર ભણતાં કહ્યું : 'હા, સાહેબ, એ વાત તો બરાબર છે.'

'તો પછી બાદશાહ એના મુલ્કમા તમારા ભલાનુ કામ કરે છે તેનો નિરોધ કેમ ચાલે ? અને આ તો તમારી લાગણીને સમજુ છુ એટલે લાભની સલાહ આપુ છુ, બાકી કાયદાથી તો સરકાર ગમે તે કરના હકદાર છે એ રીતે તમને મસ્જિદનુ વળતર પણ વધારે મળે નહિ'

છેવટ લોકો સમત થયા ગામલોકો ખુશી છે તે પ્રમાણે કરાર ઉપર આગેવાનોએ સહીઓ પણ કરી આપી.

બાગરજી આગળ પીરનો મોટો રોજો હતો જૂના મકાનના નમૂના તરીકે સાચવવા જેવો પણ કહેવાય, એટલે સરવે કરતી વખતે નહેરને પાચ માઈલનો વળાક આપીને તે રોજો બચાવી લીધો હતો. પરંતુ રોજાના બગીચાની થોડી જમીન જતી હતી. પીરનો મુઝાવીર (પૂજારી) વકફની જમીનને નામે વાધો ઊઠાવી રહ્યો હતો. મકાન એકલુ જ નહિ, પણ વકફ ખાતે જેટલી જમીન કાઢી તે બધી પવિત્ર ગણાય અને તેનો નાશ કરી શકાય નહિ ! સાથે સાથે, એક સૈયદ કુટુબની પચાસેક કબરો નહેરના કિનારા તળે દબાતી હતી. કબરો ઉપર ૬૦ ફૂટ ઊચો કિનારો બંધાવાનો હતો. આ બંનેનો એટલો વિરોધ હતો કે સમજાવ્યા છતા એમણે રાજીખુશીથી સંમતિ આપી નહિ છેવટ કલેકટરે જિલ્લાના ૪૦ જેટલા જમીનદારોને બોલાવી દરબાર ભર્યો આખી પરિસ્થિતિ મૂકી. મુઝાવીર કહે છે તેમ વધુ વળાક નહેરને અપાય તો બગીચાની જમીન બચે એ ખરુ, પણ આગળ ગોસરજીનુ કબરસ્તાન ખોદાતુ હતુ ધર્મની લાગણી શામા ઓછી દુભાતી હતી તે નક્કી કરી, સમજાવીને જેની તેની પાસેથી સમતિ લેવાની હતી

સૈયદને સમજાવતા ભાઈલાલભાઈએ કહ્યુ : 'જુઓ સૈયદ-સાહેબ, તમે તો ધર્મને જાણવાવાળા ગણાઓ. કબર સાચવવાનુ કારણ હુ સમજુ છુ ત્યા સુધી કયામતને દહાડે ખુદા જ્યારે બોલાવે ત્યારે માણસ કબરમા સલામત હોય તો જ હાજર થઈ શકે એટલે

કબર સલામત રાખવી એ ધાર્મિક લાગણી પ્રમાણે તમને આમાં ક્યાં વાંધો આવે છે? કબરો ખોદાતી નથી. ઊલટી વધુ સલામત બને તેમ એના ઉપર ૬૦ ફૂટ માટી પડવાની છે. આજની ચાર ફૂટ ઊંડીને બદલે ૬૦ ફૂટ ઊંડી કબર વધુ સલામત બને છે.'

આ દલીલથી સૈયદ સમજી ગયા કે જિલ્લાના બધા મોટા આગેવાનો આગળ શરમાઈ છેવટ સંમત થવું પડશે એ ગણતરીએ હા ભણી, એમણે સંમતિ આપતી સહી કરી આપી. પરંતુ મુઝાવીર એકનો બે ન થયો. કોઈ સમજાવટ કામમાં ન આવી એટલે એક જમીનદાર ઊઠ્યો અને મુઝાવીરનો હાથ પકડી, સંમતિ માટે સહી કરાવવા, એના હાથમાં કલમ પકડાવતાં બોલ્યો: 'હરામખોર, અમલદારોએ આટલી બધી મહેનત કરી, જેટલો બને તેટલો સારો રસ્તો કાઢ્યો છે, અમે પણ તને સમજાવીએ છીએ, છતાં તું માનતો નથી? સહી કરે છે કે, ટાંટિયો પકડીને ખેંચી કાઢું!' અને ચમત્કારને નમસ્કાર કરી એણે સહી કરી આપી.

આમ આ ધાર્મિક લાગણી અંગે સમજાવટથી અને છેવટ કોઈ ઉપાય ન રહે તો આગેવાનો પાસે ભાંજગડ કરાવીને સરકાર કામ લેતી હતી. કોઈ ઉપર બળજબરી વાપરવી પડે તોપણ સરકાર નહિ, આગેવાનો ભાગ ભજવતા, અને તેમ કરનાર પણ ધર્મે મુસલમાન એટલે પ્રજામાં કડવાશ વધ્યા વગર સુખરૂપ કામ ચાલતું હતું.

બેત્રણ વર્ષ સુધી, ગામેગામ આ ધાર્મિક લાગણીનો પ્રશ્ન હોવા છતાં. એ મુદ્દાએ કોમી સ્વરૂપ લીધું નહિ. પરંતુ '૨૬માં મુસ્લિમ લીગે આ પ્રશ્નમાં મોટી રાજકીય સફળતા જોઈ, અને સિંધમાં મસ્જિદો બચાવવાની જબરજસ્ત ઝુંબેશ ચલાવી. મૌલવીઓ ઉશ્કેરાયા અને ગામેગામ મસ્જિદોમાં જોરશોરથી ભાષણો થવા લાગ્યાં. કંવલાણા આગળ બે મસ્જિદો તૂટી ત્યાં સુધી કોઈએ વાંધો લીધો ન હતો, અને ત્રીજી જે નહેરની વચ્ચોવચ આવતી હતી તેને માટે લડાઈ ઊભી થઈ. દસેક હજાર માણસો ત્યાં ભેગું થયું. વાટાઘાટો

શરૂ થઈ અને છેવટ એવું ઠર્યું કે મસ્જિદ એ ખુદાનું ઘર એટલે એને માણસોએ તોડવું નહિ. નહેરની વચ્ચે બેટની જેમ એને રહેવા દેવી અને નહેરમાં પાણી આવે ત્યારે એ ભલે એને ખેંચી જાય!

સરકારે આ વાત મંજૂર રાખી એટલે હવે કોઈ તકરારનો મુદ્દો ન હતો, છતાં મુસ્લિમ લીગ પ્રચારનું હથિયાર જવા દેવા માગતી ન હોય તેમ મસ્જિદ આગળ નહેર ખોદવાનું કામ આવી પહોંચ્યું ત્યારે ફરી લોકોની ઘણી મોટી સંખ્યા ભેગી થઈ. સક્કર જિલ્લાના નાનામોટા મૌલવીઓ પણ આવેલા હતા. સરકાર કરારનું પાલન કરવા માગતી હતી, પરંતુ લોકો ભેગા થયા હોય ત્યારે વગર કારણે શું બની જાય તે કહેવાય નહિ માની, તકેદારીના પગલા તરીકે રાતોરાત એસિસ્ટન્ટ કલેક્ટર અને ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોલીસ હથિયારબંધ પોલીસપાર્ટી સાથે આવી ગયા હતા. ભાઈલાલભાઈએ જોયું કે, હથિયાર સાથેની પોલીસપાર્ટી જોઈ કદાચ લોકો ઉશ્કેરાઈ જાય તો અકારણ નાની વાતને મોટું રૂપ અપાઈ જશે. એમણે સૂચના મૂકી કે, ફરજ તરીકે હું સ્થળ ઉપર જાઉં છું. જરૂર જણાશે તો હું મદદ માટે બધાંને બોલાવીશ. એ માટે નહેરની ખાસ રેલ્વે હતી તે ઉપર ૭ ટ્રોલીઓ તૈયાર રાખી.

ભાઈલાલભાઈ કામ ઉપર ગયા એવા સીધા ટોળાની આગેવાની લઈને બેઠેલા મુખ્ય મૌલવી પાસે ગયા. એમને સલામાલેકમ કર્યો. મૌલવી બહુ સજ્જન માણસ હતા. સુકો મેવો મંગાવી એમણે આદરસત્કાર કર્યો. મૌલવી સાથે વાતચીત કરી કેટલી જગામાં ખોદકામ ન કરવું તેની ચર્ચા કરી લીધી. પછી એ હદની લીટી દોરી આપવાનું મૌલવીને જ જાતે કહ્યું. એમણે એ રીતે હદ બાંધી આપી. પછી મશીનોએ કામ શરૂ કર્યું. ચારેક કલાકમાં એ કામ પૂરું કરી મશીનો આગળ વધ્યાં એટલે અલ્લાહો અકબરના પોકારો સાથે લોકો વેરાયા. રૂકના બંગલામાં બત્રીસ માણસો હથિયારબંધ

એવી જ છાપ રહી કે દસ હજારના ટોળા વચ્ચે એકલા પટેલ સાહેબ જ હાજર હતા!

પછી મુસ્લિમ લીગે જોયું કે ધાંધલ કરવામાં સરકાર નમતું જોખે છે એટલે એણે બીજું ધાંધલ શરૂ કર્યું. મસ્જિદના બેટની ચારે બાજુ ઈંટોની એવી મજબૂત દીવાલ ચણવી જોઈએ કે જેથી પાણીના મારા સામે એ ટકી રહે! સરકારને સિંધના મુસલમાનોના ૧૮ ધારાસભ્યોના મતની મદદથી આખા મુંબઈ ઇલાકા ઉપર એક રાખી રાજ્ય કરવું હતું એટલે આ માગણી પણ સરકારે કબૂલ રાખી. હજી પણ એ બેટ અને બેટ ઉપરની મસ્જિદ કાયમ છે!

જે મસ્જિદ બચાવવા માટે લોકોને નામે લીગે જહેમત ઉઠાવી અને સરકારે બંધ બાંધી ખર્ચ કર્યું, તે મસ્જિદનું મકાન કેવું હશે? ઓડ લોકો માટીનો ગારો કરી દીવાલો ઊભી કરે છે તેની રીતની માટીના ગારાની દીવાલો થાપેલી હતી. એના ઉપર વાંકા-ચૂકા લાકડાના ઉપર ઘાસ છાયેલું હતું. એને બાંધવાનું ખર્ચ ભાગ્યે ૫૦ રૂપિયા થયું હશે. એક વખત મુંબઈના ચીફ એન્જિનિયર આર. ટી. હેરીસન સર કાવસજી જહાંગીર સાથે તે સ્થળે આવેલા ત્યારે એ જોઈને એમણે કહેલું: 'આવા ગંદા મકાનમાં હું મારા કૂતરાને પણ એક દિવસ રાખું નહિ, તેને માટે આ લોકો આટલું ધાંધલ શું કામ કરતા હશે અને સરકાર નાહક નમતું શું કામ આપતી હશે?' સર કાવસજીએ હસીને જવાબ આપેલો: 'મત-દારોને ખુશ કરવા!'

'૩૦માં રાઈસ કેનાલ ઉપર ભાઈલાલભાઈ હતા ત્યારે રૂકથી દક્ષિણે છએક માઈલ ઉપર એક જૂની મસ્જિદનું ખંડેર હતું. સુપરિ. એન્જિનિયર મેકલેકલન નહેર વચ્ચે બેટ રહે તેને પસંદ કરતો ન હતો. પહેલાં લોકોને સમજાવીને કામ થતું તે પણ હવે એક બેટ સરકારે મંજૂર કર્યો એટલે નહિ થવાનું એમ એ જાણતો. આથી મસ્જિદની વાત આવી ત્યારે એણે ભાઈલાલભાઈને કહ્યું—ગમે તેમ

કરી આ મસ્જિદ જવી જોઈએ. મારી નહેરમાં ખેટ રાખવો નથી.

ભાઈલાલભાઈએ જવાબ આપેલો કે, તમે એની ફિકર કરશો નહિ. વખત આવ્યે થઈ રહેશે. છતાં દર મહિને પુછાવે કે પેલી મસ્જિદનું શું થયું? એમ કરતા ઑક્ટોબર મહિનો આવ્યો. અફઘાનિસ્તાનથી પઠાણ કૉન્ટ્રાક્ટરો આવવા લાગ્યા. એક ઓળખીતા પઠાણ કૉન્ટ્રાક્ટરને ભાઈલાલભાઈએ વાત કરી કે, જો ભાઈ, કામ આપું પણ વચ્ચે એક મસ્જિદ આવે છે તેને કોઈ પણ જાતનો ઊહાપોહ ન થાય તેમ કાઢી નાખવાની તારી તૈયારી હોવી જોઈએ. પઠાણે હા પાડી—એક દિવસ દહાડો ઊગતા લોકોએ મસ્જિદ અદશ્ય થયેલી જોઈ. રાતોરાત એણે બધું કામ સમેટી લીધુ હતું.

'૩૧મા દાદુ કેનાલ ખોદાઈ ગયા પછી એમાથી શાખાઓ ખોદવાનું કામ શરૂ કરવાનું હતુ. એક ગામની મસ્જિદની હદમા થઈને નહેરની શાખા જતી હતી. મુલ્લા વાંધો લેતો કે વક્ફની જમીનમાં હું નહેર લઈ જવા નહિ દઉં. અડીને મુખ્ય નહેર હતી એટલે ત્યા વળાક લેવાય તેવો ન હતો. જો લેવો હોય તો આખા ગામને ફરીને નહેર જાય તેવો વળાક લેવો પડે. આથી આખું ગામ ખેટ બની જતું હતું. સરકાર લોકોને જવા રસ્તા માટે પૂલ બાંધી આપે, પણ ગામની ચારે બાજુ પાણીની ભીનાશ રહે એટલે કાચા ઘર પડી જવાનો સંભવ. ભાઈલાલભાઈએ લોકોની ઇચ્છા જાણી લીધી. મસ્જિદની જગા જાય તેનો એમને વાંધો ન હતો. પરંતુ મુલ્લા બહારની મદદ લાવી ધાંધલ કરવા સુધી ખીજી બાજુ તૈયાર હતો.

એમાથી રસ્તો કાઢવા ભાઈલાલભાઈએ ખાનબહાદુર ખૂરોને બોલાવ્યા. તે મુસ્લિમ લીગના આગેવાન હતા, મુંબઈ ધારાસભાના સભ્ય હતા, અને કૉન્ટ્રાક્ટનું કામ કરતા એટલે ભાઈલાલભાઈને એમની સાથે પરિચય પણ હતો ખૂરો પોતે પણ સંમત થયા કે ગામના હિતમા મસ્જિદની જગામા નહેર જાય તે જ

વાજબી હતું. એમણે મુલ્લાને સમજાવ્યો, પણ એમની જ લીગે ધર્માંધતાની મદિરા પાઈ હતી એટલે એ એમ શી રીતે માને? ભાઈલાલભાઈએ ખૂરોને કહ્યું: 'આ નહેરનો કોન્ટ્રાક્ટ તમે લ્યો તો જ આ કામ શાંતિથી પાર પડશે. તમારે મુશ્કેલીઓમાંથી રસ્તો કાઢવા મોટા મૌલવીઓને સમજાવવા પડશે અને થોડું ખર્ચ પણ કરવું પડશે. આ કામમાં હું તમને બે રૂપિયા ભાવ વધુ ભરી આપીશ અને તમે આ જવાબદારી લો.'

ખૂરોએ જવાબદારી લીધી છતાં મુલ્લાંએ નમતું ન આપ્યું અને ધર્મને નામે તે કામ શરૂ થયું ત્યારે ત્રણચાર હજાર માણસો ભેગા થયેલા. સિંધમાં આવા વખતે માણસો ભેગા થાય ત્યારે હાથ હલાવતા ન આવ્યા હોય. હાથમાં ધારિયું કે કુહાડી હોય જ. સિંધની કુહાડી પરશુરામની પરશુ જેવી. ભાઈલાલભાઈ અને ખૂરો મોટરમાથી ઊતર્યા ત્યારે ટોળું તેજી ઘોડાઓની માફક હણહણી રહ્યું હતું. ખૂરોએ ટોળાંને તક ન આપતાં જાહેર કર્યું કે આ કામ લેતા પહેલાં મેં જિલ્લાના સૌથી મોટા મૌલવીનો ફતવો મેળવ્યો છે, જે તમારી સમક્ષ વાચું છું. પછી જેને જે કહેવું હોય તે સાંભળવા હું તૈયાર છું. સાંભળો—

"જાહેર જનતાના હિતમાં બાદશાહને જ્યારે જરૂર લાગે ત્યારે કોઈ પણ વકફની જમીનનો કે મસ્જિદનો કબજો લઈ શકે છે, અને તેને તોડી શકે છે, આ પ્રમાણે સરિયતનો હુકમ છે. તેથી આ સ્થળે મસ્જિદના કંપાઉન્ડમાં થઈને નહેર લઈ જવામાં મઝહબને કોઈ પણ પ્રકારનો વાંધો નથી."

ખાનબહાદુર ખૂરોએ આ ફતવો વાંચ્યો કે એવડા મોટા ટોળાએ કોઈ પણ જાતના વાંધા વિના એ માન્ય રાખ્યો અને વિખરાવા માંડયું. ખૂરોએ કહ્યું—હજી બીજો ફતવો છે તે સાંભળતા જાઓ. આ ફતવો દિલ્હીના મૌલવી કિફાયતઉલ્લાખાનનો હતો. કાનપુરની મસ્જિદ સડક કરવા માટે જ્યારે તોડી હતી અને ત્યાંના-

મુસલમાનોએ તે વખતે તોફાન કર્યું હતું ત્યારે મુસલમાનોને શાંત પાડવા માટે આ ફતવો મોકલ્યો હતો. તેમાં પણ ઉપર પ્રમાણે હકીકત હતી એટલે તરત ટોળું વિખરાઈ ગયું.

છતાં મુલ્લાં માન્યો નહિ. એ ખોદકામની જગાએ હાથમાં કુરાન લઈને ત્રાગું કરતો બેઠો. ખૂરોએ અદબથી, કુરાને શરીફને એના હાથમાંથી ઊઠાવ્યું. મસ્જિદમાં જઈ એના મૂળ સ્થળે મૂક્યું અને એના ઉપર સવા રૂપિયો મૂક્યો એટલે મઝહબ પ્રમાણેનો વિધિ પૂરો થયો. મુલ્લાંથી હવે ફરી તે ઊઠાવાય નહિ. કુરાનનું હથિયાર હાથ ન રહ્યું, ત્યારે મુલ્લાં પોતે એકલો આવીને બેઠો અને બોલ્યો કે, મરીશ પણ અહીંથી નહિ ખસું! ખૂરોને ગુસ્સો ચઢ્યો અને મજૂરોને હુકમ કર્યો કે ઘસડીને દૂર ફેંકી આવો. મજૂરો મુસલમાન હતા છતાં મૌલવીના ફતવા પછી એમને પણ વાંધો ન આવ્યો અને થોડુંક મુલ્લાં ઘસડાયા કે ઊભા થઈને ભાગી ગયા!

એવી જ ધાર્મિક લાગણી ઉશ્કેરવામાં આવતી હતી અમદાવાદના કિલ્લા માટે. શહેરના વિકાસ માટે એને તોડવાની જરૂર હતી. આ જમાનામા એની જરૂર પણ રહી ન હતી. પરંતુ મુસ્લિમ આગેવાનો એને મહમદશાહ બાદશાહનું સ્મારક ગણી એમના લોકોની લાગણીને તંગ કરતા હતા. અને એ કામ ખોરંભે પડતું હતું. ભાઈલાલભાઈ અમદાવાદ મ્યુનિસિપાલિટીના ચીફ એન્જિનિયર નિમાયા પછી આ સવાલ '૪૧ની શરૂઆતમાં આવ્યો. શાહપુર દરવાજાથી દિલ્લી દરવાજા સુધીનો કિલ્લો તોડવાનો ઠરાવ મુસ્લિમ લીગના બાર સભ્યોના વિરોધ સાથે બીન મુસ્લિમોની સર્વસંમતિથી પસાર થયો. મુસ્લિમ સભ્યોએ તોફાનોની આગાહી કરી.

ભાઈલાલભાઈ પાસે એ તોડવાના ખર્ચનું એસ્ટીમેટ તૈયાર કરવાનું કામ આવ્યું ત્યારે એમણે મુસ્લિમ સભ્યોને સમજાવી કંઈ રસ્તો કાઢવાનો વિચાર કર્યો. એમણે બેત્રણ સભ્યો સાથે વાત-

ચીફ ઑફિ.: 'જુઓ, આ તમારા હિતની વાત છે. જે જગા તોડ-સ્કીમ કે ત્યાં ૯૦ ટકા મુસલમાન લોકોનાં ઘર છે, ૧૦ ટકા હિંદુઓનાં છે. આજે કિલ્લા નજીકના ઘરની કિંમત એક વારે ૨૦ રૂ. ગણાતી હશે તો તે પછી ૨૦૦ રૂ. થશે. જ્યાં મુસલમાનોને આટલો બધો લાભ થાય છે ત્યાં તમારે વાંધો ઊઠાવવાનું કારણ શું!'

આગેવાનોએ પેટ ખોલીને વાત કરી: 'કોંગ્રેસ જે કરે તે સામે અમારે વિરોધ કરવો રહ્યો. ન કરીએ તો કોમમાં અમારી પ્રતિષ્ઠા શી રીતે રહે? બૉર્ડમાં ઍસ્ટીમેટ આવશે ત્યારે અમે આથી વધારે વિરોધ કરીશું. અમારે તમારી સાથે વિરોધ નથી. તમે એમ ને એમ જો કોટ તોડતા હો તો અમે ખાતરી આપીએ છીએ કે અમારું ચકલું ય એ તરફ વિરોધ કરવા નહિ ફરકે. પણ ઍસ્ટીમેટ મંજૂર કરાવી, બૉર્ડના હુકમથી તમે કામ કરશો, અને બૉર્ડ છાતી કાઢીને કહેવા માગતી હશે કે સત્તાથી અમે કર્યું તો અમે વિરોધ કરીશું અને કદાચ તોફાનો પણ થાય!'

બનાવવામાં, સો ચોગસવારે ૧૧ાા રૂપિયા રણલતું ખર્ચ આવવાનું હતું તે કિલ્લાના રોડ્ડાથી ૧ાા રૂપિયો ખર્ચ આવ્યું તે નફામાં!

આટલો ભાગ તૂટવાથી ત્યાના મકાનોની જે કિંમત વધી તે તરફ ધ્યાન દોરી જમાલપુર અને આસ્ટોડિયાના મુસલમાનો સાથે ભાઈલાલભાઈએ વાતો કરતાં એ પણ તૈયાર થયા અને મ્યુનિ.માં ઠરાવ લાવ્યા વગર તે કિલ્લો પણ એમણે તોડયો!

જમાલપુર બાજુના કિલ્લાનો મ્યુનિ.માં ઠરાવ થયેલો નહિ એટલે એ તૂટયો તેની કલેકટરની જાણ થયેલી નહિ. મ્યુનિ.ના ઠરાવ કલેકટર મારફત કમિશ્નર ઉપર જતા એટલે એ દ્વારા કલેકટર મ્યુનિ.નાં કામોથી માહિતગાર રહી શકે. પરંતુ આ વિશે એને ખબર પડેલી નહિ. કલેકટર મિ. ડ્રુ અને ભાઈલાલભાઈ એક દિવસ એ બાજુ ગયેલા ત્યારે એનું ધ્યાન પ્રથમ કિલ્લા તરફ ગયું. એણે પ્રશ્ન કર્યો: ' મિ. પટેલ, કિલ્લો ક્યા ગયો?'

ભાઈલાલભાઈએ મોં મલકાવીને જવાબ આપ્યો: 'આ વરસે ભારે વરસાદ થયો હતો તે કિલ્લો ધોવાઈ ગયો અને નદીમં ખેંચાઈ ગયો!'

૨૧

## સરકારી નોકરીમાંથી નિવૃત્તિ

આર્ય સંસ્કૃતિના આશ્રમ જીવન પ્રમાણે ૫૦ વર્ષની ઉંમરે ગૃહસ્થાશ્રમ સમાપ્ત થાય અને વાનપ્રસ્થ આશ્રમ શરૂ થાય. વાનપ્રસ્થ જીવન એટલે સંસારમાંથી નિવૃત્તિ અને સામાજિક પ્રવૃત્તિ. વાનપ્રસ્થા રહે છે તો સંસારમાં, પરંતુ એનું જીવન, એની શક્તિ, આજ સુધી જે કુટુંબની સમૃદ્ધિ વધારવામાં ખર્ચાતી હતી તે વહેણ સમાજની સમૃદ્ધિ વધારવા તરફ વળે છે. માણસ ઉપર જેમ કુટુંબનું ઋણ છે, કુટુંબની ફરજ છે તેમ સમાજનું ઋણ અને ફરજ પણ છે. ગૃહસ્થાશ્રમમાં એનું મુખ્ય કાર્ય કુટુંબની ફરજ અદા કરવાની છે, ગૌણ કાર્ય સમાજનું ઋણ ફેડવાનું છે. વાનપ્રસ્થાશ્રમમાં મુખ્ય કાર્ય સમાજની ફરજ અદા કરવાની છે, કુટુંબ ગૌણ બની જાય છે.

પચ્ચાસ વર્ષ થતાં વાનપ્રસ્થાશ્રમ ભાઈલાલભાઈ સમક્ષ આવીને ઊભો રહ્યો. કૉલેજકાળ દરમિયાન મહાભારતના વાચનથી તેમને મનુષ્યજીવન આશ્રમજીવન પ્રમાણે વ્યતીત થાય તો વ્યક્તિ અને સમાજ સમૃદ્ધ થાય તેમ વસી ગયું હતું. એ પ્રમાણે જીવવાનો એમણે સંકલ્પ ત્યારથી કર્યો હતો. પહેલો કાળ એમણે ઉજ્જ્વળ વિદ્યાભ્યાસથી શોભાવ્યો હતો. ગૃહસ્થાશ્રમમાં ધન કમાવું એમ કહેલું છે. એ કેટલું ધન કમાયા હતા તે તો આપણે આગળ જોયું છે. નોકરીમાંથી નિવૃત્ત થયા અને પ્રોવિડન્ટ ફંડ આવ્યું ત્યારે દેવું

ચૂકતે થયું.

પરંતુ ધન એટલે કેવળ નગદ નાણું એવો સ્થૂલ અર્થ કરવાથી માણસ જીવનવ્યવહાર પૂરતા નાણાની અગત્ય સ્વીકારવાને બદલે એને જ સારસર્વસ્વ માની નાણાનો કીડો બની જાય છે. બાકી ગૃહસ્થાશ્રમમાં ધન કમાવું એટલે કુટુંબને સમૃદ્ધ કરવું વ્યવહાર ચલાવવા પૂરતાં નાણાં હોય, કુટુંબમાં સંસ્કાર સીંચાયા હોય, શારીરિક અને માનસિક તંદુરસ્તી હોય, અને સૌ પોતપોતાની ફરજ અદા કરવાની જવાબદારી સમજતું હોય. આ જાતની સમૃદ્ધિની નજરે જો આપણે જોતા થઈએ તો ગૃહસ્થાશ્રમમાંથી માણસ વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશે તે વખતે એના સંતાનો એ એનું મુખ્ય ધન છે. એ સંતાનો, જે સમાજનું એક અંગ છે, એ જેટલાં લાયક તેટલો સમાજ વધુ ઉજ્જવળ. એ રીતે જોઈએ તો ભાઈલાલભાઈ ગૃહસ્થાશ્રમમાં સારું ધન કમાયા હતા એમ કહી શકાય.

ભાઈલાલભાઈને ત્રણ દીકરા — ગોરધનભાઈ, રમણભાઈ, ચિમનભાઈ. બીજી રીતે ચાર દીકરા. મોટાભાઈ ગુજરી ગયા ત્યારે ભત્રીજાને પણ પોતાનો દીકરો ગણી લીધો હતો એટલે ચોથા દીકરા બાબુભાઈ. આ ચાર દીકરામાંથી બે દીકરાઓએ, ગોરધનભાઈ અને બાબુભાઈએ વંશપરંપરાનો વારસાગત ધંધો ખેતી સંભાળ્યો હતો. ગોરધનભાઈએ મૂળ વતન સોજીત્રામાં રહેવું પસંદ કર્યું હતું, તો બાબુભાઈએ કંકરિયા પથ્થરિયા પ્રદેશની જમીનને તોડીને પાટીદાર જાતિનું ખેતી અંગેનું સાહસિક લોહી એમની નસોમાં વહે છે એ વ્યક્ત કર્યું હતું.

રમણભાઈએ નથી સ્વીકાર્યો બાપદાદાનો વંશપરંપરાનો ધંધો કે નથી સ્વીકાર્યો પિતાનો ઇજનેરી ધંધો. છતા પિતાના ધંધાની અટક એમણે સ્વીકારી હતી. એક નિષ્ણાત નિસર્ગોપચારક તરીકે અને નિસર્ગોપચારના ઘણાં સારાં પુસ્તકો લખનાર તરીકે ગુજરાત એમને ઘણા વરસથી રમણલાલ એન્જિનિયર તરીકે ઓળખે છે.

એ એન્જિનિયર નથી, પણ બીજી રીતે એન્જિનિયર છે પ
એન્જિન એટલે ખેંચનાર, એન્જિનિયર એટલે એન્જિન
ખેંચનાર. એ રીતે રમણભાઈને ગુજરાત આરોગ્યના એન્જિ.
તરીકે ઓળખે છે. એ ઉપરાંત એ મૌલિક વિચારક છે.
આરોગ્યનાં પુસ્તકો એમણે જેમ પોતાના નામે ગુજરાતને ધ
તેમ એમના મૌલિક વિચારો એ આજે ઉપનામે ગુજરાત
મૂકે છે એટલે એમને અંગત ઓળખનારા જ જાણે છે કે એ
વિચારક છે. આમ એ પોતાની એન્જિનિયર અટકને સાર્થક ક

નાના દીકરા ચિમનભાઈ પિતાના પગલે ચાલ્યા છે. પિ
માફક એ પોતે એન્જિનિયર છે અને હિંદી સરકારની નો
સ્વીકારી એ દિલ્હીમા રહે છે. સાથે સાથે પિતાથી સવાયા
કીને, પુત્ર પિતાને હરાવીને શોભાવે તેમ ભાઈલાલભાઈને શોભા
છે. ભાઈલાલભાઈ નિવૃત્ત થતી વખતે એક્ઝીક્યુટીવ એન્જિનિયર
પાયરીએ પહોંચ્યા હતા, જ્યારે ચિમનભાઈ ૩૫ વર્ષની ઉંમરે
પાયરીએ પહોંચી ગયા હતા. એમની ઉજ્જવળ કારકિર્દીને ધ્યાન
લઈ સરકારે વધુ અનુભવ માટે અમેરિકા મોકલ્યા હતા. હજુ એમ
આગળ લાંબી કારકિર્દી પડી છે, પ્રજાકીય સરકાર છે, દેશમાં રચ
નાત્મક કાર્યો નવાં નવાં ખોલવાનાં છે, એ બધું જોતાં એ ભાઈ
લાલભાઈને ભુલાવી દે તેમ આપણે ઇચ્છીએ.

દીકરાઓનો ઉલ્લેખ કરતી વખતે દીકરીનો ઉલ્લેખ ન થાય
તો આજના સમાન હકના જમાનામાં સુભદ્રાબહેન એકલાં જ નહિ
પણ આખો સ્ત્રીવર્ગ વાંધો લે કે માણસનાં સંતાનોમાં પુત્ર
ગણાય અને પુત્રી નહિ? ભાઈલાલભાઈનાં એકનાં એક દીકરી
સુભદ્રાબહેન. એમના પરિચયમાં આવનારને ભાગ્યે ખબર પડે
અંગ્રેજી નથી ભણેલાં. પુરુષસમાજમાં છૂટથી ભળવામાં એ
સુલભ સંકોચ અનુભવતાં નથી. કોઈ વિષયની ચર્ચામાં ભાગ
હોય ત્યારે એમની વાક્પટુતા જોઈ શકાય છે. એ વાક્પટુ...

ચારથી સામો છેતરાય છે કે એ વિદુષી છે! એ વિદુષી ન હોવા છતાં એમનું સામાન્ય જ્ઞાન એવું છે કે એ ચર્ચામાં ભાગ લે ત્યારે એમની વાત સાંભળવી સામાને ગમે છે. એ વાક્પટુ હોવા છતાં મૂગા રહેવાની મર્યાદા પણ સમજે છે. બાળકો પાછળ એમને કાળજી લેતાં જે જુએ તેને લાગે કે એ પ્રેમાળ માતા પણ છે. આપણાં શાસ્ત્રોએ દીકરીને પારકું ધન કહ્યું છે એટલે પારકું ધન બનેલાં સુભદ્રાબહેનની ભાઈલાલભાઈના ધનમાં ગણતરી ન થવાની હોય તો પછી એમને વિષે વધુ કહેવું પણ શા અર્થનું ?

આમ કુટુંબની સમૃદ્ધિના અર્થમાં ભાઈલાલભાઈ ગૃહસ્થાશ્રમમાં ધન કમાયા હતા. એ આશ્રમો શોભાવ્યા પછી એ વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશવા ઉત્સુક હતા. બીજી બાજુ ૨૫ વર્ષની કાયમની નોકરી પૂરી થતાં સરકારી કાયદા પ્રમાણે એમને નિવૃત્ત થવાનો હક પણ મળતો હતો. '૩૯ના મે મહિનામાં એમણે એકાઉન્ટન્ટ જનરલને અરજી કરીને પુછાવ્યું કે મારી પચ્ચીસ વર્ષની કાયમની નોકરી ક્યારે પૂરી થાય છે. જવાબ આવ્યો કે ૨૫મી ફેબ્રુઆરી '૪૦એ પૂરી થાય છે. તેથી ભાઈલાલભાઈએ પોતાને ૨૮મી ફેબ્રુઆરી '૪૦ના રોજ નિવૃત્ત કરી છૂટા કરવાની સરકારને અરજી કરી દીધી.

તે અરસામાં, ટ્રેક્ટરની જાણીતી કંપની, પશાભાઈ પટેલ એન્ડ કંપની લિ., વાળા પશાભાઈ કેટર પિલર ટ્રેક્ટરની એજન્સી લેવા માટે વિમાન માર્ગે અમેરિકા જતા હતા. કરાંચી એ હિંદનું મુખ્ય વિમાની મથક હતું એટલે મુંબઈથી એ કરાંચી આવ્યા અને અમેરિકા જતાં એક દિવસ ભાઈલાલભાઈને ત્યાં રોકાયા. એમણે જાણ્યું કે ભાઈલાલભાઈ નિવૃત્ત થાય છે એટલે પંદરેક દિવસે અમેરિકાથી પાછા આવતાં મુંબઈમાં સરદાર વલ્લભભાઈને એમણે વાત કરી. આથી સરદારે અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખને પત્ર લખ્યો કે એમની સેવા શહેરને ઘણી મદદરૂપ થશે માટે આ તક ચૂકશો નહિ. આ ઉપરથી તે વખતના મ્યુનિ. ના પ્રમુખ મણિભાઈ ચતુર-

એ એન્જિનિયર નથી, પણ બીજી રીતે એન્જિનિયર છે પણ ખરા. એન્જિન એટલે ખેંચનાર, એન્જિનિયર એટલે એન્જિન દ્વારા ખેંચનાર. એ રીતે રમણભાઈને ગુજરાત આરોગ્યના એન્જિનિયર તરીકે ઓળખે છે. એ ઉપરાંત એ મૌલિક વિચારક છે. પરંતુ આરોગ્યનાં પુસ્તકો એમણે જેમ પોતાના નામે ગુજરાતને ધર્યાં છે, તેમ એમના મૌલિક વિચારો એ આજે ઉપનામે ગુજરાત સમક્ષ મૂકે છે એટલે એમને અંગત ઓળખનારા જ જાણે છે કે એ પ્રખર વિચારક છે. આમ એ પોતાની એન્જિનિયર અટકને સાર્થક કરે છે.

નાના દીકરા ચિમનભાઈ પિતાના પગલે ચાલ્યા છે. પિતાની માફક એ પોતે એન્જિનિયર છે અને હિંદી સરકારની નોકરી સ્વીકારી એ દિલ્હીમાં રહે છે. સાથે સાથે પિતાથી સવાયા નીવડીને, પુત્ર પિતાને હરાવીને શોભાવે તેમ ભાઈલાલભાઈને શોભાવ્યા છે. ભાઈલાલભાઈ નિવૃત્ત થતી વખતે એક્ઝીક્યુટીવ એન્જિનિયરની પાયરીએ પહોંચ્યા હતા, જ્યારે ચિમનભાઈ ૩૫ વર્ષની ઉંમરે એ પાયરીએ પહોંચી ગયા હતા. એમની ઉજ્જ્વળ કારકિર્દીને ધ્યાનમાં લઈ સરકારે વધુ અનુભવ માટે અમેરિકા મોકલ્યા હતા. હજુ એમની આગળ લાંબી કારકિર્દી પડી છે, પ્રજાકીય સરકાર છે, દેશમાં રચનાત્મક કાર્યો નવાં નવાં ખોલવાનાં છે, એ બધું જોતાં એ ભાઈલાલભાઈને ભુલાવી દે તેમ આપણે ઇચ્છીએ.

દીકરાઓનો ઉલ્લેખ કરતી વખતે દીકરીનો ઉલ્લેખ ન થાય તો આજના સમાન હકના જમાનામાં સુભદ્રાબહેન એકલાં જ નહિ પણ આખો સ્ત્રીવર્ગ વાંધો લે કે માણસનાં સંતાનોમાં પુત્ર જ ગણાય અને પુત્રી નહિ ? ભાઈલાલભાઈનાં એકનાં એક દીકરી તે સુભદ્રાબહેન. એમના પરિચયમાં આવનારને ભાગ્યે ખબર પડે કે એ અંગ્રેજી નથી ભણેલાં. પુરુષસમાજમાં છૂટથી ભળવામાં એ સ્ત્રીસુલભ સંકોચ અનુભવતાં નથી. કોઈ વિષયની ચર્ચામાં ભાગ લેતાં હોય ત્યારે એમની વાક્પટુતા જોઈ શકાય છે. એ વાક્પટુતાના હથિ-

ચારથી સામો છેતરાય છે કે એ વિદુષી છે! એ વિદુષી ન હોવા છતાં એમનું સામાન્ય જ્ઞાન એવું છે કે એ ચર્ચામાં ભાગ લે ત્યારે એમની વાત સાંભળવી સામાને ગમે છે એ વાક્પટુ હોવા છતાં મૂગા રહેવાની મર્યાદા પણ સમજે છે બાળકો પાછળ એમને કાળજી લેતાં જે જુએ તેને લાગે કે એ પ્રેમાળ માતા પણ છે આપણાં શાસ્ત્રોએ દીકરીને પારકું ધન કહ્યું છે એટલે પારકું ધન બનેલાં સુભદ્રાબહેનની ભાઈલાલભાઈના ધનમાં ગણતરી ન થવાની હોય તો પછી એમને વિષે વધુ કહેવું પણ શા અર્થનું?

આમ કુટુંબની સમૃદ્ધિના અર્થમાં ભાઈલાલભાઈ ગૃહસ્થાશ્રમમાં ધન કમાતા હતા તે આશ્રમો શોભાવ્યા પછી એ વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશવા ઉત્સુક હતા બીજી બાજુ ૨૫ વર્ષની કાયમની નોકરી પૂરી થતાં સરકારી કાયદા પ્રમાણે એમને નિવૃત્ત થવાનો હક પણ મળતો હતો '૩૯ના મે મહિનામાં એમણે એકાઉન્ટન્ટ જનરલને અરજી કરીને પુછાવ્યું કે મારી પચ્ચીસ વર્ષની કાયમની નોકરી ક્યારે પૂરી થાય છે જવાબ આવ્યો કે ૨૫મી ફેબ્રુઆરી '૪૦એ પૂરી થાય છે તેથી ભાઈલાલભાઈએ પોતાને ૨૮મી ફેબ્રુઆરી '૪૦ના રોજ નિવૃત્ત કરી છૂટા કરવાની સરકારને અરજી કરી દીધી

તે અરસામાં ટ્રેક્ટરની જાણીતી કંપની, પશાભાઈ પટેલ ઍન્ડ કંપની લિ., વાળા પશાભાઈ કેટરપિલર ટ્રેક્ટરની એજન્સી લેવા માટે વિમાન માર્ગે અમેરિકા જતા હતા કરાચી એ હિંદનું મુખ્ય વિમાની મથક હતું એટલે મુંબઈથી એ કરાચી આવ્યા અને અમેરિકા જતાં એક દિવસ ભાઈલાલભાઈને ત્યાં રોકાયા એમણે જાણ્યું કે ભાઈલાલભાઈ નિવૃત્ત થાય છે એટલે પંદરેક દિવસે અમેરિકાથી પાછા આવતાં મુંબઈમાં સરદાર વલ્લભભાઈને એમણે વાત કરી આથી સરદારે અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખને પત્ર લખ્યો કે એમની સેવા શહેરને ઘણી મદદરૂપ થશે માટે આ તક ચૂકશો નહિ આ ઉપરથી તે વખતના મ્યુનિ. ના પ્રમુખ મણિભાઈ ચતુર

ભાઈ શાહે ભાઈલાલભાઈ ઉપર પત્ર લખ્યો કે તમે નિવૃત્ત થાઓ છો તે સરદારના પત્રથી જાણ્યું છે. અમદાવાદ મ્યુનિ. તમારી સેવા મળે તેવી આશા રાખે છે અને હું આ પત્રથી એની તમારી પાસે માગણી કરું છું. મ્યુનિ.નો અત્યારનો ગ્રેડ રૂ. ૧૦૦૦ વધારેમાં વધારે છે. પરંતુ તમારે માટે અમે એ ગ્રેડની યત્તા રાખીશું નહિ એટલે કેટલા પગારે આવશો તે પણ જણાવશો.

સરકારી નિયમ પ્રમાણે ભાઈલાલભાઈને ૫૫ વર્ષ થાય ત્યાં સુધી નોકરી કરવાનો હક હતો. હજુ એ રીતે ત્રણ વર્ષ નોકરી કરવાની તક હતી. પરંતુ વાનપ્રસ્થાશ્રમના નિયમ પ્રમાણે એ પહેલાં નિવૃત્ત થઈ, પોતાની શક્તિનો ઉપયોગ સામાજિક સેવામાં કરવા માગતા હતા. પરંતુ કયી જાતની સમાજસેવા કરવી તેનો એમને ખ્યાલ ન હતો. નિવૃત્તિ સ્વીકારતા પહેલાં એમણે કોઈ યોજના કરી ન હતી કે અમુક ક્ષેત્રમાં પડવું. જુવાન માણસ ભણી રહેતાં જેમ નોકરી માટે મૂંઝવણમાં કે દિશારહિત હોય તેવું ભાઈલાલભાઈનું સેવાક્ષેત્ર અંગે હતું.

ભાઈલાલભાઈના મગજમાં ગ્રામસેવાનું બીજ ‘ઉડથી પડેલું’ હતું. એ વખતે મુંબઈના ગવર્નર સર ફ્રેડ્રીક સાઇકસ હતા. કોંગ્રેસની સ્વરાજ્યની લડત આમ તો ઉપલક નજરે જોનારને મરી પરવારેલી લાગતી હતી, પરંતુ મહાત્માએ અખીલ હિંદ ગ્રામોદ્યોગ મંડળનું રચનાત્મક કામ શરૂ કર્યું તેનું મહત્ત્વ શાણા અંગ્રેજો પૂરેપૂરું સમજતા હતા. એનું મહત્ત્વ ઝાંખું કરવા સરકારે એવી પ્રવૃત્તિ ઉપાડવી જોઈએ તેમ સર સાઇકસને લાગ્યું હતું. એ કામ માટે એક કરોડ રૂપિયાની રકમ જુદી કાઢવામાં આવી હતી. ગવર્નરની આ યોજનામાં ગ્રામોદ્યોગ ઉપરાંત ગામડાંના ઉદ્ધાર માટે સર્વગ્રાહી દૃષ્ટિ હતી. સરકાર દ્વારા આ પ્રવૃત્તિ આગળ વધારવા માટે એણે જિલ્લાના દરેક ખાતાના અધિકારી ઉપર પરિપત્ર પાઠવ્યો હતો કે ગ્રામોદ્ધાર માટે દરેક સરકારી ખાતું શું કરી શકે તે અંગેનો તમારો

અભિપ્રાય જણાવવો.

ગ્રામોદ્ધારની દિશામાં ભાઈલાલભાઈએ આ પરિપત્રનો જવાબ આપવા માટે ઊંડો વિચાર કર્યો અને ટાઈપ કરેલાં ૧૮ પાનામાં પોતાનો અભિપ્રાય લખી મોકલ્યો. બીજે વરસે ગ્રામોદ્ધાર સંબંધે સરકારે બ્લ્યુ બૂક છપાવી તે પુસ્તકમાં ગૃહઉદ્યોગના પ્રકરણમાં ભાઈલાલભાઈના રિપોર્ટનો ભાગ અક્ષરશઃ લેવામાં આવ્યો હતો. આ રિપોર્ટ મોકલ્યા પછીથી ગામડાં માટે સરકાર શું કરે છે તે તરફ એમની નજર સ્વાભાવિક રહેતી હતી. નિવૃત્ત થતાં સુધીનાં ૬ વર્ષમાં એમણે જોયું કે સરકારના પૈસાનો ખાસ સદુપયોગ થયો નથી અને આવાં કામ સરકારને હાથે ફત્તેહમંદ થાય તે પણ શક્ય દેખાતું ન હતું.

એટલે નિવૃત્ત થયા પછી ગામડાનાં સર્વદેશીય કાર્યો અંગે કંઈક કરવું તેમ ઇચ્છા હોવા છતાં શું કરવું, કેવી રીતે શરૂઆત કરવી, ક્યાં કરવું એવી કોઈ દિશા સૂઝી ન હતી. વળી પોતે ગુજરાતી હોવા છતાં અભ્યાસકાળથી મહારાષ્ટ્રમાં જીવન શરૂ થયું, નોકરી પણ અર્ધી ત્યાં કરી, અને બાકીની સિંધમાં પૂરી કરી. વીસ વર્ષનો શરૂઆતનો કાળ ગુજરાતમાં ગયો હતો, પછીનાં બત્રીસ વર્ષ તો ગુજરાત બહાર વીત્યાં હતાં એટલે પોતાના પ્રાંતનું કાર્યક્ષેત્ર પણ નવીન હતું.

એ સ્થિતિમાં સહજ રીતે અમદાવાદ મ્યુનિસિપાલિટીનું આવેલું આમંત્રણ સ્વીકારી લેવાથી એમને આપોઆપ રસ્તો મળી રહેશે તેમ લાગ્યું. મોટા શહેરના વહીવટનો અનુભવ લેવાથી ગામડાના વહીવટનો અંદાઝ મળશે અને એની મુશ્કેલીઓ પણ સમજાશે. ગુજરાતના પાટનગર અમદાવાદમાં વસવાટ થતાં પોતાના પ્રાંતનો અનુભવ મળશે. આ બધી ગણતરી કરીને એમણે મ્યુનિ.નું આમંત્રણ સ્વીકાર્યું. નોકરીમાં એમને તે વખતે ૧૧૨૫ રૂ. પગાર મળતો હતો અને સરકારી નિયમ પ્રમાણે ૫૫ વર્ષે નિવૃત્ત થાય ત્યારે રૂ. ૧૩૭૫

ના છેલ્લા ગ્રેડે પહોંચતા હતા. પરંતુ ગ્રેડનો લોભ હોત તો નિવૃત્તિનો વિચાર જ શી રીતે આવે ? એમણે અમદાવાદ મ્યુનિ.ને લખ્યું કે તમારા ગ્રેડ પ્રમાણે રૂ. ૧૦૦૦માં હું સરકારમાંથી નિવૃત્તિ મળતાં નોકરી સ્વીકારવા તૈયાર છું.

મ્યુનિ. પ્રમુખનો જવાબમાં પત્ર આવ્યો કે, તમને વધારે પગાર આપવાનો મ્યુનિ.એ ઠરાવ કર્યો છે માટે તમે વધારે પગારની ખુશીથી માગણી કરી શકો છો, અમારા ગ્રેડનો વિચાર તમે કરશો નહિ. તમે આવવાનું સ્વીકાર્યું છે તે બદલ આભારી છીએ. પગાર ઉપરાંત તમારી બીજી શરતો પણ લખી જણાવશો.

ભાઈલાલભાઈની ગણતરી બહુ બહુ તો બેત્રણ વર્ષ અનુભવ ખાતર કામ કરવાની હતી એટલે એ નોકરીની રીતે વિચાર કરતા ન હતા. એમણે જવાબમાં મ્યુનિ.નો આભાર માન્યો અને લખ્યું કે પોતે વધારે પગારની ઇચ્છા રાખતા નથી. ઉપરાંત પોતાની કોઈ ખાસ શરતો પણ નથી. શરતમાં એટલું જ કે, મ્યુનિ.ને મારી નોકરીની જરૂર જે ઘડીએ ન લાગે તે ક્ષણે તે મને છૂટા કરી શકે છે. હું પણ એ રીતે મને ફાવે ત્યારે એક મહિનાની નોટીસ આપ્યા સિવાય છૂટો થઈશ.

આમ નિવૃત્તિની તારીખ નજીક આવતી જતી હતી તેમ તેમ ભાઈલાલભાઈ વધુ ને વધુ પ્રવૃત્તિના વિચારો મનમાં સેવ્યા કરતા હતા. અમદાવાદ મ્યુનિ.ની નોકરી એ એમને માટે સેવાની શાળા હતી એટલે પોતે શું શું કરશે તેના વિચારો વિદ્યાર્થીવસ્થામાં ભણતરની મહત્ત્વાકાંક્ષાના વિચારો જેટલા પ્રબળ હતા. બીજી બાજુ સેવાનાં સ્વપ્ન સેવી રહેલા એ પુરુષની કુદરત પણ પરીક્ષા કરતી હતી. જ્યારે જ્યારે કોઈ તપ કરવા નીકળે છે ત્યારે કુદરતને એવી કુટેવ છે કે એને તપોભ્રષ્ટ કરવા એ મેનકાને મોકલે છે ! એ મેનકા સ્ત્રી રૂપે પણ હોય છે અને લક્ષ્મી રૂપે પણ હોય છે. ૨૮મી ફેબ્રુઆરીના રોજ ભાઈલાલભાઈને નિવૃત્ત થવાનું હતું અને ૧૫મી

દેવુઆરીએ કુદરતે એમની સમક્ષ મેનકાને મોકલી !

એ દિવસે ચીફ એન્જિનિયરે ભાઈલાલભાઈ ને બોલાવ્યા. કહ્યું: 'સરકારે તમને આઈ. એસ. ઈ. (ઇન્ડિયન સરવીસ એન્જિનિયરીંગ) ગ્રેડમાં લઈ લીધા છે. હવે નિવૃત્ત થના નહિ.'

પ્રાંતિક નોકરીઓમાંથી હિંદી નોકરીઓના ગ્રેડ (I.S.E) માં ાયકાત પ્રમાણે લેવાનો રિવાજ હતો તે ૧૯૩૪થી સરકારે બંધ કર્યો હતો. પરંતુ સ્પેશિયલ કેસ તરીકે ચીફ એન્જિનિયરની ભલાર રુથી ભાઈલાલભાઈ અને તેમના પછીના ચાર જણને ઉપલી ગ્રેડમાં લેવાનું સરકારે નક્કી કર્યું હતું. ભાઈલાલભાઈને એસ. ઈ. થવાનો ચાન્સ હતો. એ ગ્રેડનો પગાર ૧૭૦૦ થી ૨૧૦૦ સુધીનો હતો. એટલે આવો મોટો લાભ મળવાની તક મળતી હોય ત્યારે જેમના તરફ સદ્ભાવ હોય અને એ કારણે સ્પેશિયલ કરીને જેણે સરકાર સાથે પત્રવ્યવહાર કરીને એ ગ્રેડ મંજૂર કરાવ્યો હતો તે ચીફ એન્જિનિયર સલાહ આપે કે નિવૃત્ત થવાનું હવે માંડી વાળો તે સ્વાભાવિક છે. ભાઈલાલભાઈ સિવાયના ચાર જણ એ ગ્રેડમાં ગયા. વળી ૫૫ વર્ષની ઉંમરે સરકાર ફરજિયાત નિવૃત્ત કરતી તેને બદલે વિશ્વયુદ્ધ આવ્યું અને અનુભવી માણસોની જરૂર રહી એટલે ૬૦ વર્ષની ઉમર સુધી નોકરી કરવાની સરકારે મંજૂરી આપી એટલે એમની સાથેના જોડીદારો ૨૧૦૦ રૂ. ના છેલ્લા ગ્રેડમાં નિવૃત્ત થઈને એ બધો લાભ મેળવી શક્યા હતા.

પરંતુ ભાઈલાલભાઈ મેનકાના મોહિની રૂપથી ન લોભાયા અને એમણે સાહેબને એમના પ્રત્યે બતાવેલા સદ્ભાવ બદલ આભાર માનતાં કહ્યું: 'જીવનની દિશા હવે મારી બદલાય છે અને નવી દિશામાં પ્રયાણ કરવાનો મેં નિર્ણય કરી લીધો છે એટલે હું મારો વિચાર બદલી શકું તેમ નથી.'

એન્જિનિયર ખાતું એક રીતે પ્રજાના સીધા સંપર્કમાં ન થી. નહેર ખાતું અમુક રીતે સંપર્કમાં કહી શકાય, પરંતુ ભાઈલાલ-

ભાઈ નિવૃત્ત થયા ત્યારે સિંધમાં ૧૦ હજાર માઈલના રસ્તા કરવાની યોજના હતી, તેમાં સ્પેશિયલ રોડ ડીવીઝન એક્ઝીક્યુટીવ એન્જિનિયર તરીકે ત્રણ વર્ષથી અને ૭ મહિના S. E. તરીકે કામ કરતા હતા. મહારાષ્ટ્રનો ૧૨ વર્ષનો એમના એ અનુભવનો લાભ આ યોજનામાં સિંધને મળ્યો પણ હતો. પરંતુ આ ખાતું પ્રજાના સીધા સંપર્કમાં ન કહેવાય છતાં નિવૃત્તિની એમણે છેલ્લી વિદાય લીધી ત્યારે હૈદ્રાબાદના જાહેર બાગમાં જે વિદાય પાર્ટી ગોઠવાઈ તેમાં કોંગ્રેસ, લીગ, તેમ જ બીજા પક્ષોના આગવાનો હતા. કોઈ એ એનો ઉલ્લેખ કરતાં કહેલું કે, આમ બધા પક્ષો એક સભામાં ભેગા મળે તે સિંધના ઇતિહાસમા વીરલ પ્રસંગ છે. સ્ટેશનનું પ્લેટફોર્મ એમને વિદાયગીરી આપવા આવેલા માણસોથી ચિકાર થઈ ગયું હતું અને ગાડીના ડબ્બામા ફૂલહારનો ઢગલો થયો હતો !

## ૨૨

## અમદાવાદમાં આવ્યાં

ભાઈલાલભાઈ સરકારી નોકરીમાંથી તા. ૨૮મી ફેબ્રુઆરી '૪૦ના રોજ છૂટા થયા અને તા. ૩જી માર્ચના રોજ રાત્રે અમદાવાદ આવી પહોંચ્યા. તા. ૪થીએ અમદાવાદ મ્યુનિસિપલ એન્જિનિયર તરીકેનો એમનો હોદ્દો સંભાળી લીધો. વચ્ચેના ત્રણ દિવસ મુસાફરીમાં ગયા એટલે એ ય નોકરીમા જ ગણાય. બીજી પ્રવૃત્તિમા દાખલ થતા પહેલાં એક દિવસ પૂરતો પણ નિવૃત્તિનો આરામ ન ભોગવ્યો. પુનર્જન્મમા માનનાર પ્રજા માને છે પ્રાણીનો જ્યા દેહ છૂટે છે કે એમાંથી આત્મા નીકળી તરત નવા ખોળિયામા પ્રવેશે છે. એમા કેટલું સાચું તે તો કોણ જાણે, પણ ભાઈલાલભાઈએ નોકરીનું ખોળિયું છોડી જાહેર જીવનનો તરત પુનર્જન્મ લીધો તે તો ચોખ્ખું જોઈ શકાય છે।

ભાઈલાલભાઈ ગુજરાતી હોવા છતાં અમદાવાદ એમને માટે અજાણ્યું હતું. પહેલવહેલા એ અમદાવાદ ગયા હતા મેટ્રિકની પરીક્ષા આપવા. તે વખતે અસારવામા ઊતરેલા, લાલ દરવાજાના મેદાનમાં પરીક્ષા માટે મંડપ બાંધેલો અને તેમાં પરીક્ષા આપેલી. મેટ્રિકમા તે સાલ આખા ઇલાકામાથી ૩૬૦૦ વિદ્યાર્થીઓ બેઠેલા. પરીક્ષાનાં પાંચ સેન્ટર—મુંબઈ, પૂના, ધારવાડ, અમદાવાદ અને કરાચી. તે વખતના અમદાવાદમા ગામડા કરતા વસ્તી વધુ અને મોટું બજાર એટલું જ, ગામડું અને શહેરના આજે જે મોટા ભેદ દેખાય છે

તેવું અમદાવાદમાં ખાસ ન હતું. જોવાલાયક સ્થળોમાં તે વખતે ભાઈલાલભાઈએ ભદ્રની મસ્જિદ જોયેલી. તેમાં શિલ્પના ઉત્તમ નમૂનાની ત્રણ જાળીઓ હતી, તેમાંની એક જાળી અંગ્રેજ સરકાર લંડન મ્યુઝિયમમાં લઈ ગઈ હતી.

તે પછી બીજી વખત ભાઈલાલભાઈ અમદાવાદમાં '૨૭ની સાલમાં ગયેલા. સિંધમાંથી રજા ઉપર સોજીત્રા આવેલા ત્યારે એમણે જાણ્યું કે અમદાવાદ શહેરમાં ગટરો નાખવાનું કામ ચાલે છે એટલે તે જોવા માટે એ ગયા હતા. ભાઈલાલભાઈ પોતે સરકારી નોકરીમાં હતા, ગટરનું કામ એમની પાસે હતું નહિ, છતાં પોતાના ખાતાનો વિષય હતો એટલે એ કામ જોવાની ઉત્સુકતા બતાવે છે કે નોકરી એ કેવળ પગાર ખાવા માટે કે જે કામ સોંપ્યું હોય તે વેઠિયાવાડ તરીકે કરવાની બલા એમના મનમાં ન હતી. અમદાવાદમાં તે વખતે આરફાલ્ટનો એકે ય રસ્તો ન હતો. સરદાર તે વખતે પ્રમુખ હતા અને અમદાવાદ મોટા ગામડામાંથી શહેરમાં પુનર્જન્મ પામવા પ્રસૂતિની પીડા ભોગવી રહ્યું હોય તેવી છાપ એ વખતે એમને પડેલી.

ત્રીજી વખત, આ નોકરી ઉપર હાજર થવા ગયા તે ભાઈલાલભાઈનો શહેર સાથે સંબંધ. ભાઈલાલભાઈ એન્જિનિયર છે એટલે એમનાં ખાતાના વિષયોમાં જ એમને રસ છે એવું નથી. કોઈ પણ મેધાવી પુરુષ પોતાના વિષયમાં નિષ્ણાત હોય છે તે સાથે બીજા વિષયોનો પણ એ સારો અભ્યાસી હોય છે, તેવું ભાઈલાલભાઈમાં છે. રાજકારણ, પુરાતત્ત્વ, ઇતિહાસ, સાહિત્ય, વિજ્ઞાન, એમ જુદા જુદા વિષયોનો અભ્યાસી એમનો જીવ અમદાવાદમાં આવ્યા પછી શહેરની શિલ્પકૃતિઓ અને બીજાં પુરાતન સ્થળો જોવાની ઉત્સુકતા રાખે તે સ્વાભાવિક કહેવાય.

જુમ્મા મસ્જિદ, રાણીનો હજીરો, સીપ્રીની મસ્જિદ, માધવબાગ આગળની હાલતા મિનારાવાળી મસ્જિદ, સરખેજનો રોજો, હઠીસિંગનું દહેરું, દાદા હરિની વાવ, અડાલજની વાવ, કાંકરિયા

તળાવ વગેરે સ્થળો એમણે જોયા. જુમ્મા મસ્જિદ મોટામાં મોટી મસ્જિદ છે. શાહજહાને જે મહાન ઇમારતો બંધાવી છે એની પ્રેરણા એણે અમદાવાદના સ્થાપત્યમાંથી મેળવી હતી. આમાં જુમ્મા મસ્જિદે મોટો ભાગ ભજવેલો છે. રાણી સીપ્રીની મસ્જિદ એની નાજુકતાને લીધે શિલ્પકળાનો ઉત્તમ નમૂનો છે. અમદાવાદના સ્થાપત્યના ધનનો એ કીમતી હીરો છે. મુસ્લિમ સ્થાપત્યની આ સિવાયની એક અમોલી ચીજ લાલ દરવાજા આગળની મસ્જિદની જાળી. આ જાળીનો જોટો આ જગતમા નથી.

હઠીસિંગનું મંદિર જોઈને એક યુરોપિયને એવા ઉદ્દગાર કાઢ્યા હતા કે, હિંદુસ્તાનમાં હિંદી સ્થાપત્ય એ હજુ જીવતી કળા છે. મુસલમાનોના સૈકાઓના આક્રમણ છતાં હિંદનો કારીગર વર્ગ શ્રીમંતોની સહાયથી હજી જીવતો રહ્યો છે, અને એની કળા પણ જાળવી રહ્યો છે તેની પ્રતીતિ આ સ્થળ કરાવે છે. વાવોમાં અડાલજની વાત સર્વશ્રેષ્ઠ કારીગરીનો નમૂનો છે. આ વાવ મહમદ બેગડાના વખતમાં સં. ૧૫૫૪માં ૩ લાખના ખર્ચે અડાલજની રાણીએ બંધાવી હતી.

માધવબાગ આગળની હાલતા મિનારાવાળી મસ્જિદનો એક મિનારો હલાવીએ તો બીજો મિનારો હાલે છે! એને હલાવવા માટે ત્રણચાર માણસની જરૂર પડે છે. એક મિનારો હલાવવામાં આવે છે તેને લીધે બીજા મિનારાની ટોચ લગભગ છ ઈંચ હાલે છે અને તેથી એ ઉપર ઊભેલો માણસ સામાન્ય રીતે ગભરાટમાં પડી જાય છે કે મિનારો હમણાં તૂટી પડશે! છતાં મિનારો તૂટી પડતો નથી એટલે માણસ પથ્થર હાલે તે ચમત્કાર માનવા લલચાય છે અને એ કારણે કંઈ કંઈ અનુમાન કરવા પ્રેરાય છે. પરંતુ આમાં વપરાયેલા પથ્થર કયી જાતના છે તે જે જાણતો હોય તેને આમાં કંઈ ચમત્કાર લાગવાનું કારણ રહેશે નહિ.

મિનારામા વપરાયેલા પથ્થરો હિંમતનગરની રેતીના પથ્થરની

ખાણમાંથી આવેલા છે. રેતી સાથે ચિનાઈ માટીના રજકણો હોય છે એટલે આ ચિનાઈ માટીના રજકણો ધીમે ધીમે ખવાઈ જતાં રેતીના જે રજકણો હોય છે તેમા થોડી પોલાણ થાય છે. આ જાતના પથ્થરોને અંગ્રેજીમા ફ્લેક્સીબલ સેન્ડ સ્ટોન કહે છે. આગ્રા તરફ આવા પથ્થરના ટુકડાઓ વેચાય છે, જેને આપણે હલાવીએ તો રબ્બરની પેઠે હાલતા હોય છે. આ મસ્જિદના બાંધકામમા આ જાતના પથ્થરો વપરાયેલા છે જેથી મિનારાની ટોચ ઉપરથી એને હલાવે છે ત્યારે આખો મિનારો હાલવા માંડે છે. અને એના મોજાં મિનારાને તળિયે પહોંચે છે એટલે બે મિનારાને જોડતી જે કમાન છે તેની મારફત આ મોજાં બીજે મિનારે પહોંચે છે તેથી એ પણ હાલવા લાગે છે!

કાંકરિયા તળાવ એ અમદાવાદનું મોટું તળાવ છે એટલું જ નહિ, તળાવ એ તો નદીઓની ઓછી કૃપાવાળા ગુજરાતનું ગઈ કાલ સુધી અને આજે પણ અમુક અંશે જીવન છે. ડુંગરાળ પ્રદેશમાં ઠેર ઠેર નદીનાળાં હોય છે એટલે મનુષ્ય વસવાટ નદી કે નાળાને કાંઠે હોય છે. પરંતુ ગુજરાતની ઉત્તરથી દક્ષિણ સીમા સુધીના લગભગ ૪૮૦ માઈલના પ્રદેશમાં આંગળીના વેઢે ગણાય તેટલી નદીઓ છે. તેમાં બે નદીઓ વચ્ચે ઘણી વખત ૨૫–૩૦ કે તેથી વધારે માઈલનું અંતર છે. છતા ગુજરાતનો પ્રદેશ કાંપથી બંધાયેલી ફળદ્રુપ સપાટ જમીનનો બનેલો છે એટલે ખેતી માટે ઉત્તમ હોઈ મનુષ્ય વસવાટથી વંચિત શી રીતે રહી શકે?

આ પ્રદેશને વસવાટ લાયક બનાવવા લોકોએ ગામેગામ તળાવો કરીને તેમા વરસાદનું પાણી સંઘર્યું. ઢોર–ઢાંખર અને માણસ માટે આ પાણીનો ઉપયોગ કરવામાં આવતો, તેમાંથી તળાવને કાંઠે કૂવાઓ ખોદીને મનુષ્ય માટેના પાણીનું બીજું સાધન પણ તૈયાર થયું. વાવો પણ તૈયાર થઈ. ઘણીખરી જમીનમાં જ્યાં ખાર હતો ત્યાં પણ આ રીતથી મીઠું પાણી મેળવવાના રસ્તા

શોધાયા એટલે ધીરે ધીરે ગુજરાતમાં વસ્તી વધતી ગઈ. ફળદ્રુપ જમીન હોવાને લીધે ઔદ્યોગિક પાક પણ થવા લાગ્યા. પરિણામે શહેરો વધતાં ગયાં. આ શહેરોની જેમ જેમ વસ્તી વધતી ગઈ તેમ તેમ પાણીનો પ્રશ્ન મહાન થઈ પડ્યો. ગામડાની જરૂરિયાત નાનાં તળાવો પૂરી કરતાં પણ મોટી વસ્તીવાળાં શહેરોને માટે મોટાં તળાવો કરવાની જરૂર પડી. એ જરૂરિયાતમાંથી ધોળકાનું મલાવ, વિરમગામનું મુનસર, પાટણનું સહસ્રલિંગ જેવાં સરોવરો બંધાયાં. આના અનુકરણમાં ગુજરાતના સુલતાન કુતુબશાહે અમદાવાદમાં કાંકરિયા સરોવર બંધાવ્યું.

આ સરોવરનો વ્યાસ અર્ધો માઈલ છે. એનો ઘેરાવો લગભગ ૮૦૦૦ ફૂટ છે. માણસો અંદર ઊતરીને પાણી ભરી શકે માટે કુંડની માફક સરોવરની ચારે ય બાજુથી નીચે ઊતરવાનાં પગથિયાં બનાવેલાં છે. સરોવરમાં જે બાજુથી વરસાદનું પાણી આવતું હતું, તે બાજુએ બે ઘોયાં તળાવ રાખેલાં હતાં. એકનું નામ સુપ્કર અને બીજાનું નામ દેડકી. વૉટરવર્ક્સમાં ચોખ્ખા પાણી માટે ફિલ્ટરનું જે સ્થાન છે તે આ ઘોયાં તળાવનું ગણાતું. વરસાદનું પાણી કાંપ, કચરો વગેરે લઈને આવતું તે આ ઘોયાંમાં નીતરીને પછી સરોવરમાં પેસતું. વરસાદ ઓછો હોય તે વરસમાં સરોવર ન ભરાય એ મુશ્કેલી ટાળવા ખારી નદીમાંથી એક નહેર ખોદીને આ ઘોયાંમા વાળી હતી. નહેરનું પાણી પણ પ્રથમ એ ઘોયાંમાં નીતરીને સરોવરમા દાખલ થતું. ખૂબ વરસાદ હોય તો સરોવર અને નહેર ઉભરાઈ જાય અને લોકોના જાનમાલને નુકસાન ન થઈ બેસે તે માટે પાણી દાખલ થવાના સામે કાંઠે પાણી બહાર કાઢી નાખવા માટે પણ દ્વાર પણ મૂકેલાં હતાં. આનું લેવલ પાણી પેસવાના લેવલ કરતાં ૭ ઈંચ નીચું રાખેલું હતું એટલે પાણી નીકળવાના લેવલ સુધી પાણી પૂરેપૂરું ભરાઈ રહે અને વધારાનું પાણી આપોઆપ નીકળી જાય. આ દ્વારે નીકળતું પાણી

માણેક નદીમાં વાળ્યું હતું તે સાબરમતીમાં ચાલ્યું જતું હતું.

ગુજરાતનાં શહેરોનાં મોટાં મોટાં સરોવરોમાં ચોખ્ખા પાણી માટે આ જાતની ફિલ્ટર પદ્ધતિની એવી સુંદર વ્યવસ્થા થયેલી હતી કે '૪૨માં કાંકરિયા ભાઈલાલભાઈએ ઉલેચી નંખાવ્યું ત્યારે તળમાં પથ્થર જેવા મેંડવળામાં ૪૫૦ વરસ ઉપર સરોવર ખોદાયું હશે ત્યારે કોદાળીના પડેલા ઘા ચોખ્ખા દેખાતા હતા. એના ઉપર ગાર ઠરેલો ન હતો. એ ગાર બધો ધોવાં તળાવમાં ઠરતો હતો, એમાંથી ખોદાતો અને કીમતી ખાતર બનતો. એ સરોવરમા થોડાં વરસોથી મિલનું રંગવાળું પાણી જતું એટલે એ ઉલેચી નાખી નવેસરની પાણી ભરી બોટિંગ કલબ કરવી તેમ યોજના વિચારેલી. જે યોજના છેવટ '૫૧માં કલબની શરૂઆત થતાં પાર પડી.

કાકરિયા સરોવરની ભૂતકાળની અગત્ય હવે ચાલી ગઈ છે. નવી અગત્ય બોટિંગ કલબ તરીકે અને પ્રાણીસંગ્રહસ્થાન તરીકે શરૂ થઈ છે. એ સરોવરમાં પાણી પેસવાનાં ત્રણ ગરનાળાં છે તેના બાંધકામ ઉપર જે સુંદર કારીગરીનું કામ છે, તે ગુજરાતની શિલ્પકળાને ખરેખર ઉજ્જવળ કરે છે. બોટિંગની મોજ માણનારને પણ હિંદના કારીગરો પનઘટ પર પણ પોતાનું હૃદય કેવું ઠાલવતા તે નજરે જોવા મળે છે.

આ તો ભાઈલાલભાઈએ અમદાવાદનો ભૂતકાળ જોયો. કરાંચી શહેર સાથે અમદાવાદનો વર્તમાન એ સરખાવા જતા તો અમદાવાદ શહેર ઘણું ગંદું લાગતું હતું. અમદાવાદના રસ્તાઓ સાંકડા. એની પોળો પણ એવી પણ સાંકડી. ગટરોમાં પાણી જઈ શકતું નહિ એટલે ગટરો ઉભરાઈ જતી. રસ્તાઓ ભેગા થતાં ચકલાં પણ એટલાં નાનાં કે અકસ્માત થવાનો સંભવ રહે.

આ બધા કરતાં મિલો ગંદકી વધારે કરતી તે જોઈને ભાઈલાલભાઈ ત્રાસી ગયા. મિલોની બહાર, નજીકની જમીનમાં રંગનું ગંધાતું પાણી ભરેલાં તળાવો હતાં, અને એની પાસે મજૂરોની

૨૩

## મ્યુનિસિપલ કામો

ભાઈલાલભાઈ અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં જોડાયા ત્યારે પાણીનો, ગટરોનો અને એલિસબ્રીજના વિકાસ માટે રસ્તાઓના પ્રશ્નો મુખ્ય હતા. ગટરોમા બે મુદ્દાઓ હતા. ગટરો નાની પડતી એટલે અમુક જગાએ ઉભરાઈ જતી. એના ઉપરથી બોજો ઓછો કરવા નવી રીલીફ ગટરો નાખવી અને ગટરોનાં પાણીનો નિકાલ લાવવો.

ભાઈલાલભાઈની કામ કરવાની ઝડપ તો બાબરાભૂત જેવી હતી. તે અગાઉનાં કામોમા આપણે જોઈ ગયા છીએ. એલિસબ્રીજ વિભાગમાં નવાં મકાનના બાંધકામમાં રસ્તાઓનો અભાવ મુખ્ય અડચણરૂપ હતો. રસ્તાઓનાં એસ્ટીમેટ મંજૂર થઈ ગયાં હતાં. લોન પણ એ કામની લેવાઈ હતી, પણ મુખ્ય મુશ્કેલી એ હતી કે ટાઉન પ્લેનીંગ યોજના સરકારે મંજર કરી ન હતી. યોજના મંજૂર ન થાય ત્યાં સુધી રસ્તાની જમીન મ્યુનિ.ના કબજામાં આવે નહિ. રસ્તાઓ વગર મકાનો બંધાય નહિ. લોકોએ પ્લોટ ખરીદવામાં મોટી રકમ રોકેલી હતી અને આ રકમ ઉપર એ રીતે લોકોને વ્યાજ-ખાધ જતી હતી. મ્યુનિ.ની પણ લોન લેવાઈ હતી એટલે વ્યાજ ચડતું હતું અને બીજી બાજુ મકાનો ન બંધાય ત્યાં સુધી મ્યુનિ.ને ઉત્પન્ન મળે નહિ. ટાઉન પ્લેનીંગ યોજનામાં સરકાર તરફથી કાયદાની ગૂંચ ઊભી થઈ હતી. એનો નિકાલ તરત કરવો એ કંઈ

મ્યુનિસિપાલિટીના હાથની વાત ન હતી એથી રસ્તાઓનું કામ પડી રહ્યું હતું.

ભાઈલાલભાઈએ સરકારને બાજુએ જવા કરતાં રસ્તાઓમા જેમની જમીન આવતી હતી તેમની પાસે જવાનું નક્કી કર્યું. રાજી-ખુશીથી જો લોકો રસ્તાની જમીનનો કબજો સોંપે તો કામ શરૂ કરી શકાય તે ગણતરીએ સદ્દગત આનંદશંકર ધ્રુવે પોતાની જમીન-માંથી રસ્તા માટે જમીન સોંપવાની શુભ શરૂઆત કરી. અને એ રીતે મ્યુનિ.એ અને પ્રજાએ સમજીને, સરકારની મંજૂરીની રાહ જોયા વગર રસ્તાઓનું કામ શરૂ કરી દીધું. કોઈ એવા પણ નીક-ળેલા કે રસ્તો આપવાની એ રીતે ના પાડી હોય, પરંતુ એની જમીન આગળ આવીને રસ્તો અટકે એટલે છેવટ એ પણ થયેલું કામ જોઈ હા પાડે. ટાઉન પ્લેનીંગની સ્કીમ સરકારે મંજૂર કરી તેના પાંચ વરસ પહેલાથી આમ જમીન મેળવી મ્યુનિ.એ રસ્તાઓ શરૂ કરી દીધા હતા એટલે સસ્તા ભાવે તે કામ થઈ ગયું. બાકી મંજૂર થયા પછી કામ શરૂ કરવાનું હોત તો તે વખતે મોંઘવારી થઈ હતી એથી તે ખર્ચમા કામ પૂરું થઈ શકયું ન હોત. કલે-કટરની આ કામમા ખુશી હતી એટલે, નહિ તો કાયદા પ્રમાણે તો સરકારની મંજૂરી વગર મ્યુનિ. આમ રસ્તાઓનું બાંધકામ કરી શકે નહિ. એ ગુના બદલ દંડ પણ થાય!

લોકો મંજૂરી માગવી જોઈએ તેમ જાણતા પણ નથી. ગાંધીપૂલનું ઉદ્‌ઘાટન સરદારશ્રીને હાથે થવાનું હતું એટલે બાજુના ખેતરમાં મ્યુનિ.એ મંડપ બાંધ્યો હતો અને એ પ્રસંગે મોટી સભા થઈ હતી. કોંગ્રેસની પ્રવૃત્તિ સામે સરકારને વિરોધ હતો, મ્યુનિ. એમાં સાથ આપતી હતી એટલે એના પ્રત્યે પણ લાલ આંખ હતી. એ દ્વેષને લીધે સરકારે ખેતી ઉપયોગી જમીનમા વગર પરવાનગીએ બીજી પ્રવૃત્તિ કરવા બદલ ખેતર માલિકનો રૂ. ૫૦૦ દંડ કર્યો! ખેતરનો માલિક મ્યુનિ.માં દોડતો આવ્યો. એનો બિચારાનો કંઈ ગુનો ન હતો. મ્યુનિ.ના વેરને લીધે સરકારે એના ઉપર કોયડો ઉગામ્યો હતો. મ્યુનિ. બીજાને થયેલો દંડ હિસાબી રીતે, કાયદેસર ખર્ચ પાડીને ભરી તો શકે નહિ એટલે મ્યુનિ.ને એ રકમ અવિધિસર ભરવાની વ્યવસ્થા કરવી પડેલી.

ગટરોના પાણીના નિકાલનો પ્રશ્ન પણ મ્યુનિ. પાસે અગત્યનો હતો. ભાઈલાલભાઈ એન્જિનિયર તરીકે આવ્યા ત્યારે મ્યુનિ. જે વ્યવસ્થા કરતી તે નીચે પ્રમાણે હતી. કેલીકો મિલની દક્ષિણે એકાદ માઇલને અંતરે ૭૦૦ એકરનું મ્યુનિ.નું સુએઝ ફાર્મ હતું. જેમાંથી અમુક ભાગમાં ક્યારા બનાવેલા હતા. અને તેમાં ગટરનું પાણી વારાફરતી ભરાતું હતું. વચમાં ૧૨-૧૫ ફૂટ ઊંડો કાંસ કરેલો હતો. ક્યારાઓમાં ભરાયેલું મેલું પાણી ઝમીને કાંસમાં જતું હતું અને કાંસ વાટે નદીમાં ચાલ્યું જતું હતું. ક્યારાઓમાં મળનાં પડ બાઝી જતા હતાં, જેથી વારાફરતી ક્યારાઓ બંધ કરીને આ મળનાં પડ સૂકવી નાખી, તેને ખોદી લઈને ક્યારાઓ ફરીથી ઉપયોગમાં લેવાતા અને એ મળ ખાતર તરીકે વેચાતું. અમુક જમીનમાં કાયમ છ-સાત ઈંચ પાણી ભરેલું રખાતું અને તેમાં પોચિયું ઘાસ થતું. આ ઘાસ રબારી લોકો ઢોર માટે દર વીઘે દર મહિને સાત રૂપિયાની સાંથ આપીને લઈ જતા હતા. આ જમીનનું આ રીતે સારું ઉત્પન્ન આવતું હતું. પરંતુ એનો મોટો ગેરફાયદો એ હતો કે કાયમ પાણી

ભરેલું રહેવાથી મચ્છરોની ઉત્પત્તિ ઘણા મોટા પ્રમાણમા થતી અને એલિસબ્રીજ વિસ્તારમા આ મચ્છરોનો સારા પ્રમાણમા ત્રાસ હતો.

આ વ્યવસ્થા શહેરની વસ્તી અને વિસ્તાર વધતા નાની પડતી હતી એમાં કંઈ નવો રસ્તો કાઢવાની જરૂર હતી. એ રસ્તા તરીકે મિકેનિકલ ફિલ્ટરો ગોઠવવાની યોજના વિચારાઈ હતી ગટરના પાણીને ફિલ્ટર કરી સીધું નદીમાં નાખવાની આમા યોજના હતી. એવાં મિકેનિકલ ફિલ્ટર માટે ત્રણ લાખ રૂપિયાનો અંદાજ તૈયાર કરવામા આવ્યો હતો.

ભાઈલાલભાઈને આ યોજના સામે વાંધો હતો કે ગટરમા જે મળ આવતો હતો તે ખાતર તરીકે દેશની મિલકત હતી એને મિકેનિકલ ફિલ્ટરથી ગાળી નાખીને નદીમા જવા દેવો એ મિલકતનો દુર્વ્યય કરવા બરાબર કહેવાય. ઉપરાત, એ નદીમા જતા નદી નીચે વસનાર ગામલોકોને ત્રાસરૂપ પણ કહેવાય એ કરતાં એને જો આપણે ખેતીમા વાપરીએ તો ખેતીનુ ઉત્પન્ન ઘણું વધે અને ગટરનો પ્રશ્ન બોજારૂપ છે તે આશીર્વાદરૂપ બની જાય. પરંતુ એ માટે બે હજાર એકરનું ફાર્મ મ્યુનિ એ કરવું પડે એટલી નવી જમીન એક્વાયર કરતા પાચથી ૭ લાખ રૂપિયા ખર્ચ કરવુ પડે. ૩ લાખ મિકેનિકલ ફિલ્ટરનું ખર્ચ બચતુ હતું એટલે સરવાળે ૩ લાખનું વધુ ખર્ચ થતુ હતું.

આ ત્રણ લાખના વિશેષ ખર્ચના બદલામાં મ્યુનિ.ને ૨૦૦૦ એકર જમીનનું ફાર્મ મળતુ હતું. ગટરના મેલા પાણીથી ખાતર અને પાણી બને જમીનને મળતા હતા એટલે ખરીફ અને રવિના પાક લઈ શકાય ફળઝાડની ખેતી પણ કરી શકાય. આવી રીતે ખેતી થાય તો મચ્છરનો ઉપદ્રવ થતો પણ અટકે. એક વીઘે રૂ. ૭૦ના ઉત્પન્નનો અદાજ કાઢતાં વાર્ષિક એક લાખ ૪૦ હજારનું મ્યુનિ ને ઉત્પન્ન વધતું હતુ. '૪૦ના એપ્રિલમાં સરદારશ્રી અમદાવાદમા આવ્યા ત્યારે ભાઈલાલભાઈ પહેલવહેલા એમને મળ્યા.

મ્યુનિ.નાં કામોનો ઝડપથી નિકાલ આવે તે ગણતરીએ ભાઈલાલ-ભાઈને નીમવા એમણે મ્યુનિ.ને સૂચના આપી હતી એટલે એ અર્થનો સવાલ સરદારશ્રીએ પૂછ્યો : 'કેમ, શું ચાલે છે ?'

ભાઈલાલભાઈએ મ્યુનિ.નાં જુદાં જુદાં કામો અંગે માહિતી આપી, ગટરના પાણીના નિકાલ અંગે ૨૦૦૦ એકરના ફાર્મની યોજનાની રૂપરેખા જણાવી. મિકેનિકલ ફિલ્ટરની યોજના કરતાં આ પદ્ધતિ ઘણી ફાયદાકારક જોતા એ યોજના સરદારશ્રીને પસંદ પડી. મ્યુનિ. પ્રમુખ સાથે એ અંગે વાત કરવાની સલાહ આપી અને તે પ્રમાણે મ્યુનિએ જમીન એક્વાયર કરી ફાર્મ દ્વારા ગટરના પાણીનો પ્રશ્ન ઉકેલ્યો.

ભાઈલાલભાઈ ગટરનું નવું કામ ઝડપભેર થાય તેમાં મ્યુનિ.-નું અને લોકોનું બંનેનું હિત સમાયેલું જોતા હતા. પરાં વિભાગ (કોટની બહારનો ભાગ)માં ઝડપથી ગટરો થાય તો મિલોનું ગંદું પાણી આજુબાજુ ભરાઈ રહે છે તેનો નિકાલ થાય એટલે લોકો ગંદકીથી બચે, અને મ્યુનિ.ને મિલોના ટેક્ષની આવક શરૂ થાય. પરંતુ મિલોને ગટરનું જોડાણ આપના પહેલાં, મિલના રંગના પાણીનું પૃથક્કરણ કરી પાણી ગટરમાં છોડતા પહેલાં, એ પાણી મિલે સુધારવાનું હતું. બાકી રંગનું પાણી સીધું ગટરમાં જાય તો ગટરની પાઈપોને તથા ફાર્મની જમીનને નુકસાન કરે તેમ હતું. ગટરોનું કામ પૂરું થાય તે સાથે પાણી સુધારવાની યોજના મિલે ગોઠવી દીધી હોવી જોઈએ. એ વ્યવસ્થા ન થઈ હોય તો ગટર તૈયાર થાય છતાં મિલનો ટેક્ષ મ્યુનિ.ને મળે નહિ એ અર્થમાં ખોટ જાય. મિલોને જે વ્યવસ્થા કરવાની હતી તે મ્યુનિ.ના રસાયણશાસ્ત્રીની સૂચના પ્રમાણે કરવાની હતી. મ્યુનિ.એ એક રસાયણશાસ્ત્રીની નિમણૂક કરી દીધેલી હતી. પરંતુ એની પાસે જે કામ હતું તે રીતે બે વર્ષે એ મિલોના કામને પહોંચી વળે. પરિણામે, ગટરો તૈયાર થયા પછી તરત મિલો જોડાણ કરી શકે નહિ.

ભાઈલાલભાઈ માર્ચમાં હાજર થયા તે સાથે ગટરોના કામનો એમણે અભ્યાસ કરી લીધો. ભાવિની મુશ્કેલી અને મ્યુનિ.ની ખાધનો એમને વિચાર આવી ગયો એટલે એપ્રિલના પહેલા અઠવાડિયામાં એમણે મ્યુનિ.ને રિપોર્ટ કર્યો કે, પરાંની ગટરની જે યોજના છે, તે કામ મારા અંદાજ પ્રમાણે આવતા ફેબ્રુઆરીમાં પૂરું થશે. તેટલા વખતમાં મિલોનું કામ પૂરું કરવા બીજા એક રસાયણશાસ્ત્રીની નવી નિમણૂક તરત કરવી જોઈએ. નહિ તો ગટર તૈયાર હશે છતાં મિલો જોડાણ નહિ લઈ શકે તેની કર-ખોટ મ્યુનિ.ને નાહક ભોગવવી પડશે. ગટરોનું કામ ઝડપથી આગળ ચાલતું હતું, દિવસો ઉપર દિવસો પણ પસાર થતા હતા, પરંતુ એક રૂ. ૧૫૦ ના પગારદાર રસાયણશાસ્ત્રીની નિમણૂક કરવાનું નજીવું કામ મ્યુનિ મંજૂર કરતી ન હતી. એક દિવસ ગટરોનું કામ ચાલતું હતું તે જોવા સ્ટેન્ડીંગ કમિટીના ચેરમેનને ભાઈલાલભાઈ લઈ ગયા. કામની સાથે એમણે મિલવિસ્તારમા ચેરમેનને ફેરવ્યા અને મિલના ગંધાતા પાણીનાં તલાવડા ભર્યાં હતા તે બદબો નજરે બતાવી અને કહ્યું: 'પુરાણોમાં ૮૪ નરકોનું વર્ણન આલેખ્યું છે, પણ એ તો કોઈએ જોયાં, અનુભવ્યાં નથી, પણ આ શહેરમાં ૮૪ નરક આંખે જોઈ શકાય છે! આવો કટાક્ષ કર્યા પછી ભાઈલાલભાઈએ કહ્યું કે, આ નરક વહેલામા વહેલા નાબૂદ કરવા માટે રસાયણશાસ્ત્રીની નિમણૂકને મંજૂર કરો. છતાં એની ય કોઈ અસર ન થઈ!

ઓકટોબરમાં નવા કામનો ખ્યાલ આપતાં ભાઈલાલભાઈએ રિપોર્ટ કર્યો કે, મારા અગાઉના અંદાજ પ્રમાણે ફેબ્રુઆરીમા ગટરોનું કામ પૂરું થશે અને પંપિંગ સ્ટેશનોએ પંપ-ડ્રાઈવરોની જરૂર પડશે. આ રિપોર્ટમાં જણાવ્યા પ્રમાણે સ્ટાફની જરૂર છે માટે જાહેરખબરો આપી અરજીઓ મંગાવી ફેબ્રુઆરી આખરે એમની નિમણૂક કરવી. સાથે સાથે અગાઉની માગણી પ્રમાણે તાત્કાલિક

રસાયણશાસ્ત્રી પણ નીમવો.

આ રિપોર્ટનો પણ કંઈ અમલ ન થયો એટલે ત્રીજો રિપોર્ટ ડિસેમ્બરમાં કર્યો—ફેબ્રુઆરીની ૧૫ મી તારીખે ગટરકામ પૂરું થશે. હજુ સુધી સ્ટાફ નીમવાની વ્યવસ્થા થઈ નથી. જેટલા દિવસ મોડું થશે તેટલા દિવસ રોકાયેલી મૂડીનું વ્યાજ નુકસાનમાં જશે. પૈસાનું તો ઠીક, પણ લોકોને અકારણ ગંદકીમાં રાખી મૂકવાનો કોઈને હક ખરો? છતાં એ રિપોર્ટ ય ફાઈલમાં પડ્યો!

ફેબ્રુઆરીની ૧૫ મી તારીખે ગટરનું કામ પૂરું થયું એટલે સેનીટરી કમિટીને રિપોર્ટ કર્યો કે ગટરનું કામ પૂરું થયું છે માટે લોકોને જાહેર કરો કે જેને ગટરનાં જોડાણ લેવાં હોય તે અરજીઓ કરે. અઠવાડિયા સુધી એની જાહેરાત ન થઈ એટલે ભાઈલાલભાઈની ધીરજનો અંત આવ્યો. એમણે પોતે અમદાવાદનાં પત્રોમાં જાહેરાત આપી. અરજીઓ આવવા માંડી અને નિયમ પ્રમાણે હેલ્થ ઑફિસર પાસે ગઈ. તેણે સેનિટરી કમીટી ઉપર મોકલી. એના ચેરમેન અરજીઓ ઑફિસમાં ભેગી કરવા માંડી. માર્ચ ખલાસ થયો પણ એ અરજીઓનો નિકાલ કર્યો નહિ. ભાઈલાલભાઈએ વળી પત્રોમાં નવી જાહેર ખબર આપી કે ગટરનાં જોડાણ જોઈતાં હોય તે સીધી મ્યુનિસિપલ એન્જિનિયરને અરજી કરે. લોકોની અરજીઓ આવવા માંડી તેમ તેમ કમિટીને પૂછ્યા વગર નવાં જોડાણ આપવા માંડ્યાં. સેનીટરી કમિટીની હવે સુરતી ન ઊડે તો પણ પરવા ન રહી એટલે એ કમિટી જાગી. બધી ભેગી થયેલી અરજી ભાઈલાલભાઈ ઉપર મોકલી આપી. સાથે કમિટીએ ઠરાવ કરેલો તે પણ મોકલી આપતાં જણાવ્યું કે, આ ગટરનું કામ નવું થયું છે અને હજારો જોડાણ આપવાનાં છે, તેથી ચાલુ પદ્ધતિ પ્રમાણે હેલ્થ ઑફિસરની મારફતે સેનીટરી કમિટીને અરજી કરવાની જરૂર નથી. મ્યુનિ. એન્જિનિયરને ખાસ સત્તા આપવામાં આવે છે કે અરજીઓ લઈ નિકાલ કરવો!

૧૯૩૫માં રૂ.૪૫ લાખનાં ગટરનાં કામનાં પ્લાન-એસ્ટીમેટ થયેલાં તે પ્રમાણે ત્રણ હપ્તામાં કામ થયું હતું. '૪૧ના ફેબ્રુઆરીમાં આ ત્રીજો હપ્તો પ્લાન પ્રમાણે પૂરો થયો છતાં બજેટમાં એસ્ટીમેટ કરતાં મોટી રકમ બચી હતી. ભાઈલાલભાઈએ જોયું કે, રકમ શિલક છે તો નવાં કામ શરૂ કરવામાં વિલંબ શું કામ કરવો? પરંતુ પૈસા હોવા છતાં નવું કામ છે એમ માની કમિટી પાસ કરવામાં વખત લે તે બીકે તેમણે મોટી રકમનાં કામ રજૂ ન કરતાં દૂધેશ્વર નજીકના જહાંગીરપરા માટે વીસ હજારનું નાનું કામ મંજૂર કરવા મોકલી આપ્યું. અને મંજૂર થઈ ગયું એટલે નવા વિસ્તારમાં ગટકામ પૂરું પણ કરી દીધું. પરંતુ એ મંજૂર થતાં જહાંગીરપરાથી રખીઆલ સુધીનું રૂ. ૨ા લાખનું કામ મૂક્યું. એ વિભાગમાં અમુક અમુક મિલો હતી. અમુક સંખ્યામાં મકાનો હતાં. એ બધાંને ગટર મળતાં વાર્ષિક ૪૦ હજારનું મ્યુનિ.ને ઉત્પન્ન વધશે તે તરફ પણ ધ્યાન ખેંચ્યું હતું. પરંતુ કોણ જાણે કેમ, પણ મિલોને ગટર મળે તેવું કામ આવતાં ઢીલ ઊભી થતી અને એનો નિકાલ ઝટ થતો નહિ. આઠ મહિના સુધી એ કામનો અંત ન આવ્યો. છેવટ ભાઈલાલભાઈએ કમિટીની મિટિંગ ચાલતી હતી ત્યારે બધા સભ્યોને એમના સ્વભાવ પ્રમાણે આકરા થઈને તગાદો કર્યો અને ઉતાવળ કરવાના કારણમાં જણાવ્યું કે, બજેટમાં રકમ હતી એટલે તે પછી ખોખરા, મહેમદાવાદ, મણિનગર, આમ સાબરમતીના પૂર્વ ભાગનું ગટરનું કામ પૂરું કરવું છે.

છેવટ એ કામ મંજૂર થઈને આવ્યું એટલે ત્રણ માસમાં પૂરું થઈ ગયું. પછી રૂ. ૨ા લાખનું ખોખરા મહેમદાવાદનું બજેટ મોકલી આપ્યું ત્યારે પણ એનો એ વિલંબ થયો, અને કામનો ઝટ નિકાલ ન થયો. '૪૨ની લડતની શરૂઆત થઈ. મ્યુનિ.ને સરકારે સસ્પેન્ડ કરી અને મણિનગરનું ગટરકામ રખડી ગયું.

૨૪

## સરદાર સાથેનાં મિલન

સરદાર વલ્લભભાઈ પટેલ બત્રીસ લક્ષણા પુરુષ હતા. એ બધાં લક્ષણોમાં સેનાપતિનો ગુણ એમનામાં પ્રધાન હતો. સેનાપતિ કેવળ પોતાના લશ્કરને જ ઓળખે છે એમ નહિ, એને સાચવે પણ છે અને પોતાના સૈન્ય સિવાય દુશ્મન સૈન્યને અગર બીજા સૈન્યની શક્તિઅશક્તિથી પણ વાકેફ હોય છે. સરદારના પરિચયમાં આવેલા અદનામાં અદના સેવકને પણ એમની માયાળુ હૂંફ મળ્યાના દાખલા સેવકને પોતાને મોઢે સાંભળવાના મળતા હોય છે. પરંતુ સરદારની દૃષ્ટિ એથી પણ ઘણી ઘણી દૂર સુધી પહોંચતી હતી. ભાઈલાલભાઈ સરકારી અમલદાર હતા, કયારે ય સરદારને મળ્યા ન હતા, છતાં એમની શક્તિ સરદારની જાણ બહાર ન હતી. ભાઈલાલભાઈ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થાય છે એ સમાચાર એમને મળતાં, અમદાવાદ મ્યુનિસિપાલિટીને એમણે ભલામણ કરી કે એમની સેવાઓ લો. અને એ રીતે ભાઈલાલભાઈ '૪૦ના માર્ચમાં અમદાવાદ મ્યુનિ.માં આવ્યા.

એપ્રિલમાં સરદાર અમદાવાદ આવ્યા ત્યારે ભાઈલાલભાઈ એમને પ્રથમ મળ્યા. તે વખતે સરદારે અમદાવાદ મ્યુનિ.ના તંત્ર સંબંધી, કામકાજ સંબંધી પૂછી લીધું. એ પહેલી મુલાકાત એકબીજાનો પરિચય કરવા નિમાઈ હોય તેમ પૂરી થઈ.

'૪૧ના એપ્રિલમાં આણંદમાં ખેતીવાડી સ્કૂલનું સરદારને હાથે

ઉદ્દઘાટન હતું. ભાઈલાલભાઈ માનદ્ કન્સલ્ટીંગ એન્જિનિયર તરીકે સંસ્થાનું કામ કરતા હતા એટલે તે પ્રસંગે તે પણ આવ્યા હતા. જમતી વખતે સરદારે કહ્યું : 'ભાઈલાલ, ત્રિવેદી ગુજરી ગયા અને મારા સ્વપ્નાં અધૂરાં રહ્યાં.'

ભાઈલાલભાઈએ કહ્યું : 'આપ કશી ચિંતા રાખશો નહિ. જરૂર પડે તો કહેજો, આણંદ ઇન્સ્ટીટ્યુટમા આવીને હું બેસીશ.'

સરદાર ધીમેથી બોલ્યા : 'તમારો પગાર ઇન્સ્ટીટ્યુટને ન પોસાય.'

ભાઈલાલભાઈ: 'પગાર કોને જોઈએ છે?'

સરદાર હસ્યા અને વાત ત્યાં એમ ને એમ રહી. આ વાત દેખાય છે નાની, અપ્રસ્તુત, પરંતુ સરદારે ભાઈલાલભાઈ આગળ અધૂરા સ્વપ્નાનો ઉલ્લેખ કરી ચોખો ચાંપી જોયો હતો. ભાઈલાલભાઈમાં શક્તિ કેટલી છે તે તો એ જાણતા હતા, ત્યાગ કેટલો છે તેની પારાશીશી એમણે ભાઈલાલભાઈના હૈયામાં મૂકી આંક જોઈ લીધો અને હવે ભવિષ્યની વાત ભવિષ્યમાં એમ માની એમણે એ વાત ત્યાં પૂરી કરી.

સરદાર '૪૧ના ઑક્ટોબરમાં અમદાવાદ આવ્યા ત્યારે ભાઈલાલભાઈએ માનેલું કે પોતાને કામકાજ સંબંધી પૂછવા એમની સગવડે મળવા બોલાવશે. પરંતુ સરદાર પોતે મણિબહેન સાથે વગર ખબર આપ્યે સાંજના ભાઈલાલભાઈને બંગલે જ પહોંચી ગયા. સરદાર બહારથી લોખંડી દેખાતા હતા, તેમ અંદરથી કુસુમ જેવા હતા તે તો એમના ચરિત્ર ઉપરથી એમના પરિચયમાં ન આવનારને પણ જાણવા મળ્યું છે. એવી જ રીતે સરદાર પોતાના માણસોના આત્મીયજન પણ બની જતા હતા. ભાઈલાલભાઈને પોતાના માન્યા એટલે એમના અને કુટુંબના પરિચયમાં આવવાનો એ ધર્મ માનતા. સામે ચાલીને વગર આમંત્રણે કે ખબર કહ્યે ઘેર જવું તે એની સાબિતી છે.

અમદાવાદ આવ્યા પછી ભાઈલાલભાઈ એ પાટીદાર સમાજની સ્થાપનામાં ભાગ ભજવ્યો હતો. ભાઈલાલભાઈ ને આમ તો સુધારક વર્ગના પુરુષોમાં ન મૂકી શકાય. એ સુધારામાં નથી માનતા એમ નહિ. એ વિચારે તો સુધારક છે, પરંતુ સમાજનો વિરોધ વહોરીને કે અમુક વેઠીને પણ સુધારો કરવો જ એવા એ સુધારક નથી. પાટીદાર સમાજની સ્થાપના પાછળ કોઈ સામાજિક સુધારાની ઝુંબેશ ઉપાડવાની ગણતરી જ ન હતી. અમદાવાદ શહેરમા જુદી જુદી જ્ઞાતિઓનાં છાત્રાલયો હતાં, જ્યારે પાટીદાર જ્ઞાતિનું છાત્રાલય ન હતું. પરિણામે જે વિદ્યાર્થીઓને હોસ્ટેલમા જગા ન મળે તેમને રૂમ મેળવવાની મોટી હાડમારી હતી. પાટીદાર સમાજ જેવી સંસ્થા દ્વારા એ પ્રવૃત્તિ ઊભી કરી શકાય એ એમની ગણતરી હતી. શ્રી. ભીખાભાઈ જીવાભાઈ પટેલે રૂા. ૨૫ હજાર આપવાના કહ્યા હતા અને બીજા રૂા. ૨૫ હજાર ભેગા કરીને ૫૦ હજારનું છાત્રાલયનું મકાન થશે તેવી તે વખતે ગણતરી હતી. ભાઈલાલભાઈ એ સરદારને આ મિલન લખતે પાટીદાર છાત્રાલયનું ખાતમુહૂર્ત કરવાની વિનંતી કરી. સરદારે તે કબૂલ રાખી અને તે વિધિ કર્યો.

'૪૨ના ફેબ્રુઆરીના પહેલા અઠવાડિયામાં બારડોલીમાં કોંગ્રેસની વર્કિંગ કમિટીની મિટિંગ હતી. તે વખતે ગુજરાતનાં કોંગ્રેસ કાર્યકરોને પણ સરદારે મળવા બોલાવેલા. અમદાવાદ મ્યુનિ. અંગે જાણવા ભાઈલાલભાઈ ને પણ તાર કરીને બોલાવ્યા. ભાઈલાલભાઈ એ ખેડા જિલ્લાના કાર્યકરોનો મુકામ હતો ત્યાં પોતાનો ઉતારો કર્યો. ભાઈલાલભાઈ બારડોલી પહેલાં ગયા ન હતા એટલે એમણે સ્વરાજ્ય આશ્રમ ફરીને જોઈ લીધો. પછી સરદારને મળવા ગયા. સરદારે કહ્યું, બધો આશ્રમ એક વખત જોઈ આવો. ભાઈલાલભાઈ એ કહ્યું, આવીને પ્રથમ એ જ કામ કર્યું. સરદારે તે પછી ફૂલઝાડ, ખેતી સંબંધે વાતચીત કરી. આશ્રમમાં સ્વીમિંગ બાથ કરતો હતો એની વાત કરી. શું ખર્ચ થાય તેની ચર્ચા કરી. એનાં પ્લાન-એસ્ટીમેટ

મોકલી આપવા સરદારે કહ્યું અને તે મોકલી પણ આપ્યાં. પરંતુ તે પછી કૉંગ્રેસ જેલમાં ગઈ અને એ કામ રહી ગયું તે રહી ગયું.

મહાત્માજી પણ ત્યાં હતા. રાત્રે અગિયાર વાગે સરદાર મહાત્માજીને મળીને છૂટા થયા એટલે ભાઈલાલભાઈની તપાસ કરી. અમદાવાદ મ્યુનિ.નાં કામ અંગે એમની સાથે વાત કરવાનો વખત પરોઢિયે ચાર વાગે નિર્ગતનો મળશે માની તે પ્રમાણે એમને સૂચના કરવા ભાઈલાલભાઈ નો મુકામ ક્યાં છે તેની સરદારે પૂછપરછ કરી. એમને જવાબ મળ્યો કે ખેડા જિલ્લાના કાર્યકર્તાઓના મુકામમાં એ છે. એક જણને ભાઈલાલભાઈને બોલાવવા મોકલ્યો.

ભાઈલાલભાઈ નીચે આવ્યા એટલે સરદારને એમના મુકામની વ્યવસ્થા સંબંધે દુઃખ થયું હોય તેમ બોલ્યા: 'ભાઈલાલ, મને ખબર નહિ કે તમને બધાની સાથે ઉતાર્યા છે. મેં તો માનેલું કે મણિભાઈ (મ્યુનિ.ના પ્રમુખ)એ તમારી વ્યવસ્થા જીનમાં કરી હશે. ચાલો, હવે તમારો મુકામ બાજુના મકાનની રૂમમાં ફેરવો.'

ભાઈલાલભાઈએ ઘણો આગ્રહ કર્યો કે મને કોઈ જાતની અગવડ નથી, પરંતુ સરદાર માન્યા નહિ અને માણસ મોકલીને એમણે જાતે સરસામાન મંગાવી લીધો. બાજુના મકાનની રૂમ ઉઘડાવી, પથારી થઈ તે જાતે જોઈ, પછી સરદારે પોતે બાથરૂમ બતાવી ફ્લશ જાજરૂ નવું બંધાવ્યું હતું તે બતાવ્યું અને કહ્યું કે, થોડા મહિના ઉપર જવાહર આવવાના હતા તે માટે કરાવ્યું હતું. આમ બધી વ્યવસ્થા જાતે કરાવીને સવારે ચાર વાગે મળવાનું કહીને સરદાર ગયા.

નાનાં નાનાં કામોમાં અને તેમાં ય ઘટતું સન્માન કરવામાં સરદાર કેટલી કાળજી રાખતા તે આ નાનો પ્રસંગ બતાવે છે. માણસનું યોગ્ય સન્માન કરવું, વ્યક્તિની રહેણીકરણી પ્રમાણે મહેમાનગતિ વખતે સગવડ સાચવવી એ આ પાછળનું દૃષ્ટિબિંદુ છે, એ આતિથ્યનો ઉત્તમ પ્રકાર છે.

ભાઈલાલભાઈ સવારે ચાર વાગે સરદારને મુકામે ગયા ત્યારે ચા તૈયાર હતી. ચા પીતા વાતો શરૂ થઈ. સરદાર, મણિબહેન અને ભાઈલાલભાઈ એ ત્રણ જણ હતાં. પૂરા બે કલાક સુધી વાતો થઈ. આપણે આગળ જોઈ ગયા તેમ ભાઈલાલભાઈ મ્યુનિસિપલ તંત્રની ઊંઘ ન ઊડે ત્યારે એની ઉપરવટ થઈ ને પણ કામ કરતા એટલે એ બાબતની ફરિયાદો ગયેલી તેની પ્રથમ પૂછપરછ એમણે કરી લીધી. મજૂરોને માટે સસ્તા મકાનોની પૂછપરછ થઈ. પછી મુદ્દાની વાત કાઢી, ગાંધી અને સરદાર પૂલના જેવા બે પૂલો કરવા હોય તો કેટલું ખરચ આવે અને કેટલા વખતમાં થાય તે. એલિસબ્રીજ ઉપરનો વાહન વ્યવહાર ઘટાડી નાખવા ભદ્ર નજીક નવો પૂલ કરવાની ગણતરી હતી અને બીજો સાબરમતી આગળ. ભાઈલાલભાઈએ પાંચ લાખની આસપાસમાં દરેકનું ખર્ચ કહ્યું એટલે સરદારે કહ્યું : 'જો પાંચ લાખમાં થાય તો બંનેનું એસ્ટીમેટ કરો અને કામ શરૂ કરાવો.'

ભાઈલાલભાઈએ કહ્યું : 'મણિભાઈને કહેજો. મ્યુનિ. પ્રથમ કામ નક્કી કરે ત્યારે બને.'

સરદાર : 'મારું નામ દઈને મણિભાઈ સાથે વાત કરજો.'

આ જવાબમાં સરદારની કામ કરવાની રીત દેખાય છે. એકની એક ચર્ચામાં વખત બગાડવાની જરૂર શી માની એમણે મણિભાઈ સાથે વાત કરવાનું કામ ભાઈલાલભાઈને સોંપી દીધું. વળી જેને પોતાનું માન્યું તેની સતત કાળજી રાખવી તે સ્વભાવ પ્રમાણે અમદાવાદ મ્યુનિ.ની એ કેટલી કાળજી રાખતા તે પણ જોઈ શકાય છે. અમદાવાદ આવે ત્યારે તો ઠીક પણ દૂર બારડોલી બોલાવીને પણ કામકાજ જાણી લેવાં એ કેટલી કર્તવ્યનિષ્ઠા!

'૪૨ના એપ્રિલમાં સરદાર અમદાવાદ આવ્યા તે દિવસે સાંજે કાંકરિયાનો બાગ જોઈ આવ્યા. બીજે દિવસે ભાઈલાલભાઈને બોલાવ્યા. કહ્યું : 'ભાઈલાલ, શહેરનાં કામ બહુ કર્યાં, હવે ગામડાનાં કામ

હાથમાં લો.'

ભાઈલાલભાઈ : 'હું તો આપ કહો તે કરવા તૈયાર છું, કહો તો આજે જઈને રાજીનામું આપી દઉં.'

સરદાર હસ્યા. બોલ્યા : 'આજે ને આજે રાજીનામું આપવાની કંઈ ઉતાવળ નથી, હાલ ચાલુ કામ છે તે સમેટો અને ઓક્ટોબરમાં જરૂર છૂટા થજો.'

પરંતુ ૯મી ઓગસ્ટે કોંગ્રેસને સરકારે જેલમાં ધકેલી અને દેશમાં 'અંગ્રેજો ચાલ્યા જાઓ'નું સૂત્ર પોકારાયું. અમદાવાદ મ્યુનિ.નો સરકારે કબજો લીધો એટલે સપ્ટેમ્બરમાં ભાઈલાલભાઈએ મ્યુનિ.માંથી રાજીનામું આપ્યું. આમ સરદારની ઇચ્છા પ્રમાણે ગામડામાં કામ કરવાની ભાઈલાલભાઈને આપોઆપ તક આવી.

'૪૫ના જૂનમાં સરદાર જેલમાંથી છૂટ્યા ત્યારે વિદ્યાનગરની યોજના તૈયાર થઈ હતી એટલે એ અંગેનો પત્ર ભાઈલાલભાઈએ સરદારને લખ્યો. એમનો જવાબ આવ્યો કે હું અમદાવાદ આવું છું તા. ૪થી ઓગસ્ટે મને મળજો.

ભાઈલાલભાઈએ દિવસે સરદારને મળ્યા ત્યારે એમણે કહ્યું : 'અહીંનો કાર્યક્રમ એટલો ભારે છે કે નિરાંતે કોઈ નવા વિષયનો વિચાર કરવાનો વખત નથી. તમે મુંબઈ આવો. હું તા. ૬ ઠ્ઠીએ જાઉં છું.' એ પ્રમાણે ભાઈલાલભાઈ મુંબઈ ગયા. તા. ૮-૯-૧૦ ત્રણ દિવસ સરદારને જ્યારે જ્યારે વખત મળ્યો ત્યારે એમણે એ અંગેના પ્રશ્નો પૂછ્યા કર્યા, યોજનાની દરેકે દરેક વિગત બારીકાઈથી તપાસી.

આ ચર્ચા દરમિયાન શ્રી પશાભાઈ પટેલે પૂછેલું : 'આ યોજના પૂરી કરતાં કેટલાં વર્ષ લાગે ?'

ભાઈલાલભાઈ : 'જેવો લોકોનો સહકાર. કદાચ ૨૫ વર્ષ લાગે, ૫૦ વર્ષ લાગે કે ૧૦૦ વર્ષ લાગે. પ્રજાના જીવનમાં જો આવું જીવનપરિવર્તનનું કામ થતું હોય તો સો વર્ષનો શો હિસાબ છે ?'

સરદાર: 'સાચું છે. જો ૧૦૦ વર્ષની મહેનતે ય આવું કામ થતું હોય તો એનો હિસાબ નથી. આ કંઈ કરમસદનું કામ નથી, ચરોતરનું નથી, ગુજરાતનું પણ નથી, પણ જો આ યોજના ફત્તેહમંદ થાય અને મને ખાતરી થઈ છે કે ફત્તેહમંદ થશે, તો એક દિવસ જરૂર એવો આવશે કે જ્યારે વિદ્યાનગર હિંદનું કેન્દ્ર થશે. આમ ત્રણ દિવસની વકીલની રીતે પૂરેપૂરી ઊલટ તપાસ કર્યા પછી એમણે આશીર્વાદ આપ્યો કે, જાઓ, ફત્તેહ કરો.

આ પછી ચારુતર વિદ્યામંડળ અને ચારુતર ગ્રામોદ્ધાર મંડળનાં બંધારણો રજિસ્ટર્ડ કરાવ્યાં. એ અરસામાં સરદારનો પૂનાથી પત્ર આવ્યો કે તમારી યોજના સંબંધે મહાત્માજીને વાત કરી છે. પણ એ કહે છે કે યુરોપમાં પણ આવી યોજના પ્રમાણે કામ થયું નથી, તો આપણે ત્યાં શી રીતે બની શકશે? એ અંગે મહાત્માજી સાથે રૂબરૂમાં ચર્ચા કરવા તા. ૧૫મી ઑક્ટોબરે આવી જાઓ.

ભાઈલાલભાઈ પૂના ગયા. મહાત્માજી સાથે વાતો થઈ. પરંતુ જોઈએ તેટલો વખત મહાત્માજી કાઢી શકયા નહિ એટલે એમણે કહ્યું કે, સરદાર તા. ૨૫મીએ એક અઠવાડિયા માટે મુંબઈ જવાના છે તે વખતે મને વખત મળશે માટે તમે અઠવાડિયામાં આવો.

મણિબહેને સૂચના કરી: 'તમે ફરી આવો તે પહેલાં મહાત્માજીનું "હિંદ સ્વરાજ" અને કુમારાપ્પાનું "ગ્રામોદ્યોગ" પુસ્તકો વાંચી લેજો. જેથી મહાત્માજીની વિચારસરણીનો તમને ખ્યાલ આવે અને એમને બહુ ત્રાસ ન પડે.'

ભાઈલાલભાઈએ તે દવસે પૂનામાંથી 'હિંદ સ્વરાજ' મેળવ્યું અને રાત્રે પૂરું કર્યું. બીજે દિવસે સરદારને એ મળ્યા ત્યારે વાત કરી કે મહાત્માજીનું 'હિંદ સ્વરાજ' વાંચી ગયો પણ એમાં તર્કશુદ્ધ વિચારસરણી મને ન લાગી. એમના વિચારોનો અમલ કરવો આ યુગમાં અશકય છે.

સરદાર હસીને બોલ્યા: 'જુઓ ભાઈલાલ, મહાત્માજી તમારી

જ્યારે સ્થિતિ છતવાળી થશે ત્યારે ઉત્પાદન ઉપર અંકુશ મૂકી શકાશે. છેવટ બંને ભાઈઓએ મહાત્માજીને એટલી ભલામણ કરી કે શરૂઆતમાં ભાઈલાલભાઈએ પાંચ ગામમા એમની યોજનાનો પ્રયોગ કરવો અને એનું પરિણામ જોયા પછી જિલ્લામાં મોટા પાયા ઉપર કામની શરૂઆત કરવી.

## ૨૫

### વલ્લભ વિદ્યાનગર

'૪૨ના ઑગસ્ટની નવમી તારીખે સરદાર પકડાયા. કૉંગ્રેસની કારોબારીની ધરપકડ પછી સરકારે કૉંગ્રેસના બીજા કાર્યકરોને પણ જેલમાં ધકેલવા માંડ્યા. એક મહિનાના વાતાવરણ પછી તા. ૯ મી સપ્ટેમ્બરે ભાઈલાલભાઈએ મ્યુનિ. એન્જિનિયરનું પોતનું રાજીનામું આપ્યું. ૧૨એ મ્યુનિ.નો સ્ટાફ હડતાળ ઉપર ઊતર્યો. તા. ૧૫ મીએ સરકારનો ઑર્ડીનન્સ આવ્યો કે જરૂરી ખાતાની નોકરીના કોઈ અમલદારનું રાજીનામું સ્વીકારવું નહિ. છતાં કોઈ નોકરી છોડે તો બાર મહિનાની જેલ અને ગમે તે રકમના દંડની શિક્ષા કરવી. તે વખતે મ્યુનિ. બરતરફ થયેલી હતી અને ઍડમિનિસ્ટ્રેટર નિમાઈ ગયો હતો. એણે સરકારી વટહુકમ ભાઈલાલભાઈ ઉપર મોકલી રાજીનામાંના જવાબમાં લખ્યું કે, આ વટહુકમ આધારે તમે છૂટા થઈ શકશો નહિ.

ભાઈલાલભાઈએ એના જવાબમાં લખ્યું કે, હું મ્યુનિ. નોકર નથી. મેં હંગામી નોકરી સ્વીકારેલી છે અને મારી મરજી પડે ત્યારે છૂટો થઈ શકું છું. પરંતુ તા. ૧૯મીએ અમદાવાદના એક જવાબદાર નાગરિકે કહેવડાવ્યું કે, પ્રજાની જરૂરિયાતવાળાં પાણી–ગટર–આરોગ્ય વગેરે મ્યુનિ. ખાતાં ખોરવાઈ જાય તે પ્રજાના હિતમાં નથી. માટે તમે નોકરી ઉપર ચાલુ રહો. તે ખાસ જરૂરી છે. ભાઈલાલભાઈએ કહ્યું—મ્યુનિ.ના સ્ટાફમાંથી સાત જેલમાં જઈ બેઠા

છે. જરૂરિયાત વગરના ખાતાના નોકરો હડતાળ ઉપર છે તે વખતે હું કામ ઉપર રહું તે કેમ બને? પરંતુ જવાબદારીનો વિચાર કરનારા નાગરિકોનો આગ્રહ થયો કે નોકરી ઉપર ચાલુ રહેવું પ્રજાહિતમાં છે. એ આગ્રહ કરનારા પણ કોંગ્રેસી હતા એટલે સરકારી વલણને કારણે એ સલાહ આપતા હતા એવું પણ ન હતું.

ભાઈલાલભાઈએ વચલો રસ્તો કાઢ્યો અને નોકરી ઉપર ચાલુ રાખવાનો આગ્રહ કરનારને કહ્યું: 'મ્યુનિ.માં જરુરિયાતવાળી નોકરીમાં જે રહ્યા છે તે લોકો કામ કરે પણ તેમનો પગાર એક જનરલ ફંડમાં જવો જોઈએ અને એમાંથી હડતાળ ઉપર ગયેલા તથા કામ કરતા એ બધા માણસોને કુટુંબનિર્વાહ પૂરતી રકમ વહેંચી આપવી. એ માટે જે ખૂટે તેટલું જાહેર ફંડ ઉઘરાવવું. બધા કબૂલ થયા.

મ્યુનિ. એડમિનિસ્ટ્રેટરને ભાઈલાલભાઈએ સરકારી વટહુકમ હોવા છતાં પોતાને છૂટા થવાનો હક છે એમ લખ્યું હતું એટલે કલેક્ટરે એમને રૂબરૂ મળવા બોલાવ્યા. તા. ૨૧ મીએ ભાઈલાલભાઈ કલેક્ટરને મળ્યા અને નોકરી ઉપર ચાલુ રહેવાનું નક્કી થયું હતું એટલે એમણે હા પાડી તેથી કલેક્ટર ખુશ થયો. પરંતુ એ રાત્રે ડૉ. હરિપ્રસાદ ભાઈલાલભાઈને મળવા આવ્યા અને કહ્યું—તમને બધાંએ સલાહ તો આપી, પણ હવે લાગે છે કે તમારા નોકરી ઉપર ચાલુ રહેવાથી શહેરમાં ખરાબ અસર થઈ છે. આજે સવારે જ તમે કલેક્ટરને હા પાડી આવ્યા છો એટલે એકદમ તો નહિ પણ આસ્તેથી છૂટા થાઓ તો ઠીક.

ભાઈલાલભાઈએ કહ્યું: 'આસ્તેથી શું કામ? કાલે જ જઈને કલેક્ટરને મળું અને કહું કે, હું નોકરીમાં રહી શકું તેમ નથી.' અને એ પ્રમાણે તા. ૨૨ મીએ ભાઈલાલભાઈ ફરી કલેક્ટરને મળ્યા અને કહ્યું: 'ઘણો વિચાર કર્યો; મ્યુનિ.માં રહેવું ઠીક લાગતું નથી એટલે મારું રાજીનામું સ્વીકારવું પડશે.'

કલેક્ટરે જોયું કે રાજકીય વગર બીજું કોઈ કારણ નથી. નહિ તો ગઈ કાલ હા પાડનાર આજે ના શું કામ પાડે? એણે સરકારી વટહુકમ આગળ ધરતાં કહ્યું: 'સરકારી ઑર્ડિનન્સ તો તમે વાંચ્યો છે. એ સંજોગોમાં શું થઈ શકે?'

ભાઈલાલભાઈ: 'આપની સમક્ષ ત્રણ રસ્તા છે. જોઈએ તો આજે મને છૂટો કરો, અગર એક મહિનાની નોટીસ પેટે પગાર કાપી લ્યો, અને એ બેઉ ન બને તો છેવટ બાર મહિનાનો સરકારી મહેમાન બનાવો!'

કલેક્ટર હસ્યો. એણે જોયું કે ભાઈલાલભાઈ મક્કમ છે એટલે એડમિનિસ્ટ્રેટ ઉપર કાગળ લખી આપ્યો કે મિ. પટેલ પાસેથી ચાર્જ સંભાળી લઈને એમને છૂટા કરવા. એ રીતે તા. ૨૨ મીએ સાંજે ચાર વાગે ભાઈલાલભાઈ મ્યુનિ. એન્જિનિયર તરીકે છૂટા થયા.

ભાઈલાલભાઈને છૂટા થવામાં નવું પણ ન હતું. સરદારે જ એમને ગામડાંના કામ માટે ઑક્ટોબરમાં છૂટા થવાનું કહ્યું હતું. એ એક મહિનો વહેલા છૂટા થયા એટલું જ. પરંતુ છૂટા થવાના સંજોગો જુદા હતા, રાજકીય વાતાવરણ એટલું ગરમ હતું કે ગામડાંના કામ અંગે તાત્કાલિક કંઈ વિચારી શકવું ભાઈલાલભાઈને માટે શક્ય ન હતું. '૪૨ના ઑગસ્ટનું એ ગરમાગરમ વાતાવરણ '૪૩ના એપ્રિલ સુધીમાં શાન્ત પડી ગયું. ગામડાં અંગે શું કરી શકાય તે ભાઈલાલભાઈએ વિચારવા માંડ્યું. યોજનાઓ મગજમાં સ્ફુર્યા કરે પણ સરદાર જેલમાં અને બીજા કોઈનું ઓળખાણ ન મળે એટલે કોઈ યોજના માટે જોઈતાં નાણાંનો ઉકેલ દેખાય નહિ. કોઈ કામ આકાર લે તેવું તાત્કાલિક દેખાતું ન હતું. પરંતુ એ અરસામાં આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીએ ભાઈલાલભાઈને ચેરમેન નીમેલા એટલે સોસાયટીમાં વધારે વખત ગાળવા મળ્યો અને આ યોજનાના અંગભૂત સાયન્સ અને એન્જિ-

નિયરીંગ કૉલેજ સંબંધે બીજાઓ સાથે ચર્ચા કરવા માંડી. સોસાયટીના ભૂતપૂર્વ સેવક શ્રી ભીખાભાઈને ચર્ચામાંથી થયું કે આવું કોઈ કામ થતું હોય તો કરવા જેવું. ભીખાભાઈ ચરોતર એજ્યુકેશન સોસાયટીમાંથી નિવૃત્ત થઈ શુકલતીર્થની સંસ્થામાં કામ કરતા હતા. એમનું મન ધીમે ધીમે સંન્યસ્ત તરફ ઢળતું હતું અને આ અરસામાં એ સંન્યાસી થવાનું વિચારી રહ્યા હતા. એમને થયું કે આવું કોઈ કામ નવું કામ ઊભું થતું હોય તો સંન્યાસી થવા કરતાં એમાં કામ કરવું સારું. આથી યોજનાની ઝીણીમોટી વિગતો ગોઠવવામાં એમણે પણ રસ લેવા માંડ્યો.

'૪૪ના માર્ચની ૧૮મી તારીખે ચ. એ. સોસાયટીના કંપાઉન્ડમાં કૉલેજો સંબંધે વાતાવરણ તૈયાર કરવા એક સભા બોલાવવામાં આવી, જેમાં લગભગ ૫૦૦ ભાઈઓએ ભાગ લીધો હતો. આ સભામા નિર્ણય થયો કે સાયન્સ અને એન્જિનિયરીંગ કૉલેજ સાથે આર્ટ્સ્ કૉલેજ શરૂ કરવી. કૉલેજોના વહીવટનો જેમને અનુભવ હતો તેમનો અભિપ્રાય પડ્યો કે એકલી સાયન્સ કૉલેજ કાઢવામાં આવશે તો દર સાલ ખોટમાં જવું પડશે, આર્ટ્સ્ કૉલેજ હશે તો એ ખોટ એમાંથી પૂરી શકાશે. પરંતુ આજે એથી અવળું થયું છે! વિદ્યાર્થીઓનો પ્રવાહ સાયન્સ તરફ એટલો બધો વધી ગયો છે કે આર્ટ્સમાં સંખ્યા ઘટી છે, અને મોટે ભાગે ખોટ આવે છે.

તે પછી એ કામ માટે કમિટી નિમાઈ અને આણંદ પાસે ૨૦૦ વીઘાં જમીનની માગણી કરી. સંસ્થા ઊભી કરવા માટે કોઈ રકમ ન હતી એટલે આણંદ ગામ જમીન આપે એટલું જ નહિ, પણ એનો દસ્તાવેજ કરવા જે ખર્ચ થાય તે ચાંલ્લો પણ આપે તેવી માગણી હતી! જાગનાથ મહાદેવ પાસેની જમીન પસંદ કરી. જેથી ખેતીવાડી સંસ્થા નજીક પડે અને ભવિષ્યમાં વધારે જમીનની જરૂર પડે તો નજીકના ચરાનો ઉપયોગ કરી શકાય. જમીનના માલિકો પાસેથી જમીન મેળવવા એક વરસ સુધી પ્રયત્ન કર્યો. ૩૦ ટકા

જમીનમાલિકો મફત આપવા તૈયાર થયા હતા. આણંદની જમીન જો વેચાતી લેવાની થાય તો મોટી રકમ તેમાં ચાલી જાય અને એ રીતે પૈસા મેળવવામાં મુખ્ય શક્તિ ખર્ચાઈ જાય. '૪૫ના માર્ચમાં ભીખાભાઈ અને ભાઈલાલભાઈએ નિર્ણય લીધો કે આણંદથી પાચ માઇલની અંદર જ્યાં મફત જમીન મળે ત્યાં સંસ્થા ઊભી કરવી. દૂર કૉલેજો થાય તો સ્ટાફના માણસો માટે મકાનો વગેરેની સગવડ કરવી પડે માટે ૨૦૦ને બદલે ૨૫૦ વીઘાં જમીન લેવી તેમ નક્કી કર્યું.

તા. ૨૫મી માર્ચે નાપાડથી ઉમેદભાઈ આવ્યા. મૂળ યોજનામાં તે મૌલિક સુધારો લઈને આવ્યા હતા. એમણે કહ્યું કે ૨૫૦ ને બદલે ૫૦૦ વીઘાં જમીન નાપાડમાં અમે આપીએ, તેમાંથી અર્ધી જમીન કૉલેજો માટે રાખી, બાકીની અર્ધીમાં મકાનોના પ્લૉટ પાડી, જેમણે જમીન આપી હોય તેમને વગડે પ્લૉટ પાછા આપો. નાપાડ ગામમાં ઘર બાંધવા માટે જગા નહોતી અને એથી એક ઘર બાંધનારી મંડળી કાઢવાની જરૂર હતી. આ યોજનાથી નાપાડ માટે એક કાંકરે બે પક્ષી મરતાં હતાં. લોકોને ઘર બાંધવા માટે પ્લૉટ મળતા હતા અને ગામમાં ત્રણ કૉલેજો આવતી હતી. ભીખાભાઈ બહારગામ હતા એટલે ભાઈલાલભાઈ નાપાડ જઈ આવ્યા. નાપાડ, વડોદ, નાવલી એ ત્રણ ગામના સીમાડા ઉપર એ જમીન હતી. આણંદ ખેતીવાડીથી ૧॥ માઈલ દૂર હતી. ત્રણ જ દિવસમાં ૫૦૦ વીઘાંના જે જમીનમાલિકો હતા તેમની સહીઓ સાથે ઉપરની યોજના પ્રમાણે જમીન આપવાની કબૂલાતો આવી ગઈ!

એપ્રિલની ૧૦મી તારીખે ભાઈલાલભાઈ અને ભીખાભાઈ બહાર જતા હતા ત્યારે આણંદ સ્ટેશને મોગર ઠાકોર નટવરસિંહ મળ્યા. એમણે વાત જાણી એટલે કહ્યું કે, તમે મોગર આવો. નાવલી સ્ટેશનથી અડીને મોગરનો ચરો છે. તેમાંથી તમને એક હજાર વીઘાં જમીન આપીએ. જમીન ઇનામી છે અને ફક્ત બે જ ભાગીદારો

છે. અમારે બદલામાં પ્લોટ પણ પાછા જોઈતા નથી. એમાંથી જોઈએ તેટલી રાખીને બાકીની વેચીને કૉલેજો બાંધવામાં એના પૈસા વાપરી શકો છો!

આ દરખાસ્ત ભાઈલાલભાઈ અને ભીખાભાઈને ખૂબ પસંદ પડી. મુસાફરીમાંથી પાછા આવ્યા પછી મોગર જવાનું વિચાર્યું, પરંતુ આ જાતની યોજના બહાર જાહેર થતાં જુદી જુદી દરખાસ્તો આવવા માંડી. તા. ૯મી મેના રોજ બાકરોલથી પુરુષોત્તમ દેવજીભાઈ મોટર લઈને આવ્યા. એમણે કહ્યું: 'નાપાડ, મોગર કૉલેજો થઈ જાઓ, તેમાં રેલ્વે જંકશન વગર મોટી અગવડ પડશે. મારી સાથે ચાલો, હું તમને આણંદ–નડિયાદ રોડ ઉપર જમીન બતાવું.' એમ કહીને એ ભાઈલાલભાઈને તરત લાંભવેલ લઈ ગયા. હનુમાન પાસે, સડકને અડીને બાકરોલ ગામની સીમ હતી. આણંદથી ઊતરીને સ્થળ ઉપર જવા આણંદ–નડિયાદનો ધોરી રસ્તો હતો. વાહનોની ચાલુ સગવડ હતી. અનુકૂળતાની રીતે આ સ્થળ વધુ સારું હતું. ત્યાંથી બાકરોલ ગયા. ચોરા આગળ લોક ભેગા થઈ ગયા. તલાટી પાસે સરવે નંબરનો નકશો મંગાવ્યો અને ભાઈલાલભાઈ આગળ મૂકી પુરુષોત્તમભાઈએ કહ્યું કે, જેટલી જમીન જોઈએ તેટલો લીટા દોરો. લોકોએ એકી અવાજે સંમતિ આપી!

જૂનની ૧૨મીએ ભીખાભાઈ આવ્યા. ત્રણ સ્થળની પસંદગીમાંથી નિર્ણય લેવાનો હતો ત્યાં કરમસદનાં ચાર ભાઈઓ અત્યારે વિદ્યાનગર થયું છે તે સ્થળનો નકશો લઈને આવ્યા. સાથે સાથે ૫૦૦ વીઘાંની જમીનના માલિકોની કબૂલાતો પણ લેતા આવ્યા હતા. પછીથી પુરુષોત્તમ દેવજીભાઈ મળ્યા. એમને વાત કરી. એ ખુશ થયા અને કહ્યું—ઘણું સુંદર! સરદારના જન્મસ્થાનમાં કૉલેજો થાય તે ચરોતરનું સદ્ભાગ્ય કહેવાય. અમારું ગામ પણ તૈયાર છે એટલે એને અડીને બાકરોલની સીમની જમીન છે તે પણ એમાં ઉમેરો. એ રીતે બાકરોલની ૩૦૦ વીઘાં જમીન લેવાઈ. રેલ્વે લાઈન

સુધી હદ પહોંચાડવા કરમસદનાં બીજાં ૪૦ વીઘાં લીધાં. નકશામાં ખાંચો પડતો હતો તે સરખો કરવા આણંદનાં બીજાં ૪૦ વીઘાં માગ્યાં તે મળ્યાં અને બાકરોલની બીજી ૫૦ વીઘાં સરકારી જમીન લીધી.

આમ સરદારશ્રીના ગામમાં જ એમના એક ભવ્ય સ્મારક તરીકે પ્રજાકીય સંસ્થા ઊભી થાય તે ભાવનાને વશ થઈને ચાર સ્થળમાંથી હાલની જગા પસંદ કરવામાં આવી. સરદારશ્રીનું નામ એની સાથે જોડવામાં આવ્યું—વલ્લભ વિદ્યાનગર.



૧

## ૧૩મે વર્ષે

જાદુથી રાતોરાત મહેલ ચણાઈ જાય તેની બાળવાર્તા નાન-પણમાં સૌએ સાભળી હોય છે. પરંતુ શૈશવનું સોણલું પૂરું થતાં કોઈ યુવકને જાદુથી મહેલ ચણાઈ જાય એમાં વિશ્વાસ બેસતો નથી. ને જાદુના ચમત્કારથી એ કામ ન થઈ શકે તો પુરુષાર્થથી તો થઈ શકે શી રીતે? અને એક માણસના પુરુષાર્થથી, એમ બને એમ સ્વપ્નામા પણ કેમ મનાય?

છતા ગતેરાતમાં મહેલ નહિ પણ નગર ચણાઈ જાય; તે વ એક પુરુષના પુરુષાર્થથી, અને એ પુરુષ પાછો નવજુવાન નહિ, ૫૭-૫૮ વર્ષનો વૃદ્ધ, સરકારે જેને પેન્શન આપી નિવૃત્તિથી માળા જપવા છૂટો કર્યો હોય તેવા પુરુષના પુરુષાર્થથી, તે નજરે નજર જોવું હોય તો વલ્લભ વિદ્યાનગરની મુલાકાત લેવી.

'૪૭ના જાન્યુઆરીની પંદરમીએ પહેલી ઈંટ વિદ્યાનગરમા ચંપાઈ તેને હજુ સાડા ત્રણ વર્ષ થયા છે. માણસના જીવનના સાડા ત્રણ વર્ષ સમાજજીવનની એક મિનિટ પણ ન ગણાય. સંસ્થાના જીવનનો એક દિવસ પણ ન ગણાય. દિવસનો એક ભાગ, એક રાત માંડ કહેવી હોય તો કહી શકાય. આ એક રાતમાં એક પુરુષે એક મહેલ નહિ પણ વિદ્યાનગર ઊભું કરી દીધું છે—બાલમંદિર, કુમારશાળા, હાઈસ્કૂલ, ટેકનીકલ સ્કૂલ, આર્ટ્સ, સાયન્સ અને એન્જિનિયરીંગ કૉલેજ. કૉમર્સ કૉલેજ છલગ મારવા તૈયાર થઈ રહી છે આ બધી સંસ્થાના વિદ્યાર્થીઓ રહી શકે તે માટેની હૉસ્ટેલો, પ્રોફેસર

માટેનાં રહેઠાણો, કાર્યકર્તાઓ માટેનાં મકાનો, બાંધકામ અંગેનાં કારખાનાં, રસ્તાઓ, એની ઉપર ઊછરતાં ઝાડ, રમતનાં મેદાનો, વગેરે જોનારનું મન ઘડીભર માનવા પણ તૈયાર ન થાય કે સાડા ત્રણ વર્ષના ટૂંકા ગાળામાં આટલું કાર્ય થઈ શકે. અને એ સાડા ત્રણ વર્ષ એટલે માલસામાન મેળવવાની હાડમારીનાં વર્ષ. સિમેન્ટ ન હોય, રેતીનું બુકીંગ બંધ હોય, લોખંડની પરમીટ હોય ત્યારે માલ સિલકમાં ન હોય. એક સાંધતાં તેર તૂટે તેવી કટોકટીમાં વળી જંગલમાં જીવનની જરૂરિયાતોની અગવડને લીધે માણસોની મુશ્કેલી પણ ઓછી નહિ. સારા માણસો નોકરીની કાયમી સહિસલામતી ઊગતી સંસ્થામાં ન જોઈ શકે તે માટે પણ ન આવે.

'૪૭માં આર્ટ્સ અને સાયન્સ કૉલેજથી શરૂઆત થઈ ત્યારે એ અધૂરા મકાન સામે કૉલેજિયનો જોઈ રહ્યા. હૉસ્ટેલ એક નાની સરખી જ બંધાયેલી હતી. એક વિદ્યાર્થી રહી શકે તેવી નાની નાની રૂમમાં સાત સાત જણને રહેવાનું થયું. આણંદથી બે અઢી માઈલ દૂર સડક વિનાનો ધૂળભર્યો રસ્તો, મોટરની પૂરતી સગવડ નહિ, આવી કૉલેજની શરૂઆત કોઈએ સાંભળેલી નહિ એટલે જે હોય તે કહે, આમ બધું અધૂરું છે તો આવતી સાલ કૉલેજ શરૂ કરવી હતી, આટલી બધી ઉતાવળ શી હતી?

પરંતુ વિશ્વકર્માને કેવળ એ કૉલેજો બાંધીને નહોતું બેસી રહેવું. એમને વિદ્યાનગર રચવું હતું. સ્વતંત્ર વિદ્યાપીઠ સ્થાપવાનાં સ્વપ્નાં હતાં. માણસ જેમ કામ કરતાં કરતાં ઘડાતો હોય છે, પૂર્ણ તરફ ગતિ કરતો હોય છે તેમ સંસ્થાનું પણ હોવું જોઈએ, એમ એ માનતા હતા. પણ કૉલેજિયનોને એ દૃષ્ટિબિંદુ ક્યાંથી સમજાયું હોય?

આ રૂમમાં સાત જણના બિસ્તરા પાથરી ન શકાય ત્યાં સૂઈ તો શકાય જ ક્યાંથી? વિશ્વકર્મા એનો જવાબ આપે છે—રૂમ સૂવા માટે નથી આપી. બિસ્તરો મૂકવા માટે આપી છે. સૂવા

માટે ખુલ્લી જગા, વિશાળ આકાશ નીચે પૂરતી છે. હું પણ એ જ ખુલ્લા આકાશ નીચે છું ને?

કૉલેજિયન : પણ અમારે અભ્યાસ કરવાનો રહ્યો તેનું શું?

વિશ્વકર્મા : હું પણ અભ્યાસ કરું છું. વિશેષમાં સર્જન કરું છું.

કૉલેજિયન : પણ વરસાદ આવશે ત્યારે?

વિશ્વકર્મા : કૉલેજના ક્લાસ રાત્રે ખાલી હોય છે તેમાં પથારીઓ કરવાની. નવઘડતરનું કામ હંમેશ અગવડો ભરેલું હોય છે, એમાંથી માર્ગ કાઢવામાં જ શક્તિ રહેલી છે. એથી શક્તિ કુંઠિત નહિ થાય, પ્રકાશી ઊઠશે.

આજે એ અધૂરી કૉલેજનું મકાન પૂરું થતાં કૉલેજિયનો કહે છે કે, આવું કૉલેજનું મકાન બીજે નથી. એન્જિનિયરીંગ વર્કશોપ જોઈને કહે છે, આ તો પૂના કરતા મોટી! રકેવર હૉસ્ટેલની ભવ્યતા જોતાં મુલાકાતીની નજર અંજાય છે. પ્રોફેસરોનાં ક્વાર્ટર્સની સગવડ જોતાં મોંમાં પાણી આવી જાય છે; અને આ તો હજુ પાશેરામાં પહેલી પૂણી છે. નગરનો એક ખૂણો ચણાયો છે. વિદ્યાનગરની ચોમેર વલ્લભનગરના પ્લૉટો ઉપર મકાનો ઊભાં થશે. બાગબગીચા ઊભા થશે. રસ્તાઓ થશે. અને આ સૌ જેને માટે છે તે ખુદ સ્વતંત્ર વિદ્યાપીઠ થશું થશે ત્યારે આ ચિત્રની રેખાઓમાં રંગ પુરાઈ વિદ્યાનગર ખડું થશે.

હનુમાનજીએ જન્મ્યા એવા સૂર્ય પકડવા કૂદકો માર્યો હતો એવી કથા છે. આ સંસ્થા પણ હનુમાનજી જેવી છે. ચરોતરમાં નહોતી ત્યારે એક પણ કૉલેજ નહોતી. એ ખામી દૂર કરવા, કૉલેજની સ્થાપના કરવા, ચારુતર કેળવણી મંડળ સ્થપાયું. એમાંથી વિદ્યાનગરનો જન્મ થયો. જન્મ થતાંની સાથે એણે સ્વતંત્ર વિદ્યાપીઠનો સૂરજ ચૂંટવા કૂદકો માર્યો! એ કૂદકો માર્યો ત્યારે તો ઘણાંના મનમાં વસવસો હતો કે એ સૂરજ સુધી પહોંચતા પહેલાં નીચે

ફસકી પડશે, પરંતુ સાડા ત્રણ વર્ષમાં એણે જે રસ્તો કાઢ્યો છે એ જોતાં લાગે છે કે એ સૂરજ ચૂંટી શકશે એમાં શંકા નથી.

તક્ષશિલા અને નાલંદાનો ભૂતકાળ સજીવન કરવાનાં આ સંસ્થા સ્વપ્ન સેવે છે. ભૂતકાળ એના એ રૂપે ફરી જન્મતો નથી એમ ઇતિહાસ કહે છે એટલે તક્ષશિલા અને નાલંદાની વિદ્યાનગર પુરાણી આ વૃત્તિ નહિ બને તેમ છતાં, પ્રજાના ઘડતરમાં એ પોતાનો સ્વતંત્ર હિસ્સો પુરાવશે, વિદ્યાનું ધામ બની, અજ્ઞાનનો અંધકાર એ હટાવશે એવી આશા તો સૌ રાખે છે.

વિદ્યાનગરના મકાનો જોતા પ્રથમ તો એમ થાય કે કોઈ મોટા મકાનમાં એના સર્જકની ઓફિસ હશે. આટલું કાર્ય કરનાર પુરુષ એમના કામમાં એવા દટાયેલા હશે કે ઓફિસની બહાર અર્ધો પોણો કલાક બેસવું પડે ત્યારે અંદર જવા માટે ઘંટડી વાગતાં પટાવાળો લેવા આવશે. અને તે ય ૧૫–૨૦ મિનિટ, જેવી અનુકૂળતા તેટલો વખત પૂરો થતાં વિદાય લેવી પડશે.

પરંતુ વિઠ્ઠલભાઈ પટેલ કૉલેજની બાજુમાં, ભોંયતળિયાવાળી કાચી ઓરડીઓને છેડે સુંદર આંબાની ઘટા નીચે, ગામડા ગામમાં પોલીશ વગરની ખુરસીઓ જોવા મળે તેવી દસબાર ખુરસીઓ પડેલી છે. લાંબું પોલીશ વગરનું ટેબલ પડેલું છે. એને ટેબલ કહેવા કરતાં ગામડામાં પાટ હોય છે એ નામ આપવું ઉચિત છે. પોલીશ વગરની કપડાવાળી એક આરામ ખુરસી પડેલી છે. એ ખુરસી ખાલી હોય તો બીજી ખુરસીઓ પણ મોટે ભાગે ખાલી હોવાની. આરામ ખુરસીમાં બેઠેલો કોઈ પુરુષ નજરે પડે તો જોઈને ય પૂછવા જવાની જરૂર નહિ, માની લેવું કે એ જ વલ્લભવિદ્યાનગરના વિશ્વકર્મા.

ઠીક ગણાય એવી ઊંચાઈ, પુષ્ટ શરીર, મજબૂત બાંધો, ઘઉં-વર્ણો રંગ, વાંચતા હોય, લખતા હોય, વાતચીત કરતા હોય છતાં મોંમાં હુકાની નેહ હોય, તો ખુદ બ્રહ્મા આવીને ના કહે તો ય માનવું નહિ કે એ ભાઈલાલભાઈ નથી. પાટીદારિયા સ્વભાવ પ્રમાણે એમની

હાજરીમાં ચોરો ભરાયેલો હોય છે. સટાક ચોરામાં કેવળ અકારણ વાતો થતી હોય છે ત્યારે અહીં કામ અંગેની ચર્ચાઓ થતી હોય છે. વિનોદને પાટે પણ ગાડી ચડી જતી હોય છે. ચોરાનું એક લક્ષણ, સમય ગમે તેટલો વહી જાય પણ એની ચિંતા નહિ એ આ ચોરામાં પણ જોવા મળે છે.

સરકારી અમલદારો અંગે એવું કહેવાતું હોય છે કે સાહેબને અંધારામા રાખી કારકુનને કોઈ કાગળ ઉપર મતું મરાવી લેવું હોય તો એ બીજા કામમા હોય ત્યારે કાગળ ધરીને બિલાડું ચિતરાવી દે છે. ભાઈલાલભાઈ અમલદારી હોદ્દાથી નિવૃત્ત થયેલા છે, વાતોડિયા પણ છે, વાતો બરાબર ચાલતી હોય તે વખતે પણ જો કોઈ કાગળ સહી થવા આવ્યો તો તરત પેન કાઢી, આરામ ખુરસીના હાથા ઉપર કાગળ મૂકી એ સહી કરવા લાગી જશે. પરંતુ સહી કરતા સુધીમાં એમની નજર શકરાબાજની જેમ આખા કાગળિયા ઉપર ફરી વળશે. પ્રશ્નો પૂછશે, અપૂર્ણતા બતાવશે, સૂચન કરશે, ને કોઈ વખત આખું લખાણ રદ કરશે અને જાતે ડ્રાફ્ટ કરવા બેસી જશે. આ જેણે અનુભવ્યું હશે તેને થશે કે ભાઈલાલભાઈ વાતોડિયા ભલે હોય, પણ વાતોમા ને વાતોમાં લલ્લુભાઈની જે ભરુચ ગુમાવે તેવા નથી.

ભાઈલાલભાઈનાં અનેક પાસાં છે. વાતોએ ચડે ત્યારે વાતોડિયા લાગે, અભ્યાસની ચર્ચા કરે ત્યારે અભ્યાસી લાગે, ને તે ય દરેક વિષય અંગે. એ આકડા અને વિગત આપવા માંડે ત્યારે થાય કે સ્મરણશક્તિ ગજબનાક છે. કોઈ વિષય અંગે વિચારણા કરવા જેવો મુદ્દો તમે છણો તો લાગે કે આ માણસ તો જબરો વિચારક લાગે છે! સંસ્થા બતાવવા નીકળે ત્યારે લાગે કે એમનામાં જુવાનને શરમાવે તેવો ઉમંગ છે, પોતાના કાર્યમાં અટલ શ્રદ્ધા છે. મહેમાન બન્યા હો તો યજમાનની એમની નમ્રતા અનુભવવા મળે. ખાતરબરદાસ્ત કરવામાં જૂની પેઢીના ચરોતરિયા પાટીદારનો પૂરેપૂરો ગુણ છે — આગ્રહ કરીને રાખ-

વાનો, જમાડવાનો ! અને કોઈ પાટીદારિયા મંડળ આવ્યું હોય ત્યારે એમને સાંભળો તો લાગે કે આ તો પૂરેપૂરો વ્યવહારિયો માણસ છે।

આટઆટલાં વિવિધ પાસાંમાં, સૌથી મોટું પાસું તો મને એ લાગ્યું કે આટલા મોટા તંત્રની જવાબદારી હોવા છતાં એમને નિરખતા એવું જ લાગે કે જાણે એમના માથે કંઈ જવાબદારી નથી — હલકાફૂલ ! વિશ્વની રચના જેમ આપોઆપ ચાલતી હોય છે, ઈશ્વરને કંઈ બળ કરવું પડતું હોય તેમ આપણને લાગતું નથી, તેમ વિદ્યાનગરના વિશ્વમા પગ મૂકતાં લાગે કે વિશ્વ એની એ પૂરગતિએ ચાલે છે અને એના વિશ્વકર્માને કંઈ બળ કરવું પડતું નથી।

એનું કારણ એમની વ્યવસ્થાશક્તિ, સંસ્થાઓનું કામ ચલાવવાનો સરકારી નોકરીનો અનુભવ, જેને કામ સોંપ્યું તેને જવાબદારી સોંપવાનો અને સ્વતંત્રતા આપવાનો સ્વભાવ; અને તેમાં ય મુખ્ય કારણ એમને મળી ગયેલા ડાબાજમણી કુશળ હાથ. ભાઈલાલભાઈને ૬૩ વર્ષ થયાં હશે એમ કોઈ ન કહે, તો ભીખાભાઈને એટલાં થયાં હશે એવું તો કોઈને સ્વપ્ન પણ ન આવે. ચરોતર એજ્યુકેશન સોસાયટીનો ભીખાભાઈનો અનુભવ, વ્યવસ્થા કરવાની શક્તિ અને જુસ્સો, જુસ્સો તો ઉંમર વધે છે તેમ વધતો જતો દેખાય છે. સોસાયટીમાં દાખલ થયા ત્યારે આજના જેટલો જુસ્સો હશે કે કેમ, એવો એમને સાંભળતો હોઉં છું ત્યારે મને સવાલ થાય છે ઉંમર વધે છે તેમ એ જુવાન થતા જાય છે, વજન વધતું જાય છે, છતાં ઝડપ અને ચપળતા ઓછી થતી જાય છે એમ નહિ. એટલે એ વધારે સ્થૂળ નથી, સેવાના જેમનો છે.

સંસ્થામાં, આવા બે સમર્થ પુરુષો હોવા છતાં, ત્રીજા એક ન હોત તો, વાણિયા વગર રાજા રાવણનું રાજ્ય ગયું એમ કહેવાય છે તેમ આમાં કહેવા વખત આવત એમ કોઈને શંકા જાય તો

નવાઈ નહિ. બંને પાટીદારો રહ્યા એટલે હિસાબની ચોકસાઈ એમના લોહિમાં નહિ. પરંતુ હરિવલ્લભદાસ શાહ પાકા વાણિયા છે. મૂળ વાણિયા, શરૂઆતના ધંધે શિક્ષક, પાછળથી મિલના મેનેજર, ને પાછા બંને કરતાં વૃદ્ધ એટલે જૂની પેઢીનો ચોકસાઈનો સ્વભાવ, પછી હિસાબમાં કહેવું શું ? સંસ્થાની તિજોરી ઉપર ભોરિંગ નાગની માફક ફેણ માંડીને એ બેઠા છે એમ કહું તો ખોટું નથી! કાગળિયાં ઉપર રીતસરની સહી ન થાય, તો બેંકમાંથી પૈસા મળે તો હરિવલ્લભદાસ પાસેથી મળે! જુવાનોમાં મુખ્ય ઇજનેર શ્રી શાન્તિભાઈ અમીન અને મુખ્ય હિસાબનીસ શ્રી કાન્તિભાઈ અમીન પડદા ઉપર દેખાતા નજરે નહિ પડે, પણ પડદા પાછળનું એમનું સતત કાર્ય ન હોય તો તરત છીંડું પડે.

આ ઉપરાંત શિક્ષણક્ષેત્રે પ્રિ. જુન્નરકર, પ્રિ. માંકડ, શ્રી ગુલાટી, ડૉ. થૂથી, મિ. ભટ્ટાચાર્ય, મિ. કરડીલે, મિ. પાલઘીકર, ડૉ. વૈદ્ય, ડૉ. માંકડ, મિસ ડૉ. દસ્તુર, મિ. ચૌહાણ, મિ. વ્યાસ, મિ. કટંક વગેરે કિંમતી અને રંગબેરંગી પીછાં છે એટલે વિદ્યાનગરનો મોર રળિયામણો લાગે છે.

વિદ્યાનગર અને વિશ્વકર્માની કેટલા વખત મુલાકાત લીધી છે તેની ગણતરી શી રીતે થાય ? પરંતુ 'રેખા' માટે તા. ૨૧મીએ સાંજના ૭ વાગે મુલાકાત લેવા ગયો ત્યારે સૌ પ્રથમ એક વાત તરફ મારું ધ્યાન ખેંચાયું. એ વડોદરા ગયા હતા એટલે સૌરાષ્ટ્ર એક્સપ્રેસમાં સાંજે આવ્યા. આંગા નીચે પગ મૂકતાં ખિસ્સામાંનું પાકીટ હરિવલ્લભદાસને સુપરત કરી દીધું ને આરામ ખુરસીમાં બેઠા. મને કહ્યું—ચાલો બોલો. શી વાતો કરવી છે ? તે વખત બીજા સવાલોને બદલે મારું ધ્યાન તરત હૂકાના દૃશ્ય તરફ ખેંચાયું. ખુરસી પાસે અખંડ રહેનારો હૂકો, એ હૂકાની નેહ ગમે તે કામ કરતા હોય પણ મોંમાં હોય, તેને બદલે થોડા માસથી એવા સદાના સંગાથી હૂકાએ એમની પાસેથી વિદાય લીધી હતી—વિદાય

આપી હતી. બ્રહ્મા ય આવીને ભૂલા પડે તેવો મોટો ફેરફાર થયો હતો. મને તો બીક છે કે ભવિષ્યમાં એક દિવસ યમરાજાના દૂતો એમને તેડવા આવશે ત્યારે હૂકો નહિ જુએ તો ભૂલા પડશે કે આ ભાઈલાલભાઈ નહિ ! હૂકો ન હોય ત્યાં ભાઈલાલભાઈ શાના હોય ? અને એ રીતે એમને બદલે કોઈ બીજાને હૂકાને લીધે યમરાજા પાસે ખડો કરે તો નવાઈ નહિ !

મેં કહ્યું : જીવન સાથે વણાઈ જાય તેવું વ્યસન પડયું કેવી રીતે અને છૂટયું કેવી રીતે ?

ભાઈલાલભાઈ: નોકરીની શરૂઆતમાં, જ્યારે તાપ્તીવેલી રેલ્વે ઉપર નવાપુરા સ્ટેશનથી સડક બંધાતી હતી ત્યારે મહિનામાં પંદર દિવસ જંગલમાં રહેવાનું થતું. એની હવા મેલેરિયા લાવે તેવી અને મેલેરિયાને લીધે મોં કડવું રહેતું. એ કડવા મોંની દવા તરીકે સિગારેટ શરૂ કરી. તેથી થયું કે સિગારેટ તો હૂકો કેમ નહિ? એટલે ઘેર આગળ, સરકારી મુકામના સ્થળે હૂકો પીવાનો રાખ્યો અને કામ ઉપર સિગારેટ પીવાની રાખી. જો કે ગાડીની મુસાફરીમાં તો હૂકો જ રાખતો. ફર્સ્ટ અને સેકન્ડ ક્લાસમાં મને જોઈ યુરોપિયન મુસાફરો નવાઈ પણ પામતાં...

હું : સિગારેટ પીતા તો આપને જોયા નથી. એ ક્યારે છોડેલી ?

ભાઈલાલભાઈ: વ્યસન તરીકે તો હૂકો અને સિગરેટ એક બીજાથી ઊતરે એવાં ન હતાં. સોંઘવારીમાં દરરોજ દોઢ રૂપિયાની સિગારેટ હું પીતો. પરંતુ જે દિવસે ધરાસણાના લાઠીમારના સમાચાર પેપરમાં વાંચ્યા તે જ દિવસે સિગારેટને વિદાય આપી દીધી. જે સરકાર આવી જુલ્મી હોય, તેના દેશમાં દરરોજ દોઢ રૂપિયો મોકલી આપવો એ મારે માટે ગુનો છે એમ માની સિગારેટને રામરામ કર્યા.

હું : હૂકો કયી તારીખે છોડયો ? એની પાછળ શું કારણ છે ?

ભાઈલાલભાઈ : હુકો છોડયો ફેસુઆરીની દહીએ. એ કારણે કે, વિદ્યાનગર જેવા વિદ્યાના ધામમાં એ ભાગ મોમાં શોભતો નથી. એક અંગત વ્યક્તિ તરીકે મારા મોમા એ હોય તે નિભાવી લેવાય, અમલદારને ગમે તે શોખ કરવાને હક મનાયો છે અને પરતંત્ર રાજ્યમાં એ માનસ વરવું પણ ન લાગ્યું. પરંતુ વિદ્યાની સંસ્થાના એક સેવકના મેમા હુકાની નેહ હોય એ અઘટિત તો છે એમ લાગતાં હુકો પણ છોડયો.

હું : શરીર વરસોથી વ્યસનથી ટેવાઈ ગયું હતું એટલે એની કંઈ અસર લાગી ખરી?

ભાઈલાલભાઈ : ' ના. દઢ મનોબળ હોય ત્યાં શરીર અને મન એને તાબે થાય છે.

હું : એનો અર્થ ગમે તેવું જૂનું અને ભારે વ્યસન હોય છતાં માણસ ધારે તો છોડી શકે છે એમ જ માનવું રહ્યું ને?

ભાઈલાલભાઈ: એ તો જાહેર વાત છે. વ્યસન માણસને વળગ્યું નથી, માણસ વ્યસનને વળગ્યો છે. જે દિવસે એ વ્યસનનું પોટલું ફેંકી દે તે ઘડીએ એ ધબ દેઈને નીચે પડે છે. એને કંઈ હાથપગ નથી કે તે માણસથી છૂટું પડતાં એને બાઝી પડે. એને વાચા નથી કે એ વિલાપ કરે, દયા માગે.

હું : નાનપણમા કેવી નોકરીનાં સ્વપ્ન સેવેલા?

ભાઈલાલભાઈ: સ્વપ્ન તો નહિ, પણ ફોર્થમા હતો ત્યારે રેલ્વેમા દાખલ થવાનો વિચાર કરેલો. પિતા ગુજરી જવાંથી ઘરની આર્થિક સ્થિતિ નબળી હતી. મોટાભાઈ મેટ્રિકમા. એટલે થયું, એ ગ્રેજ્યુએટ થાય, અને હું અભ્યાસ છોડી રેલ્વેમાં દાખલ થાઉં. બંને તો ગ્રેજ્યુએટ થઈ શકીએ તેમ નથી તો મોટાભાઈ આગળ છે તો એ ભલે ચાર વર્ષ કરી નાખે. મેં એ વિચાર મોટાભાઈ ને કહ્યો. એમણે કહ્યું—ફોર્થની પરીક્ષા નજીક આવે છે. પતાવીને એમ કરવું હોય તો કર ફિફ્થમાં આવ્યો એટલે રેલ્વેમાં અરજી કરી,

ગણિત અને અંગ્રેજીની ઉમેદવારોની પરીક્ષા લેવાતી પણ એમાં મને તો વાંધો ન હતો. હું પહેલો પાસ થનાર વિદ્યાર્થી હતો. પરંતુ સરકારી તંત્રમાં બેત્રણ મહિને જવાબ આવ્યો અને તે ય હાલ છ માસ સુધી ઉમેદવારો લેવાના નથી તેવો. ત્યાં પાંચમીની પરીક્ષા નજીક આવી એટલે તે પુરી કરવા તરફ લક્ષ ગયું. પહેલે નંબર પાસ થયો. મોટાભાઈએ કહ્યું—હવે અભ્યાસ છોડવાનો નથી. અને એ રીતે રેલ્વેમાં દાખલ થતાં રહી ગયો.

હું: રેલ્વેમાં કેમ જવાનો વિચાર આવેલો?

ભાઈલાલભાઈ: મારી આગળના બેત્રણ વિદ્યાર્થીઓ એ રીતે પરીક્ષા આપી રેલ્વેમાં દાખલ થયા હતા. તારનો અભ્યાસ કરવા અજમેર ગયા હતા. પંદર રૂપિયા પગાર મળતો હતો. કુટુંબને માથેથી આર્થિક બોજો ઓછો થાય એવી ગણતરી હતી. તે વખતે ભણવું એ કમાવા માટે જ હતું. પછી હું ભણું કે મોટાભાઈ ભણે એ સરખું હતું. એ વધારે કમાય કે હું, છે તો ઘરમાં ને ઘરમાં એવી ભાવના હતી.

હું: તો એન્જિનિયરીંગ કોલેજમાં દાખલ થવાનો વિચાર કેવી રીતે આવ્યો?

ભાઈલાલભાઈ: એ વિચાર મોટાભાઈને આવેલો. એ ફિફ્થમાં ભણતા હતા ત્યારે સોજીત્રા એ. વી. સ્કૂલનું મકાન બંધાતું તેની તપાસણી કરવા એન્જિનિયર આવેલા. મકાનનો જેમણે કોન્ટ્રાક્ટ રાખેલો તેમણે સાહેબને આપાણી કરવા ઘેર બોલાવેલા. તે વખતે એમનું જે બાદશાહી સ્વાગત કરવામાં આવ્યું તે મોટાભાઈએ જોયું. કિશોરની મુગ્ધાવસ્થામાં એની મોટી છાપ પડી. થયું—જો ઇજનેર થઈએ તો આપણને પણ આવું માનપાન મળે. એથી એમના મનમાં એન્જિનિયર થવાનું સ્વપ્ન જાગ્યું. પરંતુ અભ્યાસ આગળ વધતાં એમને નક્કર ભૂમિકાની ખબર પડી. એમનું ગણિત એન્જિનિયરીંગ અભ્યાસ માટે જોઈએ તેટલું સારું ન હતું. હું

ગણિતમાં ૧૦૦માં ૧૦૦ માર્ક્સ લાવનાર એટલે મોટાભાઈએ એમનું સ્વપ્ન મારા દ્વારા સિદ્ધ કરવાના મનોરથ સેવવા માંડ્યા. કોઈ રીતે ભાઈને એન્જિનિયર બનાવવો એ એમની મહત્ત્વાકાંક્ષા હતી.

મોટાભાઈની આ હકીકત કહેતાં ભાઈલાલભાઈ એટલા બધા સદ્ગત ભાઈ પ્રત્યે લાગણીવશ થઈ જાય છે કે એમના પ્રત્યેની ભક્તિ આજે પણ એમના મુખમાં અનુભવી શકાય છે.

હું : આપને સેવાના ક્ષેત્રમાં પડવાનું કેવી રીતે સૂઝેલું ને ?'

ભાઈલાલભાઈ: એ અંગેના વિચારનો તણખો હું પ્રિવિયસમાં હતો ત્યારે મગજમાં મુકાયલો. મહાભારતમાં કૌશિક આખ્યાનમાં દરેક માનવીએ જીવનમાં ચાર આશ્રમો પ્રમાણે પોતાનો ધર્મ બજાવવો જોઈએ તેમ પ્રતિપાદન કર્યું છે. એ રીતે પોતાના આશ્રમની ફરજ બજાવતા ખાટકીને શ્રેષ્ઠ માનવામાં આવ્યો છે. આ જ આશ્રમજીવનની ફરજ અંગે ચાણક્યે કહ્યું છે, પહેલી અવસ્થામાં—આશ્રમમાં જેણે ધન પેદા ન કર્યું, ત્રીજી અવસ્થામાં સત્કાર્યદ્વારા ભલાઈની સુવાસ ન મેળવી, તે ચોથી અવસ્થામાં મોક્ષ શી રીતે મેળવવાનો હતો ? આ તે વખતે વાંચેલું ત્યારથી મનમાં ગાંઠ વાળેલી કે અભ્યાસ વખતે બરાબર ભણવું, ધંધા વખતે કમાઈ લેવું અને નિવૃત્ત થયા પછી સેવાના ક્ષેત્રમાં પડવું. અને એ રીતે નિવૃત્ત થયા પછી મેં એની શરૂઆત કરી.

હું: કેળવણીના ક્ષેત્રમાં પડવું એવો વિચાર શી રીતે આવેલો ?

ભાઈલાલભાઈ: મહાત્માજીએ ગ્રામોદ્ધારની પ્રવૃત્તિ શરૂ કરી એટલે સરકારને પણ દેખાવ કરવાની જરૂર પડી કે પોતાની નજર બહાર ગામડાઓનું હિત નથી. તે માટે સરકારે ગ્રામોદ્ધારની યોજના વિચારવા માંડી. ૧૯૩૨માં મુંબઈના ગવર્નર તરીકે સર ફ્રેડરીક સાઈક્સ હતા. એમણે દરેક જિલ્લાના અધિકારી પાસેથી પોતપોતાનું ખાતું ગ્રામોદ્ધારમાં શો ભાગ ભજવી શકે ગાટે અભિપ્રાય માગ્યો હતો. તે વખતે હું લારખાનામાં હતો. મારે પણ અભિપ્રાય આપ-

વાનો આવ્યો. એ અંગે વિચારો ઘણા આવેલા પણ એને વ્યવસ્થિત રૂપમાં મૂકવાનો પ્રસંગ આ રીતે પહેલો આવ્યો. મારા ખાતા અંગેના, ઉપરાંત બીજા પ્રશ્નો પણ મેં તૈયાર કર્યા અને એક લાંબો રિપોર્ટ સરકાર ઉપર ગયો. તે વખતથી એમ થયેલું કે ગામડાની પ્રજાને ઉપયોગી થવાય તેવી પ્રવૃત્તિમાં પડવું. વખત જતો ગયો તેમ એ વૃત્તિ વધતી ગઈ એટલે નિવૃત્ત થવાની સૌ પ્રથમ મર્યાદા પૂરી થઈ કે એક દિવસ પણ ગુમાવ્યા વગર નિવૃત્ત થયો. સરદાર સાહેબને હું અત્યાર સુધી કોઈ વખત મળેલો નહિ, છતાં સરદારે મારા માટે અમદાવાદ મ્યુનિસિપાલિટીને લખ્યું કે, ભાઈલાલભાઈ નિવૃત્ત થાય છે એમ મેં જાણ્યું છે માટે એમની નોકરી મ્યુનિ.એ લેવી જોઈએ. અને મ્યુનિ.નો અનુભવ ગામડાના કામ માટે કામમાં આવશે એમ ગણતરી કરી, ત્રણ વરસ માટે, ઓછા પગારે મેં મ્યુનિ.ને નોકરી આપવાનું કબૂલ કર્યું.

હું : આપની ગ્રામોદ્ધારની કલ્પના કેવી છે?

ભાઈલાલભાઈ : મારી કલ્પના પ્રજાનું માનસ બદલવાની છે. આજે એ જે સ્થિતિમાં છે એ સ્થિતિ એને કઠે, સારી રીતે જીવવાની એનામાં ચિનગારી મુકાય તેમ કરવાનું છે. ગામડાંને પાણીની સગવડ, ખેતી માટે અને પીવા માટે પૂરતી મળે, વીજળી દ્વારા ચાલતા ગૃહઉદ્યોગ મળે તો એનામાં નવું ચેતન આવે તેમ હું માનું છું. શહેરમાં આવનારનો જે ફેર પડે છે તે વાતાવરણને આભારી છે. કેળવણીથી ગામડાંની ચાલુ ઘરેડ બદલાય. એ માટે વિદ્યાનગર કેળવણીની સંસ્થાઓ પૂરતી મર્યાદિત નથી. એ ઉત્પાદનમાં પણ માને છે. એ માટે એ ગામડાની પ્રયોગશાળા બનશે, મદદરૂપ બનશે, અને જે ગામને એની સેવા જોઈતી હશે તેને એ આપવા પ્રયત્ન કરશે.

હું : ગરીબમાં ગરીબ વિદ્યાર્થી પણ કેળવણી લીધા વગરનાં ન રહી જાય એવી કોઈ યોજના મગજમાં છે ખરી?

## ૨

### ૭૦મે વર્ષે

સવારમાં હું ઊઠું છું ત્યારે મુરબ્બી ભાઈકાકા દીવાનખાનામાં બત્તી કરીને વાંચતા હોય છે. ૭મી જૂને એમને ૭૦મું વર્ષ બેસે છે ત્યારે છેલ્લા એક માસથી એમની દિનચર્યા હું જોઉં છું. મને વિચાર આવે છે કે, મારા કરતાં એ વધુ જુવાન છે. આ ઉંમરે પણ એમની અભ્યાસવૃત્તિ મહત્ત્વાકાંક્ષી યુવકને પણ શરમાવે તેવી છે. અભ્યાસના વિષયો પણ એટલા જ વિવિધ છે. છેલ્લા એક મહિનામાં પ્રવાસની અનેકવિધ પ્રવૃત્તિમાંથી સમય કાઢીને એમણે જે પુસ્તકો વાંચ્યાં છે તે ઉપરથી વિવિધતાનો મને ખ્યાલ આવ્યો છે. પહેલું પુસ્તક એમણે પૂરું કર્યું—ધી પાવર ઑફ ટ્રાન્સફર ઈન ઈન્ડીઆ—લેખક શ્રી ગેનન. તે પછી એવું જ બીજું વૉલ્યુમ લીધું, જર્મનીના નાણાંના જાદુગર, ડૉ. શાટનું જીવનચરિત્ર: એ પુરુષે પણ પોતાના ૭૬ વર્ષના અનુભવનું નામ આપ્યું છે "મારાં પ્રથમ છોતેર વર્ષ," જાણે તે પછી બીજાં એટલા જ લાંબાં વર્ષ જીવવાનો ન હોય! તે પછી ત્રીજું લીધું, કલિકાલસર્વજ્ઞ ગણાતા મુનિ શ્રી હેમચંદ્રાચાર્યનું—કાવ્યાનુશાસન. છેલ્લે, મોમ્બાસાના ઈસ્માઈલી આગેવાન શ્રી ફત્તેહઅલી ધાલાએ આપેલું નામદાર આગાખાને લખેલું એમનું પોતાનું જીવનચરિત્ર—આગાખાનનાં સ્મરણો—પૂરું કર્યું. એ પણ મોટી સાઈઝનું ખાસ્સું ૫૦૦ પાનાનું પુસ્તક છે.

દેશની નવરચનામાં એમને જે રસ અને ધગશ છે, તેટલો જ રસ અહીં (પૂર્વ આફ્રિકા)ના પ્રવાસમાં એ લઈ રહ્યા છે.

જાણે આ દેશ પણ એમનો હોય તેમ વારે વારે જુદા જુદા સ્થળ જોતા બોલતા હોય છે—આ દેશને વિકાસની પૂરેપૂરી શક્યતા છે. એની જમીન કયી જાતની છે, એમાથી કઈ કાચી ધાતુઓ મળી શકે તેમ છે ઉદ્યોગો કયા વિકસી શકે તેમ છે, તેનો એ અભ્યાસ કરતા હોય છે ગોમ્બારાસામા કિલિન્ડીની બદર તરફ જતા એમણે પથ્થરની ભેખડ જોઈ તરત મોટરકાર ઊભી રખાવી નીચે ઊતર્યા વચ્ચે બદરના શેડની રેલ્વે લાઈન હતી તે ઓળગી અને ભેખડ ઉપર ઊચે ચડી પથ્થર કયી જાતનો છે તે જોવા લાગ્યા।

તા ૧૧મી મેના રોજ સવારમા નાઈરોબીનુ મ્યુઝિયમ જોવા ગયા ત્યારે એના ક્યુરેટર ડૉ. લીકી સાથે એમણે કરેલા સશોધન ની પૂછપરછ કરી ગીફ્ટ વેલીમાથી મળી આવેલા અવશેષો અને ધાતુઓ જોવા લાગ્યા મ્યુઝીયમના નાધી હોલમા અહિસક વિભાગ રાખવામા આવ્યો છે તેમા ઉપસાગરો, નદીઓ, જગલો, સરોવરો બતાવતો નકશો હતો તેનો અભ્યાસ કરીને તે વિભાગમા મૂકેલા ખનીજો, પથ્થરો, માણસ અને પ્રાણીઓના અવશેષો જોવામા ડૂબી ગયા.

એ જ રીતે કેળવણી ની સસ્થાઓ જોવામા એમની દૃષ્ટિ વિદ્યાર્થીની છે એમા એવુ શુ છે કે જે વિદ્યાનગરમા ન હોય તો દાખલ કરી શકાય મોમ્બાસામા ક્રિસ્મસના તહેવારોને લીધે રજાઓ હતી એટલે ફક્ત મુસ્લિમ ઈન્સ્ટીટ્યૂટ ઓફ એજ્યુકેશન જોવા મળી હતી ટેકનીકલ સ્કૂલની વર્કશોપ દૂર હતી તે જોવાનુ પણ ચૂકયા નહિ નાઈરોબીમા રોયલ ટેકનીકલ કોલેજના પ્રયોગ વર્ગોમા ફરતા ત્યારે પણ દરેક યત્રની કામગીરી એ જાણી લેતા હતા ત્યા ની વર્કશોપ પણ બાજુમા છે તે પણ નિરાતે જોઈ એ જ રીતે આફ્રિકનો માટે ચાલતી વિવિધ વર્ગોની જેન્સ સ્કૂલ જોવા ગયા ત્યારે એના પ્રિન્સિપાલ સાથે આફ્રિકન પ્રજાના વિકાસની વિવિધ દિશાથી પૃચ્છા કરી

આ દેશ તો અવિભિન્ન છે અગ્રેજોએ પોતાની સત્તા અને

વેપાર માટે એના વિકાસમા અડાકતરો ફાળો આપ્યો છે, તેમ હિંદીઓએ પણ ધંધા અર્થે, વેપાર સાથે જુદાં જુદાં કારખાનાં નાખીને એવો જ ફાળો નોંધાવેલો છે. મોમ્બાસા અને નાઈરોબીનાં એવાં વિવિધ કારખાનાં – હિંદીઓનાં જોઈને – જાણે એમના દીકરાઓનો પુરુષાર્થ હોય તેમ એમની છાતી ફૂલતી મેં જોઈ છે. દરેક વખત એમને સાબાસી આપતાં, આ દેશમા હજુ પણ વધુ ઉદ્યોગ ખોલવવાની એમણે સલાહ આપી છે. આફ્રિકનો હવે ભણતા જાય છે, ગામડાનો નાનો વેપાર અને નોકરી કરતા જાય છે. એમના દેશમા એમનો પહેલો હક્ક છે, એટલે એ જે જાનતું કામ ન કરી શકે તેમ હોય તેવા ક્ષેત્રમાં હિંદીઓએ પ્રવેશ કરી નવી દિશામા પોતાનો હિસ્સો આપવો રહ્યો. અને તે ક્ષેત્ર ઉદ્યોગનું છે તેમ એ ભારપૂર્વક દરેકને કહેતા હોય છે.

દેશના મોટા શહેરોમા મકાનોની તંગી અને ભાડાની મોંઘવારી છે તેમ અહીંનાં શહેરોમાં પણ છે. નાઈરોબીમાં તો ત્રણ રૂમના બ્લોકનું ભાડું ઓછામાં ઓછું ૪૦૦ શિલીંગ જેટલું છે. મોમ્બાસામાં ઇસ્માઈલીઓની કો. ઓ. હાઉસીંગ સોસાયટીની સ્કીમ જોયા પછી એમને થાય છે કે હિંદીઓએ – ગુજરાતીઓએ એ રીતે પોતાની હાઉસીંગ સોસાયટી કરી મકાનોનો પ્રશ્ન કેમ ઉકેલવો ન જોઈએ? નાઈરોબી મ્યુનિ.ના ચેરમેનને એ મળવા ગયા ત્યારે એમની સાથે પણ એની વાત કરી. દેશના વિકાસમાં અહીં સરકાર અને મ્યુનિસિપાલિટી સારી મદદ કરે છે એટલે ચેરમેને એવી હા. સો. કરવી હોય તો જમીન આપવાની તૈયારી બતાવી અને કયે સ્થળે આપી શકાય તે જગા પણ બતાવી. વિદ્યાનગરથી કો. ઓ. હા. સોસાયટીનું બંધારણ પણ મંગાવ્યું છે. જો ૫૦ માણસો તૈયાર થાય તો હું તેની સ્કીમ ઘડી આપું તેમ એમણે જે મળે તેને કહ્યું છે. સાથે સાથે અહીંનાં મકાનનાં બાંધકામમાં ઓછું ખર્ચ કેવી રીતે આવે તેની ચર્ચા પણ કરતા હોય છે. અહીંના પ્રશ્નોમાં ઊંડો રસ લેતા જોઈને

અજાણ્યાને તો એમ જ લાગે કે તેઓ અહીંના ગ્હેવાસી હશે.

અને આ જાતનો રસ લઈ શકે છે તેનું કારણ એ છે કે તેઓ આજની દુનિયામાં જીવે છે. ગઈ કાલના અને આવતી કાલના બોજા નીચે એ દબાઈ જતા નથી. એક યુનિ.ના વાઈસ ચેન્સેલર અને વિદ્યાનગરની સંસ્થાઓની જવાબદારીઓનો બોજો હોવા છતાં એની કોઈ ચિંતા એ કરતા નથી. ચિંતા કરતા નથી એટલું જ નહિ પણ ત્યાં શું થઈ રહ્યું હશે તેની ઉત્સુકતા પણ સેવતા નથી. પોતાના સિવાય જગત ચાલવાનું છે તેમ માની દરેકે જીવવું જોઈએ. અને સોંપેલી જવાબદારી ઉપર પૂર્ણ ભરોસો રાખીએ તો બીજા અદા કરતાં શીખે છે, તેમ માનીને એ ચાલે છે. આ જાતની નિર્મોહ વૃત્તિ કેવળ એમણે સંસ્થા પ્રત્યે કેળવી છે એમ નહિ; કુટુંબ પ્રત્યે પણ કેળવી છે. ૫૨ વર્ષની ઉંમરે સરકારી નોકરીમાંથી નિવૃત્ત થઈ આ જમાનાને અનુકૂળ જાહેર સેવાનું વાનપ્રસ્થી જીવન એમણે સ્વીકાર્યું ત્યારથી કુટુંબની જવાબદારીમાંથી પણ મુક્ત થયા છે. ત્રણ દીકરા અને એક દીકરીને પોતપોતાનું કુટુંબ હોવા છતાં એ સૌ શું કરતાં હશે તેનો એમને વિચાર આવતો નથી. એમના સમાચાર જાણવાની જેમ ઉત્સુકતા નથી તેમ પત્ર લખવાની મમતા પણ રાખી નથી.

એમ વનપ્રસ્થી બની એમણે કુટુંબનું બંધન છોડયું છે અને સંસ્થા ઊભી કરી નવા બંધનની મમતામાં ફસાયા નથી. મારા વિના સંસ્થા નહિ ચાલે તેમ એ માનતા નથી અને આ જવાબદારી ઉપાડવાની બીજામાં શક્તિ નથી એવી પોતા પ્રત્યેની આસક્તિમાં એ ડૂબતા નથી. નવ વર્ષમાં આખા યુનિવર્સિટી ઊભી થઈ છે છતાં એમાં પોતાની શક્તિથી બન્યું છે તેમ એ ભાર લઈને ફરતા નથી. ઈશ્વરની મરજી હશે તેટલું બનશે તેની અટલ શ્રદ્ધા એમનામાં છે. કોઈ એમને કહે છે કે તમે નહિ હો ત્યારે આની જવાબદારી લેનાર મળી આવવો મુશ્કેલ છે. એમનો જવાબ હોય છે—એની ગરજ ભગવાનને છે, આપણે શું કરવા ફિકર કરવી?

માણસને જીવનમાં કંઈ ખાનગી ન હોય તેવું ખુલ્લું જીવન એ પણ મોટી સિદ્ધિ છે. ભાઈકાકાનું જીવન પણ એવું છે. ખાલી હાથે આવ્યા હતા અને ખાલી હાથે જવાના છીએ એનો સ્વીકાર કરી લીધો હોય તેમ પોતાનો કહેવાય એવો કોઈ પૈસો શિલક નથી. બેન્કમાં નાનુંસરખું પણ ખાતું નથી. કુટુંબના હતા ત્યાંસુધી જે આવે તે કુટુંબનું, સંસ્થાના થયા એટલે જે આવે તે સંસ્થાને ચોપડે.

માણસ ઘર છોડી શકે છે પણ ઘરની માયા છોડી શકતો નથી, સંસ્થા બાંધી શકે છે પણ એની માયા છોડી શકતો નથી. ભાઈકાકાએ ઘર છોડયું અને સંસ્થા બાંધી પણ એ પોતે કોઈમાં બંધાયા નથી. આમ જે કોઈ કામનો માથે બોજો લેતો નથી તે થાકે પણ શાને? અને ૪૧મા વર્ષથી જેનું જીવન બ્રહ્મચર્યથી સંયમી બન્યું તેનામાં તાકાતનું સ્ટોરેજ હોય તે નવાઈ શી? છેલ્લા મહિનાથી હું જોઉં છું કે, અમારો કાર્યક્રમ સવારથી શરૂ થઈ જાય છે અને રાત્રે અગિયાર તો સહેજે વાગી જાય છે. કોઈ કોઈ વાર બારે કાંટો પહોંચી જાય છે. બપોરે જમ્યા પછી આરામનો વખત પણ મોટે ભાગે રહેતો નથી, છતાં થાકની એ ફરિયાદ કરતા નથી. યજમાન એમની ઉંમર જોઈ એમને આરામ કરવાની વાત કરે તો એ સ્વીકારતા નથી અને લાકડી પકડી તરત ઊભા થઈ જાય છે. જાણે એમણે—" આરામ હરામ હૈ—"નું સૂત્ર અપનાવી લીધું ન હોય!

આવા અભ્યાસી, જિજ્ઞાસુ, સર્જક અને નવજુવાન, ભાઈ-કાકાને ભલે ૭૦મું વર્ષ બેસતું હોય; એ ઉંમરને ગાંઠયા નથી અને પોતે વૃદ્ધ થયા છે તેવા માનસિક વૃદ્ધત્વને તાબે થયા નથી. એમની ૭૦મી જન્મજયંતી પ્રસંગે એમના જીવનમાંથી આ ગુણો શીખીને એમને તંદુરસ્ત સુદીર્ઘ આયુષ્ય ઇચ્છીએ એ જ અભ્યર્થના.

જૂન '૫૭

# ૩

## ૭૬મે વર્ષે

વિદ્યાનગરના વિશ્વકર્મા અને ગુજરાત સ્વતંત્ર પક્ષના પ્રમુખ મુરબ્બી ભાઈકાકાએ નિવૃત્ત થવાની જાહેરાત કરી છે તેથી ઘણાને આશ્ચર્ય થયું છે. છાપાંમાં તર્કવિતર્ક પણ પ્રગટ થયા છે—સ્વતંત્ર પક્ષના કાર્યકરો સાથે મતભેદ હોવાથી એમણે વૃદ્ધાવસ્થાનું નિમિત્ત કાઢી રાજીનામું આપ્યું છે. એમને ઓળખનાર એ હારીથાકીને ભાગી છૂટવા નિવૃત્ત થાય તેમ માની શકે નહિ. એમના જીવન ઉપર આપણા સંસ્કૃત સુભાષિતોએ ઘણી અસર કરેલી છે અને એ અસરે એમના ઘડતરમાં મોટો ફાળો આપેલો છે. એમનું ધ્યેય ઉત્તમ પુરુષ તરીકે કારકિર્દી કાઢવાનું રહ્યું છે.

અને ઉત્તમ પુરુષની એમની વ્યાખ્યા છે — સામાન્ય માણસ વિઘ્નના ભયથી બી જઈને કાર્યનો આરંભ જ કરતો નથી, જ્યારે મધ્યમ માણસ કાર્યનો આરંભ તો કરે છે, પણ એમાં વિઘ્ન આવતા અધવચ્ચ મૂકી દે છે. પરંતુ ઉત્તમ પુરુષ વિઘ્નો ઉપર વિઘ્નો આવે તો પણ પ્રારબ્ધને દોષ દીધા વિના એને વળગી રહે છે. રાજકારણમા '૫૨ની ચૂંટણીમાં એમને અને એમના જનતા પક્ષને પૂરેપૂરી હાર મળ્યા છતાં, '૬૨ની ચૂંટણીમા, એક દસકા પછી એ સ્વતંત્ર પક્ષના નેતા તરીકે ઊભા રહ્યા. વિરોધ પક્ષ તરીકે સારી એવી બેઠકો કબજે કરી. દાહોદ અને રાજકોટની પેટા ચૂંટણીમાં સંસદીય બેઠકો કબજે કરી. આ સંજોગોમાં સ્વતંત્ર પક્ષમાં મતભેદ હોય તેમ માની લઈએ તો પણ એ કારણે એ નિવૃત્તિ લે તેમ

માનવું તે એમને ન ઓળખવા બરાબર છે.

ભાઈલાલભાઈ કૉલેજના પહેલા વર્ષમાં હતા ત્યારે ચાણક્યના એક શ્લોકથી પ્રભાવિત થયા હતા—

**प्रथमे नार्जिता विद्या द्वितीये नार्जितं धनम्।**
**तृतिये नार्जितं कीर्तिम् चतुर्थे किं करीष्यति ॥**

પહેલી અવસ્થામાં જેણે વિદ્યા પ્રાપ્ત ન કરી, બીજી અવસ્થામાં જેણે ધન પેદા ન કર્યું—મતલબ ગૃહસ્થાશ્રમ ન શોભાવ્યો, ત્રીજી અવસ્થામાં સમાજનાં કર્યો કરી સેવા દ્વારા કીર્તિ પ્રાપ્ત ન કરી, તે ચોથી અવસ્થામાં મોક્ષ શી રીતે મેળવવાનો હતો? ભાઈલાલભાઈએ ત્યારથી આશ્રમજીવનના નકશા પ્રમાણે જીવન જીવવું તેવો સંકલ્પ કરી લીધો હતો. પરિણામે, બીજી અવસ્થામાં એ એન્જિનિયર હતા ત્યારે સ્વરાજ્યની લડતમાં પડવા એમનો જીવ ઊપડી આવતો હતો અને તે માટે એ રજાઓ લઈ વતનમાં આવતા, છતાં પેલા સંકલ્પને લીધે એ કૂદી પડતા અટકી જતા હતા. પરંતુ સરકારી નોકરીમાં ૫૫ વર્ષે નિવૃત્તિ મળે છે, ત્યાં સુધી ન રોકાતાં ત્રીજી અવસ્થા શરૂ થઈ તે સાથે એ નોકરીમાંથી નિવૃત્ત થયા હતા.

તે વખતે એમની કસોટી કરવાનું પ્રભુ ચૂકચો ન હતો. એ નિવૃત્ત થયા ત્યારે એમનો પગાર ૧,૧૨૫ હતો. નોકરી પૂરી કરત તો ૧,૩૭૫ સુધી એ ગ્રેડ મળત. નિવૃત્તિને ૧૫ દિવસ બાકી હતા, અને ચીફ એન્જિનિયરે એમને બોલાવ્યા, કહ્યું: 'સરકારે તમને ઇન્ડિયન સર્વિસ એન્જિનિયરીંગના સ્પેશિયલ ગ્રેડમાં લઈ લીધા છે અને હવે નિવૃત્ત થશો નહિ. ગ્રેડ ૧,૭૦૦ થી ૨,૧૦૦ સુધીનો મળતો હતો. હા પાડે તો ૧,૧૨૫માંથી સીધો ૧,૭૦૦નો પગાર શરૂ થઈ જાય. પરંતુ ભાઈલાલભાઈ એવા કોઈ પ્રલોભનમાં ખેંચાયા નહિ અને એમની યોજના પ્રમાણે નિવૃત્ત થયા અને જાહેર કાર્યોમાં પડચા. એન્જિનિયર ભાઈલાલભાઈને ગુજરાત નહોતું ઓળખતું, પણ વિદ્યાનગરના વિશ્વકર્માથી એ ગુજરાત અને દેશમાં જાણીતા થયા છે.

એ કાર્યને સંભાળીને એમી રહેવાને બદલે એ રાજકારણમાં પડ્યા. કોંગ્રેસ સામે વિરોધમાં ઊભા રહ્યા તેથી કોંગ્રેસીને તો એ પ્રવૃત્તિ પસંદ ન જ પડે, પણ બિનકોંગ્રેસી અને રાજકારણથી રંગાયા વિનાના અમુક લોકોને પણ એ માર્ગ એમનો પસંદ પડ્યો નથી—વિદ્યાનગરના કાર્યમાં પ્રવૃત્તિનો તોટો નથી. એમણે એ શરૂ કર્યું એટલે બીજામા પડ્યા વિના તેને ઠેઠ સુધી સંભાળ્યું હોત તો કેળવણી ક્ષેત્રે એમની સેવા ઊણી ન ઊતરત. એ રાજકારણી નથી અને રાજકારણ એમનું ક્ષેત્ર નથી.

રાજકારણ એ મૂળે જ મતભેદવાળો વિષય છે. કોંગ્રેસનો કાર્યક્રમ પ્રજાના હિતનો છે તેમ શ્રી નહેરુ માને છે, જ્યારે એ જ કોંગ્રેસના જૂના જોગી અને ચાણક્ય જેવા મુત્સદ્દી શ્રી રાજાજી માને છે કે કોંગ્રેસ દેશનું ભયંકર અહિત કરી રહી છે, અને એ અહિત અટકાવવા સ્વતંત્ર પક્ષ સ્થાપી એ મેદાને પડ્યા છે. ભાઈકાકા રાજાજીની પહેલાંથી એ જાતની માન્યતા ધરાવે છે, અને તેમણે '૫૨ની ચૂંટણીથી તે જાતના વિચારો જાહેરમાં મૂકેલા છે. આ માન્યતા સાથે આપણે સહમત થઈએ કે ન થઈએ, પણ લોકશાહીમાં વિરોધ પક્ષ સબળ ન હોય તો લોકશાહી પ્રણાલિકા ખીલી ન શકે તે હકીકત છે. એ સંજોગોમાં એમની માન્યતા પ્રમાણે, સ્વતંત્ર પક્ષ જેવા રૂઢિચુસ્ત પક્ષની નેતાગીરી લઈને મુખ્ય વિરોધ પક્ષ તરીકે છેલ્લી ચૂંટણીમાં ચૂંટાઈ આવ્યા છે. લોકશાહીની નજરે એમની એ સેવા નોંધપાત્ર છે. રાજકારણની સેવા વિવાદાસ્પદ હોય છે અને એ રીતે ભાઈકાકાની રાજકારણની સેવા પણ વિવાદાસ્પદ હોય તો એમાં કંઈ નવું નથી. પરંતુ એમણે વિદ્યાનગરની સ્થાપના કરીને જેમ કીર્તિ મેળવી છે તેમ સ્વતંત્ર પક્ષને મુખ્ય વિરોધ પક્ષ તરીકે સ્થાપીને કીર્તિ પ્રાપ્ત કરી છે. તે વિષે બે મત નથી.

સરકારી નોકરીમાંથી નિવૃત્ત થવાની અણી વખતે પ્રભુએ જેમ સ્પેશિયલ ગ્રેડની લાલચ મૂકી એમને લલચાવવાની તક જતી

કરી ન હતી, તેમ રાજકારણમાંથી નિવૃત્ત થવાની ઘડીએ પણ એમ તક જતી કરી નથી. રાજકોટની સંસદીય ચૂંટણીની સ્વતં પક્ષની જીત એ જેમ કોંગ્રેસનો નશો ઉતારી નાખે તેવી છે, ં સ્વતંત્ર પક્ષને નશો ચડાવી દે તેમ છે. એ નશો સૌથી વધુ ચ એના પ્રમુખને. વળી આંતરિક પ્રવાહ જાણે છે તેને ખબર છે કે રાજ કોટમાં સ્વતંત્ર પક્ષ ચૂંટણી લડયો તેનું નિમિત્ત ભાઈકાકા છે.

શ્રી ઢેબરભાઈના રાજીનામાથી રાજકોટની જગા ખાલી થ ત્યારે એ ચૂંટણી લડવા સ્વતંત્ર પક્ષ તૈયાર ન હતો. એના ભા તીય પ્રમુખ શ્રી રંગાની દલીલ હતી કે ત્યાં પક્ષની કામગીરી ન અને એવી અજાણી જગાએ કેવળ ચૂંટણી લડવા ખાતર જઈ ં તો હારીએ એ નક્કી છે અને નાહક પક્ષની બદનામી થાય ં નફામાં. ભાઈકાકાની એ સામે દલીલ હતી કે, રાજકોટમાં પક્ષ કામ થયેલું નથી તે સાચું, પરંતુ વિરોધ પક્ષો મદદ કરવા તૈયા છે અને કોંગ્રેસ સામે પ્રજામાં અસંતોષ પડેલો છે. ગુજરાતમાં કોંગ્રે સામે સ્વતંત્ર પક્ષ મુખ્ય વિરોધ પક્ષ છે ત્યારે ચૂંટણીનું આહ્વા એણે ઉપાડી લેવું જોઈએ. હારીશું, એ બીકે ચૂંટણી લડવાનું માં વાળવું તે ઉત્તમ પુરુષને માટે શોભે તેવું નથી, અને રાજાજી એમણે ઉત્તમ પુરુષનાં લક્ષણનો એમનો પ્રિય શ્લોક યાદ દેવડાવ્યો–

विघ्नैर्पुनः पुनरपि प्रतिहन्यमानाः।
प्रारब्धमुत्तम जना न परित्यजन्ति ॥

અને રાજાજી રાજકોટની ચૂંટણી લડવા સંમત થયા. હાર વાની તૈયારી સાથે એ ચૂંટણી લડાઈ હતી અને એમાં જીત થ એ સંજોગોમાં જેના આગ્રહે એ ચૂંટણી લડાઈ હોય તે ભાઈકાકા કેવો નશો ચડે ? એને બદલે એ જીતનું પરિણામ જાહેર થાય તે બીજે જ દિવસે નિવૃત્તિની જાણ કરે, તે હકીકત ઓછી આશ્ચર્ય જનક નથી. એમની ઇચ્છા તો એ જાહેરાત વહેલી કરવા હતી. પરંતુ '૬૨ની ચૂંટણી પતી ગયા પછી અમુક ઉમેદવારો

ચૂંટણી રદ કરવાના કેસ થયા, દાહોદની સ્વતંત્ર પક્ષે જીતેલી બેઠક મૃત્યુને લીધે ખાલી થઈ, તેમાં વળી રાજકોટની ચૂંટણીની નવી તક ઊભી થઈ. એ સંજોગોમા એ જાહેરાતથી સ્વતંત્ર પક્ષના ઉમેદવાર ઉપર અસર પહોંચે માની તેમણે તે લંબાવી હતી અને એ કામ પતતાં તરત જાહેરાત કરી દીધી છે.

દરેક માણસમાં શક્તિ સાથે મર્યાદાઓ પણ હોય છે. ઘણી વખત માણસ જેમ મોટો તેમ એની મર્યાદાઓ પણ એવી જ મોટી હોય છે! ભાઈકાકામાં શક્તિઓ છે તેમ મર્યાદાઓ પણ છે. એમની એ વિશિષ્ટ શક્તિઓને લીધે જ એ વાનપ્રસ્થી તરીકે સફળ થઈને કીર્તિ મેળવી શક્યા છે. લક્ષ્મીની લાલચ છોડવી અઘરી છે, સંસાર છોડવો તેથી ય અઘરો છે અને એ બંને છોડનારથી કીર્તિનો મોહ છૂટતો નથી. તેમાં ય રાજકારણનો મોહ માણસ મરે ત્યાં સુધી છૂટતો નથી. ભાઈકાકાએ કીર્તિ અને રાજકારણ બંનેનો સ્વાદ ચાખ્યો છે, છતાં એમણે એમના જીવનના નિશ્ચિત નકશા પ્રમાણે રાજકારણમાંથી નિવૃત્તિ લેવાનું જાહેર કર્યું છે. અને એ ચોથી અવસ્થાનું જીવન ગાળશે તે એમની વિશિષ્ટ શક્તિનું દ્યોતક છે.

આ શક્તિનું સ્રોત એમનું માનસિક બંધારણ છે. તેમની પ્રકૃતિ આજની દુનિયામાં જીવવાની છે. ગઈ કાલ અને આવતી કાલના બોજ નીચે એ દબાઈ જતા નથી. સરકારી નોકરીમાંથી એ મુક્ત થયા ત્યારથી વાનપ્રસ્થીનું જીવન સ્વીકાર્યું છે. કુટુંબનો એમણે ત્યાગ નથી કર્યો, પણ એની જવાબદારી પોતાની છે તે ભારથી અળગા રહ્યા છે. એમણે સંસ્થા ઊભી કરી છે છતાં એના બંધનથી બંધાયા નથી. એમને વિદ્યાનગરમાં જેમણે કામ કરતા જોયા છે કે સ્વતંત્ર પક્ષમાં જોયા હશે તેમને એ કાર્યમાં ભારોભાર આસક્ત થયેલા દેખાયા હશે. પરંતુ એ આસક્તિ નથી, પણ જવાબદારીનું ભાન જ કેવળ છે તેમ એમને નિકટથી જોવા મળે ત્યારે ખ્યાલ આવે છે. વિદ્યાનગરનું એમણે સર્જન કર્યું છે, છતાં મારા વિના એ

સંસ્થા કોઈ ન ચલાવી શકે તેવી માયા એમનામાં જોવા મળી નથી. વળી એ પોતાની શક્તિથી બન્યું છે તેવો માથે ભાર પણ લઈ ને ફરતા નથી. ઈશ્વરની મરજી હશે તેટલું બનશે, તેની અટલ શ્રદ્ધા એમનામાં છે.

નિવૃત્તિમાં એ શું કરશે તેમ સહેજે સવાલ થાય. એમની ઇચ્છા એવી છે કે મુખ્યત્વે ચિંતન લેખન તથા પ્રાર્થનામાં સમય ગાળવો. શરૂઆતમાં સ્વતંત્ર પક્ષને જરૂર હશે તો સલાહ-સૂચન આપવાનું રાખશે. રાજાજી જેમ કોઈ હોદ્દા વિના સ્વતંત્ર પક્ષને દોરવણી આપે છે, મદદરૂપ થાય છે તેમ એ ગુજરાતક્ષેત્રે સ્વતંત્ર પક્ષને મદદરૂપ થવાનું રાખશે. એમની માન્યતા એવી છે કે આર્ય સંસ્કૃતિએ ચોથી અવસ્થામાં શક્તિશાળી વ્યક્તિઓને પણ જાહેર-ક્ષેત્રથી નિવૃત્ત થવાનું યોગ્યું છે. એવા સ્થાને પ્રતિભાશાળી માણસ ચાલુ જ રહે તો નીચેના માણસોને વણછો લાગે. જવાબદારી ઉપાડવાની તેમની શક્તિ કેળવાય નહિ અને શ્રદ્ધા પેદા ન થાય. આથી સ્વતંત્ર પક્ષને પોતાની નિવૃત્તિથી ગેરલાભ નહિ થાય પણ નવા પ્રમુખની શક્તિનો લાભ થશે.

બીજી અવસ્થામાંથી એ નિવૃત્ત થયા ત્યારે એમના સાથી-દારોને અને પરિચિતોને પણ ખ્યાલ નહિ હોય કે એ ત્રીજી અવ-સ્થામાં આવી મોટી કીર્તિ પ્રાપ્ત કરશે. એ જ રીતે એમણે જ્યારે ત્રીજી અવસ્થામાંથી નિવૃત્તિ જાહેર કરી છે ત્યારે ચોથી અવસ્થાની સાત્ત્વિકતા એમની ઉગ્ર રાજસી પ્રકૃતિ જોતાં સાધ્ય કરી શકશે કે કેમ તેવી આશંકા પરિચિતોમાં રહેતી હોય તો નવાઈ નહિ. પરંતુ એમનામાં જે દૃઢ મનોબળ છે તે દ્વારા એ એમની રાજસી પ્રવૃત્તિ ઉપર વિજય પ્રાપ્ત કરે તો કોઈને આશ્ચર્ય થવું ન જોઈએ. આધુનિક વાનપ્રસ્થીમાંથી આધુનિક સંન્યસ્ત ધારણ કરતા ભાઈ-કાકા એમની ચોથી અવસ્થા—મોક્ષના—સત્–ચિત્–આનંદના અધિ-કારી બને તેવી પ્રભુને પ્રાર્થના.